# લૉર્ડ બેકનના નિબંધ.

ભાગ ૧ લો—ફ્રાન્સિસ બેકનનું જન્મ ચરિત્ર અને તેના ગ્રંથોનું વર્ણન.
ભાગ ૨ જો—લૉર્ડ બેકનના નિબંધ.

લેખક
**રતનજી ફરામજી શેઠના.**
(જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઈક્લોપીડિયા; કાચકામ; ફોટોગ્રાફી; સંજ્ઞાદર્શક કોશ; એશિયાની સદગુણી બાનુઓ; ચાઈનીઝ ટેલ્સ; હકદારનો હક; ત્નમારપી; સુંદર હેલન; ગુલ ખુશરો; ખુશરો શિરીન; લૉનટેનિસ; બિઝીક; રંગમાં ભંગ; લૉર્ડ બેકનનાં નિબંધો; સામાન્ય હુન્નર જ્ઞાન, વગેરેનો કર્તા.)






મુંબઈ
સાંજ વર્તમાન પ્રિંટીંગ પ્રેસમાં છાપ્યું.
ઈ૦ સ૦ ૧૯૦૪.

કિંમત રૂ. ૧–૮.

## આ ગ્રંથ રચનારના નીચલા ગ્રંથો તૈયાર છે.

(જાણીતાં પુસ્તક પ્રગટ કરનાર તથા વેચનાર પાસથી યા રચનાર પાસથી મળશે.)

(રતનજી ફરામજી શેઠના.—ઠેકાણું મુંબઈ બાહારકોટ અબ્દુલ રહિમાન સ્ટ્રીટ નંબર ૩૪૫)

| | | રૂ. આ. |
|---|---|---|
| લૉર્ડ બેકનનાં નિબંધ... ... ... ... ... | કિં. | ૧—૮ |
| પોશાકની ફેશીન અને તેનું શાસ્ત્ર ... ... ... | | ૧—૦ |
| સામાન્ય હુન્નર જ્ઞાન અને હિંદના પ્રાચીન સિક્કા. | | ૧—૦ |
| ચાઈનીઝ ટેલ્સ—રસીલી વાર્તાનું પુસ્તક. એમાં ૩૩ વાર્તાઓ અરેબિયન નાઈટસની ઢબ ઉપર છે. | | ૧—૪ |
| જમાસ્પી ... ... ... ... ... ... ... | | ૧—૮ |
| હકદારનો હક—ચિત્રયુકત વાર્તા ... ... ... | | ૧—૦ |
| એશિયાની સદ્‌ગુણી બાનુઓ ... ... ... | | ૧—૮ |
| સંજ્ઞાદર્શક કોશ... ... ... ... ... ... | | ૧—૦ |
| સુંદર હેલન-મહાન કવિ હોમરની ઇલીયડ આધારે... | | ૦—૬ |
| ગુલ ખુશરો નાટક ... ... ... ... ... | | ૦—૪ |
| મેસમેરીઝમ... ... ... ... ... ... ... | | ૦—૬ |
| ફોટોગ્રાફી ... ... ... ... ... ... ... | | ૦—૧૨ |
| કાચ બનાવવાનો હુન્નર ઉદ્યોગ ... ... ... | | ૦—૧૨ |
| જ્ઞાનચક્રનાં ૭ દફતરો ... ... ... ... ... | | ૧૮—૦ |
| | જુમલે રૂ | ૩૦—૪ |

(દરેક ગ્રંથનું પોસ્ટેજ જુદું.)

# અર્પણ પત્રિકા.

જરથોસ્તી ટોળાના—

માનવંત અકાબર અને રેહબર,

**શેઠ બમનજી દીનશાહજી પીટીટ,**

જે૦ પી૦.

આપની વિદ્યા હુન્નર તરફની અતિશય શ્રધ્ધા, દેશી વ્યાપાર અને કારીગરીને શુદ્ધ અંતઃકરણથી આપેલો આશ્રય, લોકોપકાર કરવાની નિર્મળ વૃત્તિ, સખી પ્રકૃતિ, જાહેર સ્વસ્થાનિક સેવાઓ, ઉદાર સાર્વજનિક સખાવતો, આદિ અનેક ઉત્તમ ગુણોની કદરશનાશીમાં આ "લૉર્ડ બેકનના નિબંધ" નો ભાષાંતર રૂપી ગ્રંથ સન્માનપૂર્વક અર્પણ કરવાની રજા લઉં છું.

આપનો શુભચિંતક

સેવક

**રતનજી ફરામજી શેઠના,**

( જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇકલોપાડિયાનો કર્તા. )

# અનુક્રમણિકા.



## લૉર્ડ બેકનના નિબંધ.

# આ ગ્રંથમાં આપેલી "ફુટનોટ" (ટીપ)ની અનુક્રમણિકા.

# ઉપોદ્ઘાત.

---

મારા છેલ્લા પ્રગટ કરેલા "સંજ્ઞાદર્શક કોશ" નામે ગ્રંથમાં મેં બીજા નવા ગ્રંથો હવે પછી રચી પ્રસિદ્ધ કરવાની કબુલાત આપી હતી; તેમાંના એક પોશાકની "ફેશન" ઉપરાંત આ નિબંધ સંબંધી ગ્રંથ તથા "સામાન્ય હુન્નર જ્ઞાન" એવાં ત્રણ ગ્રંથો એકી વેળા લખી પ્રગટ કરવાનો હાલમાં યત્ન કર્યો છે.

મહાન પંડિત ફ્રાન્સિસ બેકનનાં ગ્રંથ અને તેની કારકીર્દિનું વર્ણન આ ગ્રંથનાં પેહેલા ભાગમાં દર્શાવેલ હોવાથી ઝાઝું વિવેચન કરવાની અત્રે હું અગત્ય જોતો નથી.

સર્વમાન્ય વિદ્વાન લૉર્ડ બેકનની ગહન વિચાર શક્તિ અને લખાણમાં જે અલૌકિક બુધ્ધિ તે ધરાવતો હતો, તે તેનાં મહાન ગ્રંથો ઉપરથી સ્પષ્ટ જણાય છે. તેમાં આ તેના રચેલાં નાહના નાહન નિબંધોમાં જે ગહન વિચાર શક્તિ અને બેહોળો અનુભવ આદિ ગુણો જણાય છે તેથી સદીઓ થયાં આ નિબંધો એખલી ઇંગ્રેજીજ નહિ પણ જૂદી જૂદી ભાષામાં ભાષાંતર રૂપે હોંસે હોંસે વંચાય છે તથા તેનું શિક્ષણ અપાય છે.

આ નિબંધો તદન ટુંકમાં હોઇ તેમાં તે તે વિષયોનું સમગ્ર નિરૂપણ કરેલું નથી; પણ દરેક વિષય ઉપર આ ગ્રંથકારને જે જે વિચાર સુઝ્યા, તે તે તેણે થોડા શબ્દોમાં અતિ ખુબીદાર રીતે જૂદા જૂદા લખ્યા છે. લૉર્ડ બેકનનાં આ નિબંધ માહેલું અકેક વાક્ય

એવું છે કે, તેમાંના દરેકનું પૂર્ણ વર્ણન કરવા જતાં એકેક સ્વતંત્ર નિબંધ બનશે. આ નિબંધ માળાની એક આવૃતિ "આર્ચબિશપ વ્હેટલી" એ ઘણી બાહોશાથી ટીકા સહિત રચી પ્રસિધ્ધ કરી છે. તેમાં લૉર્ડ બેકનનાં આ નિબંધ માહેલા નાહના નાહના વાક્ય ઉપર લાંબા લાંબા નિબંધ મૂળ અર્થના સ્પષ્ટીકરણ અર્થે લખેલા છે. આવા એક રસિક પણ ગહન વિચાર શક્તિથી ભરપૂર અને ગૂઢાર્થ વાક્ય રચનાથી પૂર્ણ એવા ગ્રંથનું ભાષાંતર મારી અલ્પ શક્તિ મુજબ મેં અત્રે રજુ કર્યું છે. તેમાંના અનેક વાક્યો અને દાખલા સમજ પડે તેથી ટીપ આપવાની યથાશક્તિ કોશેસ કરી છે; અને આવા એક ગહન વિચાર શક્તિથી ભરપૂર નિબંધને શૂધ્ધ તથા સરળ ગુજરાતી ભાષામાં લખવાનો જે પ્રયત્ન કર્યો છે તેમાં હું કયાં સુધી ફતેહ પામ્યો છું તે તપાસવાનું કામ વાંચક વર્ગનું પોતાનું છે.

મુંબઇ, ડીસેંબર ૧૯૦૪.

૨૦ ફ૦ શેઠના.



## ફ્રાન્સિસ બેકન.



*Bacon, Francis, Lord Verulam and Viscount St. Albans.*

# લૉર્ડ બેકનના નિબંધ.

## ફ્રાન્સિસ બેકનનું જન્મચરિત્ર

અને

## તેના રચેલા વિદ્વત્તાભર્યા ગ્રંથોનું વર્ણન.

**ફ્રાન્સિસ બેકન:**—આ મહાન વિદ્વાનનો જન્મ ઇ. સ. ૧૫૬૧ માં ૨૨ મી જાનેવારીએ થયો હતો. એના પિતાનું નામ સર નિકોલસ બેકન હતું. એના સમયમાં ઇલિઝાબેથ રાણીનો અમલ ઇંગ્લંડપર ચાલુ હતો. ઇલિઝાબેથનાં અમલમાં એના પિતા સર નિકોલસ બેકને એકવીસ વર્ષ સુધા સરકારી મુખ્ય “ મુદ્રાધિકારી ” નું કામ બજાવ્યું હતું. આ ઐયામ સુધી તમામ રાજ્ય કારોબાર રણધુરંધર યોદ્ધા અથવા ધર્મગુરૂઓને હાથ હતો, પણ આ સમયથી ઇંગ્લંડમાં પ્રધાન મંડળને હાથ તમામ કારોબાર ચાલવા લાગ્યો. સર નિકોલસ બેકન એજ મંડળમાંનો એક હતો. સર નિકોલસની બે બાયડી હતી. પેહેલી બાયડીનાં મોત પછી એણે લેડી એન સાથે લગ્ન કર્યાં; તેનો પુત્ર

ફ્રાન્સિસ બેકન હતો. લેડી એન જેવી તે વખતે ઇંગ્લંડમાં કોઇજ બાહોશ ઓરત નહોતી, અને એ ઉપરથી જણાય છે કે આ માતાની બાહોશીનો પૂર્ણ અંશ તેનાં શિક્ષણથી બેકનમાં ખિલી નિકળ્યો હતો.

બેકન બચપણમાં નબળી કાયનાતવાળો હોવા છતાં મગજે અત્યંત ચંચળ હોવાથી રાણી ઇલિઝાબેથ પણ તેને ઘણી ચાહતી હતી. એ નિશાળમાં જતો ત્યાં તમામ વખત અભ્યાસ ઉપર લક્ષ આપતો અને રજાના વખત દરમ્યાન એકાંતમાં જઇ વિચાર કરવા બેસતો. બાર વર્ષની ઉમરે તેણે તરેહવાર મદારીની હાથચાલાકીની રમતો શોધી કાઢી અને બીજી રમતગમતો ઉપર અખતરા ખાનગીમાં કર્યો જતો હતો.

ઇ. સ. ૧૫૭૩ નાં એપ્રીલમાં બેકન ૧૩ વર્ષની ઉમરે ત્રિનિટી કૉલેજમાં દાખલ થયો. આ કૉલેજમાં ત્રણ વર્ષનો અભ્યાસ પુરો કરી બાહેર પડતાં, એને લાંબા અભ્યાસ પછી ઍરિસટોટલ માટે પુજ્ય બુધ્ધિ ઓછી થયલી પોતાને જણાઇ. તેજ મુજબ તે પંડિતના ગ્રંથો અને તે ગ્રંથોને કૉલેજમાં ઘણા માનથી શિખવતા હતા, તે ઉપરથી ત્યાંની શિક્ષણ પધ્ધતિ માટે એને હલકો વિચાર ઉપજ્યો.

બેકન ૧૬ વર્ષનો થતાં એના પિતાએ એને વધુ રાજદ્વારી અનુભવ મળે એવા વિચારથી ફ્રાન્સનાં ઇંગલીશ એલચી સર લુઇ પૉલેટ સાથે પૅરીસ મોકલ્યો. ફ્રાન્સ જઇ થોડો વખત ત્યાંનો રાજદ્વારી અનુભવ મેળવી, દેશેદેશ મુસાફરી કરતાં એણે પોતાનો અભ્યાસ વધાર્યો હતો. પ્રવાસ દરમ્યાન એણે યુરપની હાલત ઉપર

એક ગ્રંથ રચ્યો હતો. આ મુજબ બેકન અભ્યાસ અને મુસાફરીમાં ગુંતાયલો હતો તેટલાં એને એના પિતાનાં મરણનાં સમાચાર મળતાં એ ઇ. સ. ૧૫૭૯ માં ઇંગલંડ પાછો ફર્યો.

ઇંગ્લંડ આવતાં બેકનને પોતાના પિતા તરફથી તેની માલ મિલકતનો માત્ર પાંચમો હિસ્સો મલ્યો; આથી વિદ્યાઅભ્યાસ આગળ વધારવા માટે થોડી પણ પૈસાની મદદ મળે તે થકી એણે સરકારમાં નોકરી મેળવવાની કોશેસ ઇ૦ સ૦ ૧૫૮૦ વેર ચાલુ રાખી, પણ ૧૫૮૧ થી એને સહેજ આશ્રય મલ્યો. વિદ્યા અભ્યાસ માટે જે નાણાંની તાણ પડી હતી તેની યાદદાસ્ત બેકનને જન્મ સુધી રહી હતી. જ્યારે થોડા વર્ષો પછી એ મ્હોટે દરજ્જે ચઢ્યો ત્યારે પોતાનાં મિત્રોને વારંવાર એવો ઉપદેશ કરતો કે, “વિદ્વાન, બુધ્ધિમાન પુરૂષોને તેમનાં વિદ્યા અભ્યાસ માટે બને તેમ પેહેલી મદદ કરતા રહેજો.” જ્યારે કોઇ રીતે કશું વળ્યું નહિ ત્યારે છેવટે એણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. આ ધંધો ફ્રાન્સિસને જરાએ પસંદ નહોતો, છતાં ધંધાની ગરજ થકી તે તરફ લક્ષ આપવું પડ્યું. એ અતિ ચંચળ બુધ્ધિનો હોવાથી કાયદાનો અભ્યાસ તેણે જલદીજ પુરો કર્યો. એકાદ મહાન નરનું ચરિત્ર પુર્ણપણે જાણવું હોય તો તેનો સંસારમાં પ્રથમ પ્રવેશ થતી વખતે, તેનો ઉદ્દેશ અને તેનું આચરણ કેવું હતું એ જાણવું જોઇએ. એ બેકનનાં સંબંધમાં આપણને તેના લખાણો ઉપરથી જણાય છે. તેણે એક ગ્રંથમાં પોતાના મનની પરિક્ષા કરી છે; તેમાં તે જણાવે છે કે, “મને આ જગતમાં આવી બે વાતો મેળવવાની છે. એક સત્યતાની શોધ કરી મનુષ્ય જાતીનું કલ્યાણ કરવું, અને બીજું

હું મારા દેશને ઉપયોગી થઇ પડું. આ બન્ને વાતોને મેળવવા હું પ્રયત્ન કરીશ! આ બે વાતો ઉપરાંત ત્રીજો પણ એક હેતુ મને સિધ્ધ કરવો છે, અને તે એકે બને ત્યાં સુધી મારે ધર્મને ઉપયોગી થઇ પડવું." આ ઉમેદ બર લાવવા જેટલું સામર્થ્ય તેમાં હતું. તે લાંબી નજર દોડાવનાર તિક્ષણ, ચંચળ, સાવધ, વિચારશિળ, જ્ઞાનશિળ અને મનનો ઉદાર હતો, અને તેવોજ પ્રજામાં પ્રિય હતો. એટલું જાણ્યા પછી તેનું સંસારમાં દાખલ થવા પેહેલાનું ચિત્ર આપણી નજર સામે સ્પષ્ટ થાય છે.

ઇ૦ સ૦ ૧૫૮૬ માં ફ્રાન્સિસને "બેચલર ઓવ ધી ઇન" ના નામનો ઓધ્ધો મલ્યો. ૧૫૮૮ માં 'લેંટ રીડર' નામનો ઓધ્ધો મલ્યો અને ૧૫૮૯ માં "કિવન્સ કાઉન્સીલ લરનેડ ઍકસૅટ્રા ઑરડિનરી" આ નામની પદ્વિ તથા ઓધ્ધો મલ્યો. ઇ૦ સ૦ ૧૫૮૮ સુધી તેણે પોતાના સગાસ્નેહીઓ કોઇ રીતે પોતાને ઉપયોગી થઇ પડતાં નથી એમ જોયું, ત્યારેજ ઇસેક્સ નામનાં એક શ્રીમંત રાજદુવારી નરની મિત્રાચારી સંપાદન કરી. આ ઇસેક્સ ઇલિઝાબેથનો અત્યંત માનીતો હતો; તેમજ તે વિદ્વાનોને ઉત્તેજન આપનારો અને પોતે પણ તેવોજ વિદ્વાન હતો.

ઇ૦ સ૦ ૧૫૯૩ માં ફ્રાન્સિસ બેકને મિડલસેક્સ તરફથી પાર્લામેંટ-માં સભાસદ તરીકે બેઠક મેળવી. આ વખતથી તેનું રાજ્યકારોબાર ઉપર મુખ્ય ધ્યાન ચોંટયું. પાર્લામેંટ સભામાં બીરાજવા સમેત પ્રથમ બેકને બેઉ તરફ રહી ડમાડોળ વિચાર દર્શાવવા માંડયા, પણ તેથી તેને કશો ફાયદો થયો નહિ. આથી પ્રજાનાં ગરીબ વર્ગ તરફથી લડવા માંડી પેહેલી

વખતે તેણે તમામ રાજસભા સામે જે ભાષણ કર્યું તેમાં નીચે મુજબ સખત ભાષા વાપરી હતી. "નામવર માહારાણીજીએ જે લોકો પર પૈસાની માગણી કરી છે તે ભરવા માટે પ્રત્યક્ષ ખેડુતો અને મધ્યમ હાલતવાલાઓ, પોતપોતાનાં ઘેરબાર વેચે તોજ તેઓ આવી રકમ ભરી શકશે, એવી હાલમાં ગરીબ પ્રજા વર્ગની હાલત છે. ત્યારે પ્રથમ એ ઉપર ધ્યાન આપી જે કરવું હોય તે બજાવવું. આવી રીતે જો આપણે લોકો પાસથી પૈસા મેળવીશું તો તેઓ અર્થાત નાખુશ બની, કદાચ માહારાણીજીનાં જીવ ઉપરની પણ વાત બનશે. આ કરથી આવું એક માઠું પરિણામ પણ નિપજવા ઉપરાંત બીજા દેશોનાં રાજાઓ આપણો દાખલો પકડી પોતાની પ્રજા ઉપર પણ આવોજ કાયદો બેસાડશે; આ બધાનું કારણ આપણે થઇશું. આવી હાલતે જો આ ધારો પોંહચાડતો હોય તો તેવો કાયદો અમલમાં નહિ મેળેલો ઠીક." બેકનનાં આવા સ્વતંત્ર અને સખત ભાષણથી ઇલિઝાબેથ તથા તેનાં પ્રધાન મંડળને ભારે ગુસ્સો ઉપજ્યો. આથી તેને રાણીજી તથા પ્રધાન મંડળ પાસે પાછળથી માફી માંગવી પડી હતી. જો તે વેળા બેકન માફી માંગતે નહિ તો તેને કેદખાનાની શિક્ષા જરૂર થતે. તે પછી બેકને આવું સખત ભાષણ પોતાની તમામ જીંદગીમાં કદીજ કર્યું નહોતું.

ઇ. સ. ૧૫૯૪ માં કોર્ટમાં સરકારી વકીલની જગા ખાલી પડતાં ત્યાં બેકનને નેમવા માટે ઇસેક્સે પ્રયત્ન કર્યો, પણ તેમાં ફાવ્યો નહિ. તે પછી સૉલિસિટર જનરલની જગ્યા ખાલી થતાં ત્ય ઇસેક્સે બેકનને નેમવાની ગોઠવણ કરી, પણ તેમાં તે નહિ ફાવવાથી

આ ઉદાર મિત્રે બેકનને પોતાની જાગીરમાંથી ૨૦,૦૦૦ પૌંડની જાગીર ઇનામ તરીકે આપી.

આ સમયે બેકન નાણાની ભીડમાં હોવાથી તેને ભેટ મળેલી જાગીર વેચવી પડી. એને નાણાની તંગી પડવાનું કારણ તેનું ઉડાઉ-પણું હતું. એ માટે તેની માતા વારંવાર શિખામણ આપતી, પણ તેપર ધ્યાન આપવામાં આવતું નહિ.

૧૫૯૮ માં ઇસેક્સ સ્પેન ઉપર ચઢાઇ કરવા ગયો તે વખતે બેકનને દરેક રીતની મદદ મળે તેવી ગોઠવણ કરી ગયો હતો. ત્યાંથી પાછો ફરતાં તેને ઇંગલંડમાં ભારે માન મળ્યું. પણ થોડા વખતમાં રાણીજી સાથે ઇસેક્સને અણબનાવ થયો, પણ ફરી સુલેહ થઇ. તેટલાં ઇ૦ સ૦ ૧૫૯૯ માં આયરલંડમાં એક બલવો થયો, તે સમાવવા થકી ઇસેક્સને લશકરની સરદારી આપી મોકલવામાં આવ્યો. આ વખતે બેકને તેને આ કામમાં ભાગ નહિ લેવા સમજાવ્યો, પણ તેણે બેકનને હસી કાઢયો. આયરલંડ જતાં તેણે લશકર એકઠું કરવાની કોશેસ કરવા માંડી. આ વેળા તેનો એવો વિચાર હતો કે લશકર એકઠું કરી રાણી ઉપર ચઢાઇ લઇ જઇ તેણીની મેહેરબાની ફરી અગાઉ પ્રમાણે મેળવવી. આ વિચાર તેણે આયરલંડ બળવો દાબી દેવા જવા પેહેલાં ઇંગલંડમાં કર્યો હતો કે નહિ તે જણાયું નથી, અને આ તેનાં વિચારને આકાર આવવા પેહેલાં રાણીનો એવો હોકમ તેને મળયો કે, "ઇંગલંડ તરફ તમારે હાલમાં આવવું નહિ." આવો સખત હોકમ છતાં તે પાછો દરબારમાં આવ્યો. પોતાના હોકમને નહિ ગણકારતાં પાછો ફર્યો તેથી રાણીને ભારે ગુસ્સો ઉપજયો. લડાઇમાં તેણે જે

ભાગ ભજી બતાવ્યો તેની તપાસ ચલાવવા માટે તરતજ કમીશન નેમવામાં આવ્યું. આ વેળા તેનીપર કશા આરોપ ટકી નહિ શકવાથી છુટો થયો, પણ તે પછી તેણે જેમ્સ સાથે પત્રવેહેવાર રાખતાં રાજદ્રોહનો આરોપ મેળવામાં આવ્યો. 'મોંટ જયોર્જ' નામે તેનો એક મિત્ર આયરલંડમાં હતો, તેની મદદથી પોતાની પાછળ જેમ્સને ગાદીએ બેસાડવા માટે તે રાણીપર દબાણ કરનાર હતો; પણ તેનો મિત્ર કોઇ રીતે મસલતમાં સામેલ થયો નહિ. ત્યારે પોતે જાતેજ આ કામ માથે ઉઠાવી લીધું. તેમજ તેટલાં તેની પાસે દારૂનો જે મકતો હતો તે રાણીએ છીનવી લાધો. ત્યારે તો ઇસેકસે રાણી સામે ખુલ્લો રાજદ્રોહ કર્યો. આ મસલત ફસતાં બળવાખોરો પકડાયા, તેમાં ઇસેકસને ફાંસીની સજા મળી. આ વેળા બેકન સરકારી વકીલ હોવાથી એને પોતાના મિત્ર સામે કજ્યો ચલાવવો પડયો. ઇસેકસને મારી નાખ્યા પછી પ્રજાલાગણી ઇલિઝાબેથ વિરૂધ્ધ ઉશકેરાઇ. આથી રાણીએ તેને શિક્ષા કાયદાસર કરી છે કે નહિ તે પ્રજા જાણમાં લાવવા માટે બેકન તેનો જાની મિત્ર હોવાથી તેને આ ફેસલા સંબંધી ગ્રંથ લખવાનું કામ સોંપ્યું. ફ્રાન્સિસ બેકને આ ગ્રંથનું નામ "રૉબર્ટ અર્લ ઑવ ઇસેકસે રાજદ્રોહાદિ જે અનેક ગુન્હા કીધા તેનું પ્રકટીકરણ" આપ્યું. આ ગ્રંથ બેકને પોતાના ખુલ્લા નામેજ છાપી પ્રગટ કર્યો હતો. મોત આગમજ ઇસેકસ કહેતો હતો કે તમામ દુઃખનું મૂળ કારણ મારા મિત્રો છે. આ મિત્રમંડળ દોષમાંથી તેણે બેકનને માત્ર મૂક્ત કર્યો હતો. સ્વદેશનું કલ્યાણ ઇચ્છવું એ મિત્રનાં કલ્યાણ કરતાં શ્રેષ્ટ પ્રકારનું કરતવ્ય છે, અને ઇસેકસે સ્વદેશનાં અકલ્યાણ કરવાની

કોશીસ કરી; પણ આ તમામ પ્રપંચની ખબર બેકનને અગાઉથી નહોતી, પણ જ્યારે તેને આ ખબર પડી ત્યારે તેને સુધારવાની કોશેસ કરી, પણ તેનો ભરમ ફુટતાં તે મિત્રાચારી કરતાં સ્વરાજ નિષ્ટાને વધારે ગણી, અને તેને છોડવવાનો યત્ન નહિ કરતાં તે ગુન્હેગાર છે એમ અનેક દાખલા દલીલો ઉપરથી સિધ્ધ કરી તેને તેના ગુન્હા માટે શિક્ષા અપાવી.

ઇ० સ० ૧૬૦૩ માં ઇલિઝાબેથ રાણી મરણ પામતાં ૧ લો જેમ્સ ગાદીનશીન થયો. આ જેમ્સ રાજા વિદ્વાન અને પંડિતોનો વખાણનાર હોવાથી બેકન રાજાનો જલ્દીજ માનીતો થઇ પડ્યો. તેમાં વળી જેમ્સ રાજાની જે મનગમતી મતલબ ઇંગ્લંડ અને સ્કોટલંડને એકત્ર કરવાની તેને બેકને પૂર્ણ ટેકો આપ્યો. આથી રાજા તેપર ઘણો પ્રસન્ન થયો. આ બંને દેશોને એકત્ર કરવા માટે જે જે કલમો નક્કી કરવા કમીશન નેમવામાં આવ્યું હતું, તેમાં બેકનની પણ નેમણુક થઇ હતી. તેમાં એનાં ડાહપણ તથા વિષયના પૂર્ણ જ્ઞાનને લીધે આ કામ ઘણા ઉત્તમ પ્રકારે થયું, અને તે પછી રાજાનો બેકન એક સલ્લાહકાર જેવો થઇ પડ્યો.

ઇ० સ० ૧૬૦૭ માં બેકનની ચડતી કળા પૂર્ણપણે થઇ. આ સાલમાં તેને "સોલિસિટર જનરલ" ની જગ્યા મળી. ૧૬૧૨ માં તેને "ઍટર્નિ જનરલ" તરીકે નેમવામાં આવ્યો. આ હોધ્ધાપર હતો તે વખતે બેકને અનેક લોકોપયોગી કામો કર્યાં. તેમાંની બે વાતો માત્ર એની કારકીર્તિને ઝાંખ પમાડનારી નિવડી. તેમાંની પેહેલી આ હતીઃ—ઇ० સ० ૧૬૧૪ માં જે પાર્લામેંટ સભા ભરાઇ, તેમાં પ્રજા

તરફના પ્રતિનિધીઓએ રાજાને પૈસા આપ્યા નહિ. ત્યારે સરકારે એવો હોકમ કર્યો કે તમામ સરકારી કામદારોએ પોતપોતાના પ્રાંતમાંની પ્રજા પાસથી નજરાણાં લેવાં. "ઑલીવર સેંટ જોન" નામે જાણીતા વકીલની નજરાણુ આપવાની જયારે વારી આવી ત્યારે તેણે તે નહિ ભરતાં સામો થયો. તેણે જણાવ્યું કે "આ રાજાનો હોકમ કાયદા વિરૂધ્ધનો અને જુલમી છે." આથી તેનીપર રાજદ્રોહનો આરોપ મેળી તેનીપર બેકને કજયો ચલાવ્યો. તેમાં તેને ૫૦૦૦૦ રૂપીયાનો દંડ અને બીજી કેદની શિક્ષા કરવામાં આવી. પણ થોડા વખત પછી તે રાજાને શરણે જતાં તેને છોડી મેળવામાં આવ્યો. એમાં ઑલીવરનો જરાએ ગુનાહ નહોતો, અને રાજાએ નજરાણુ લેવું એ ઇંગ્લંડનાં કાયદા વિરૂધ્ધ હતું. બીજી વાત એવી બની કે 'પેચામ' નામના ધર્મગુરૂ ઉપર રાજદ્રોહનો આરોપ મેળાયો. આ વેળા બેકને તેને ખાનગી રીતે માર મરાવ્યો, અને ન્યાયાધિશો પાસથી ખાનગી રીતે કબુલાત લીધી કે તેને સખત શિક્ષા કરવી; આથી તેનીપર કેસ ચલાવી બેકને તેને જન્મદેશનિકાલની સજા કરી.

'બકિંગહેમ' મુખ્ય પ્રધાન થનાર છે, એવી વાત જાણતાંજ બેકને તેની મિત્રાચારી સંપાદન કરી. તેના અમલમાં ઇ૦ સ૦ ૧૬૧૬ માં 'પ્રીવી કૌનસીલ' નો સભાસદ થયો. બેકનને આ ઓધ્ધો મળતાં 'કેમબ્રિજ અને ઓકસફર્ડની પાઠશાળા તરફથી માનપત્ર આપવામાં આવ્યું. ઇ૦ સ૦ ૧૬૧૭ માં બેકનને "કીપર ઓવ ધી સીલ" નો ઓધ્ધો આપવામાં આવ્યો. તે પછી તરતજ તેને "લૉર્ડ ચાનસેલર" નો ઓધ્ધો મળ્યો. આ વેળા તેણે બેહદ

મેહેનત લઇ આગલા ચડેલા ફેસલાઓનો નિકાલ થોડા વખતમાં કરી નાખ્યો હતો. તેજ સમયે તેને "બૅરન વ્હેરૂમલ"ની પદ્વિ મળી. તેમજ થોડા માસમાં "વાઇકાઉન્ટ સેંટ આલબન્સ" ની ભારે માનવાળી પદ્વિ મળી. આ પદ્વિ એનાયત કરતી વખતે મ્હોટો સમારંભ ખાસ કરવામાં આવ્યો હતો. આ વેળા બેકન જેટલી યોગ્યતાનો શખસ તમામ ઇંગલંડમાં બકીંગહેમ સિવાય કોઇ પણ નહોતો. લંડનમાં તેના પિતાનો 'યૉર્ક' નામે જે મેહેલ હતો તેમાં ભારે દમામથી રેહતો હતો. ત્યાં તે રજાના દિવસ ગુજારતો હતો. ગોરંબરી નામના ગામડામાંના પોતાના બીજા મેહેલમાં વિદ્યાભ્યાસ કરવા તથા ગ્રંથ રચવાનાં તમામ કામો બજાવતો. એ બાગબાનીનો ભારે શોખીન હતો. તેણે વળી આ ઠેકાણે એક લાખને ખર્ચે એક વિશ્રાંતી જગા બંધાવી હતી. મનુષ્ય સમાજનો કંટાળો ઉપજતાં તે આ ઠેકાણે જઇ રહી અભ્યાસમાં વખત ગુજારતો. આ ઠેકાણે ચોકસ વિદ્વાનોનેજ આવવાનો હોકમ હતો. ઉપર જણાવેલી ભારે માનપાનવાળી પદ્વિ મળ્યા પછી ત્રણ મહિનામાં એનીપર એક આફત વર્સી: તે નીચે મુજબ:—

હમેશ પ્રમાણે રાજાને પૈસાની તંગી પડી. તેણે અવિચારે એકદમ પાર્લામેંટની સભા ભરી તેમાં પૈસાની માગણી કરી. આ આગમજ ૬ વર્ષ સુધી પાર્લામેંટ ભરવામાં આવી નહોતી. સભા મળવા આગમજ પ્રજા તરફનાં પ્રતિનિધીઓએ એવું ઠેરવ્યું કે રાજાએ માગેલા પૈસાને મંજુરીયાત આપવા પેહેલાં, પ્રજાને જે જે વાતોની હરકત થાય છે, તેની પેહેલાં તપાસ કરી પછી રાજાની માગણીને મંજુરીયાત આપવી. આ મુજબ તમામ સરકારી ખાતાંઓની

તપાસ થતાં થતાં ન્યાય ખાતાંની તપાસ ચાલી. આ ખાતામાં કેવી અંધાધુંધી ચાલુ છે તે તપાસવા કમિટી નેમાઇ. આ કમિટીનાં પ્રમુખે એવો રિપોર્ટ કર્યો કે "આ ખાતામાં જે અંધેર ચાલુ છે તેનું મૂળ લૉર્ડ બેકન છે." તેની ઉપર બે શખ્સો પાસથી લાંચ રૂશવત લેવાને આરોપ મેલાયો. આ ખબર જ્યારે પાર્લામેંટ સભામાં ફેલાઇ કે તુરંત તેઓએ આ કેસની એક યાદી ઘડી કાઢી અને તેની તપાસ ઉમરાવોની સભામાં કરવા તે યાદી મોકલી આપી.

આ ખબર બેકનને પડતાંજ તે અત્યંત શરમીંદો બની એકાંતવાસમાંજ વખત ગુજારવા લાગ્યો અને શરીરે નબળો પડી ગયો બીજી તરફ તપાસનું કામ તુરત હાથ ધરવામાં આવતાં તેનીપર ૨૩ આરોપ મેળાયા. છેલ્લે તેની ઉપર ગુન્હો પુરવાર થતાં તેને નીચે પ્રમાણે શિક્ષા મળી:—"૪૦,૦૦૦ પૌંડ દંડ, રાજાની ઇચ્છામાં આવે ત્યાં સુધીનું કેદખાનું, સરકારી કામને નાલાયક, પાર્લામેંટના સભાસદ થવા માટે તદન નાલાયક અને દરબારમાં આવવાની મનાઇ."

આ કજ્યો ઇ૦ સ૦ ૧૬૨૧ માં ૩જી મેએ પુરો થયો. બે દિવસ વટીક આ શિક્ષા અમલમાં મેળાઇ નહિ તેટલાં રાજાએ તેને માફી બક્ષી, અને તમામ દંડની રકમ રાજાએ પોતાની ગીરોથી ભરી. છેલ્લે ૧૬૨૪ માં તેને શિક્ષાથી તદન મુક્ત કરવામાં આવ્યો, અને રાજાએ દરસાલ ૧૮૦૦ પૌંડનું સાલીયાણું બાંધી આપ્યું. બેકનની આવી મોટી આમદાની છતાં તેના ઉડાઉ ખર્ચને લીધે હમેશાં તે પૈસાની તંગીમાં રહેતો. આ વેળા તેને પોતાનો એક મેહેલ પણ વેચવો પડયો. તેમજ તેને સ્ત્રીનું સુખ નહિ હોવાથી તે ઘેરમાં પણ

દુઃખી રીતે જીંદગી ગુજારતો હતો. આવી આવી આપ્તો બુઢાપામાં તેનીપર પડયા છતાં, તેની તિવ્ર બુધ્ધિમાં સહેજ ફેર નહિ પડતાં તેણે તે પછી બાકીના વર્ષો અભ્યાસમાં ગુજાર્યાં. આ અૈયામમાં તેણે અનેક ગ્રંથો પ્રગટ કર્યાં હતાં. એનું મરણ ઈ૦ સ૦ ૧૬૨૬ ના જાનેવારી માસમાં નિપજ્યું.

બેકન ઉપર જે લાંચ રૂશવત લેવાનો આરોપ મેળાયો હતો તે માટે તેનું કહેવું એવું હતું કે "આ ગયા પચાસ વર્ષમાં મારા જેવો કોઇ ન્યાયાધીશ થયો નથી, તેમજ આ બસો વર્ષમાં પાર્લામેંટે વટીક એવો ચોખો ઇન્સાફ કર્યો નથી." ન્યાયનો અન્યાય કરવા માટે બેકને લાંચ લીધા નહોતી. એવુંજ મત કેટલાક હાલના ગ્રંથકારોનું છે. તે ઉપરાંત તેણે જે જે કજ્યાની તપાસ કરી તે જોતાં તે ઉપરથી બેકન તદન નિર્દોશ હતો એટલું સિધ્ધ થાય છે, અને તેણે જે ફેસલા કર્યા હતા તે ઠરાવ બદલી નાખવા ઘણા યત્ન કર્યા છતાં તે સિધ્ધ થયા નહિ; એ ઉપરથી તેના સ્વચ્છ ઇન્સાફનું તોલ પાછલા જમાનાને કરતાં આવડે છે. જો તેના ઠરાવ ન્યાય વિરૂધ્ધ હતા તો તે આજે પણ બદલી શકાતે. આથી તેનું કહેવું " મને લોકોએ નજરાણા આપ્યાં, લાંચ આપી નથી" એવું જે હતું એજ માનવું ત્યારે રાસ્ત છે.



# ફ્રાન્સિસ બેકનના ગ્રંથોનું અવલોકન.

(૨)

મરણ સમયે બેકન એમ બોલ્યો હતો કે, "મારી કીર્તિ હવે પછીનાં જમાનાનાં લોકો ગાશે." એમ કહેવાનું કારણ તે સંસારથી કંટાળેલો હતો. એના જન્મચરિત્રમાં આપણે જોયું કે તેનીપર લાંચ રૂશવત લેવાનો આરોપ સાબેત થયો હતો; આથી તેનું જીગર તદ્દન નામુરાદ બન્યું હતું, અને તેથીજ તે નગુણા મિત્રોથી થયલા ગેર-ઇન્સાફથી કંટાળી જે બોલ્યો તે પાછલા જમાનામાં ખરૂં પડેલું આપણે જોઇએ છિયે. તર્કશાસ્ત્ર સંબંધમાં એના જેટલો અલૌકિક નર બીજો કોઇ જાહેરમાં આવ્યો નથી. દરેક અભ્યાસી બેકનને માન આપે છે. જે મતો ખુદ તેના છે, તે થકી માત્ર તેની સ્તુતા થાય છે એમ નથી, પણ જે મતો તેનાં નથી તે વટીક તેનાંજ છે એમ સમજી તે થકી તેની વખાણ કરવામાં આવે છે. આ મુજબ તર્ક-શાસ્ત્રમાં બેકનનું નામ સર્વોપરી ગણાય છે, અને તે તેવીજ યોગ્યતા પામવા લાયક છે. ઇંગલંડમાં તો તેને અનુભવસિધ્ધ શાસ્ત્રનો અને સામાન્યાનુમાન શાસ્ત્રનો મૂલ સ્થાપક કહે છે. કેટલાકો તો પોતાને તેના અનુયાયા તરીકે જણાવે છે, અને દુનિંયામાં થયલા પ્રસિધ્ધ વિદ્વાનોમાં તેને શ્રેષ્ટ પદ આપે છે. પણ આ અતિશયોક્તિ છે. સબબ તે જે જમાનામાં હતો, અથવા તેના પછી, તેના જેવાજ બલકે તેનાથી વધારે શ્રેષ્ટ એવા યૂરપમાં અનેક વિદ્વાનો થઇ ગયા એમાં બેકનનોજ

સમકાલિન 'ડેકાર્ટ' હતો. તે પછી થયલા 'લેબ્નિટ્ઝ,' કૅાંટ, શેલિંગ, હેગલ, અને બીજા વિદ્વાનો છે. આ સર્વેમાં વધારે ઉંચા પ્રકારની વિદ્વતામાં 'આગસ્ટસ કૉમસ્ટ' છે. બેકનની યોગ્યતા એટલાજ છે કે, તે જે જમાનામાં થઇ ગયો તે વખતે યૂરપમાં તેન જેવો બીજો કોઇ નહોતો.

સામટી રીતે જોતાં, નવી નવી શોધો અને પ્રાચીન કાળથી ચાલુ રૂઢીમાં નવા નવા વધારા સુધારા કરવા માટે પ્રજાનાં મન જાગૃત કરવાનું કામ બેકને 'બ્યુગલ' વજાડનારા જેવું કર્યું. લશકરમાં 'બ્યુગલ' ફુંકાતાં સીપાઇઓ વગેરે લશકરી અમલદારો તૈયાર થવા માંડે છે અને કવાયદ ઉપર જાય છે, તે મુજબ બેકને અનેક ગ્રંથ લખી અનુભવસિધ્ધ શાસ્ત્ર અને સામાન્યાનુમાન શાસ્ત્ર એમનો લોકોને ખરો રસ્તો બતલાવવાનુ 'બ્યુગલ' ફુકયું. આથી જે લોકો આળસાઇમાં પડયા હતા તેઓ સાવધ બની એની સુચના મુજબ નવે માર્ગે પડયા. બેકન પદાર્થ વિજ્ઞાન માહેલો એક પણ વિષય પૂર્ણ પણે જાણતો નહોતો. કારણ તેણે કાપરનિકસ, ગૅલીલીયો અને બીજા પદાર્થવિજ્ઞાનવેત્તાઓનાં ખરા મતોનો ધિક્કાર કર્યો હતો. બેકન પદાર્થવિજ્ઞાન વેત્તા નહોતો, પણ એક વિદ્વાન હતો. યુરપમાં માનવીની વિચારશક્ત અને તર્કશાસ્ત્ર એઓ હમણા સુધી ખ્રિસ્તી ધર્મની સત્યાસત્યતા બતાવવા તરફ તેજ હતી. તેમને આ વાતથો દૂર કરો અને તેનો તમામ ઉપયોગ પદાર્થ વિજ્ઞાનના શોધ કરવા તરફ લગાડો એવો બેકને સદ ઉપદેશ કર્યો. તેણે તર્કશાસ્ત્ર અને પદાર્થ વીજ્ઞાન એમનો મેળ બેસાડયો; એટલે પદાર્થ વીજ્ઞાનનુ જે

આજવેર શીલ્પકારખાનામાં શિક્ષણ મળતું હતું, તે હાલત ચાલુ નહિ રહેતાં તેનો અભ્યાસ કૉલેજોમાં પણ ચાલુ થાય એવો લોકોનો ઉપદેશ કરવામાં આવ્યો. પદાર્થ વિજ્ઞાનને તુચ્છ નહિ માનતાં તેમનો જો ઉપયોગ કરી લીધો હોય તો માનવી માત્રને ઘણો ફાયદો થશે એમ તેણે પોતાનાં ગ્રંથોદ્વારે દુનિયાને જાહેર કર્યું. તેજ મુજબ તર્કશાસ્ત્ર જે આજસુધી કૉલેજમાં અને મઠમાં ઠાલી વાદવિવાદ કરવાનાંજ ઉપયોગમાં લેતા, તેનો પદાર્થ વિજ્ઞાનનો શોધ કરવામાં અને ઉદ્યોગ હુન્નરના કારખાનામાં જો ઉપયોગ કીધો હોય અને તે તેવે ઠેકાણે પણ ઉપયોગ કરવા યોગ્ય છે; તો આ બે વાતોનાં મેલાપથી માનવીનું સુખ વિશેષ વધશે એમ તેણે લોકોને જાહેર કીધું. એવું તેની આગમજ કોઇએ જાહેર કર્યું નહોતું. એક ઇંગ્રેજી ગ્રંથકાર જણાવે છે કે ઇસવી સનની સોળમી સદીમાં પદાર્થ વિજ્ઞાનમાં અત્યંત ફેરફાર ચાલ્યો હતો, પણ તે વખતે જે જે વિદ્વાનો થઇ ગયા તેમનાં ક્લીષ્ટ ગ્રંથ સાધારણ વીદ્વાનોને સમજ પડતાં નહોતાં; તેમજ સંસારી લોક અને શ્રીમંત લોકોને તો તદનજ કંટાળાભર્યાં થઇ પડયાં હતા, અને કદાચ કોઇ વેળા તેઓ તેમનું અવલોકન કરતા યા કોઇ તેનો અભ્યાસ કરતો છતાં તેને તેથી પદાર્થ વિજ્ઞાન સંબંધી જે નવી નવી શોધો થતી હતી તેનું મહત્વ તેનાં વાંચનથી સમજમાં ઉતરતું નહોતું, પણ બેકનના લખેલા પુનર્જીવનનામે ગ્રંથે તો લોકોના મગજપર અચુક છાપ મારી અને જ્યારે તેણે જુના માર્ગે ચાલનારા લોકોની નબળાઇ, અવિવેક, અજ્ઞાનતા અને દારિદ્રતા એમની અને તેણે દર્શાવેલા નવા માર્ગથી પ્રાપ્ત થનારા ઐશ્વર્યની તુલના કરી બતા-

લાગી, તે વખતે સર્વ પ્રકારના વાંચનારાઓનું ધ્યાન જો આય પદાર્થ વિજ્ઞાનનાં નવા માર્ગ તરફ વળ્યું નહતે, તો યુરપનું વીદ્વાન મંડળ કદાચ હજી વેર અંધકારમાંજ ગોતાં ખાતું રહેતે.

આ પ્રકારે તેની ભાશાની ઝમક અને તેની વિદ્વત્તાની તે જમાનામાં મ્હોટાઇ હતી. તેની શોધખોળ કરવાની રીત ઘણી અઘડી અને બીકટ હતી, પણ જે લોકો તેની રીત મુજબ શોધખોળ કરતા, તેમને કંટાળો ઉપજ્યા છતાં તેઓ મનને એવી રીતે સમજાવી લેતા કે પોતાના માર્ગને બેકનનું અનુમત છે, ત્યારે તો અમે હાથ ધરેલું કામ યોગ્ય અને ઉપયુક્ત છે. બેકનની આગમજ ગૅલીલીયોએ પોતાના ઉપદેશથી અને ખુદના દાખલાથી આ નવી રૂઢીનો રચેલો પાયો જનને બતલાવ્યો; પણ તેની પાસે શબ્દ સાહિત્ય નહિ હોવાથી તે પાયો લોકોની પૂર્ણપણે નજરે પડયો નહિ. બેકન પદાર્થ વિજ્ઞાનમાં કાચ્ચો હતો પણ શબ્દ અલંકારાદિક પાંડિત્યમાં બાહોશ હતો; આથી લોકો તેનાં કહેવાને માન આપતા. તે વખતનાં વિદ્વાનો કહેતા કે પદાર્થ વિજ્ઞાનનો ઉદ્દેશ ઘણોજ કોતાહ દેખાય છે અને પદાર્થ વિજ્ઞાનવેત્તા જણાવતા કે તર્કશાસ્ત્રમાં ખરાને બદલે પોકળ વિદ્વત્તા વધારે હોય છે; ત્યારે પદાર્થ વિજ્ઞાનની અને તર્કશાસ્ત્રની રચના સંપૂર્ણ કરનાર એવો પેહેલો શોધક બેકનજ હતો.

બેકને તર્કશાસ્ત્ર સંબંધમાં શું શું કર્યું એ નીચલા ઉતારા ઉપરથી ધ્યાનમાં ઉતરશે. બેકન કહે છે કેઃ—"શાસ્ત્રની આજવેર ભારે દુર્દશા થયલી નજરે પડે છે. તર્કશાસ્ત્ર આજ સુધી શુષ્ક અને કોરટ શબ્દ વિદ્વત્તાથી ઢંકાઇ જવાને લીધે તેની મદદથી એક પણ

કામ અથવા એવો એક પણ પ્રયોગ જાહેર થયો નથી; કે જેનાથી માનવી જાતનાં ઐહિક સુખમાં સેહેજ પણ વધારો થયો હોય. આજ વેર તર્કશાસ્ત્રથી સત્યતાનો જરાએ શોધ થયો નથી; તેના બદલે ઉલટાં વેહેમ અને અજ્ઞાનતા એ ઉત્પન્ન થયાં. એમ થવાનું કારણ શું હશે? ગયા જમાનાઓમાં શાસ્ત્રની આવી કંગાલ હાલત કાં થઇ હશે? તેનો સબબ એ છે કે સર્વ શાસ્ત્રનું જે મૂળ સૃષ્ટિક્રમ અને તેમનો અનુભવ લેવો એ બે વાતોથી તેમને વેગળા રાખ્યા. આવી રીતે જુદાઇ રાખવાના ઘણા કારણો છે. પ્રથમ પ્રાચીનકાળથી ઉતરતો આવેલો ગેરસંમજ એ હતો કે, પ્રયોગ કરવા તરફ અત્યંત અથવા થોડો વખત રોકવો, અને જડસૃષ્ટીનો વિચાર કરવો એટલે માનવી એ ઇનસાનીયતના દરજ્જાથી ભ્રષ્ટ બને છે, એ એક કારણ છે; તેમજ બીજું કારણ કહીયે તો ઇનસાનોની ધર્મ ઘેલાઇ અને મજહબ માટે અદેખાઇપણું એ હતું. આ વિષયો પદાર્થ વિજ્ઞાનના અત્યંત સખત વેરી છે. ત્રીજું કારણ, રોમનોનાં નીતિ તથા રાજ્યાભિમાસના વિષયો તરફ સૌથી વધારે ધ્યાન આપવામાં આવતું હતું; આથી અને ખ્રિસ્તી વિદ્વાનોનું નીતિ તથા બ્રહ્મવિદ્યા તરફ અત્યંત ધ્યાન લગાડવાથી શાસ્ત્રની અત્યંત હાની થઇ હતી. ચોથું કારણ, પ્રાચીન કાળ માટે માનવીની અત્યંત પૂજ્ય બુધ્ધિ અને કેટલાંક પ્રાચીન કાળના વિદ્વાનોનો માનવી જાતનાં મગજ ઉપર અત્યંત છાપ પડવાથી શાસ્ત્રને બેહદ નુકસાન થયું હતું, અને છેલ્લું પાંચમું કારણ એ હતું કે, સૃષ્ટિક્રમની શોધ કરતી વખતે જે બેહદ અને અનિવાર્ય સંકટો પ્રાપ્ત થાય છે તે પોતાથી મટશે નહિ એવી નીરાશા માનવીને ઉપજે છે. તેથી પદાર્થ વિજ્ઞાન અને બીજા તત્વજ્ઞાનશાસ્ત્ર-

નું બેહદ નુકસાન થયું છે. આ જુદા જુદા સબબોને લીધે પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રનું અને તેમના વધની કોતાઇ થઇ. હાલમાં એવી કેટલીક વાતોના જરૂર છે કે, જેના યોગે શરૂઆતથી તમામ શાસ્ત્રનો પૂર્ણપણે જીર્ણોધ્ધાર, પુનર્જન્મ અને સુધારો વધારો થાય. ગમે તેટલી અડચણો નડે, જ્ઞાનનો પાયો નવો રચવો અને શોધખોળ કરવા માટે નવાં નવાં સાધનો શોધી કાઢવાં એ વાત અત્યંત જરૂરની છે. આવાં શાસ્ત્રમાં સુધારો કરવાનો આધાર બે બીના ઉપર છે. સ્થુલ સૃષ્ટીનાં સંબંધમાં તમામ શાસ્ત્રનો મુદ્દો મેળવવો અને તેનું અધ્યન કરવું એ એક વાત છે, અને સુક્ષ્મ સૃષ્ટીનાં સંબંધમાં, મન તથા બુધ્ધિ એમને પ્રાચીન કાળના કલ્પનાઓથી તથા ગેરસમજોથી તદન નિરાળાં રાખવાં એ છે. આ બે વાતોનું ઐક્ય કરતાં, પદાર્થ વિજ્ઞાનનો શોધ કરવાનો ખરો માર્ગ પ્રાપ્ત થનાર છે, અને આજ માર્ગ સામાન્ય અનુમાનનો માર્ગ છે. ત્યારે ખરા સારા અનુમાન ઉપર તમામ શાસ્ત્રનો ઉત્કર્ષ થશે.

બેકને પોતાનાં તર્કશાસ્ત્રમાંથી ધર્મનો વિચાર પૂર્ણપણે કાઢી નાખ્યો હતો. ગ્રંથની શરૂઆતમાં તેણે જેમ્સ રાજાપર જે પત્ર લખ્યો હતો તેમાં તે જણાવે છે કે, "હું જો આ વાતોનો વિચાર કરવા બેસું તો ઇનસાન જાતનાં વિચાર કરવાની હદ પાર કરી જવા જેવું થશે. ધર્મ સંબંધી જે જ્ઞાન છે તે ધર્મ ગ્રંથોમાંથી મળનાર છે. તે બુધ્ધિનાં વાદવિવાદ અથવા જગતમાહેલાં જ્ઞાનયોગે મળનાર નથી." તે જમાનામાં આ વાત ભારે ધ્યાન આપવા જોગ બની એમ કહેવું ઘટે છે. કારણ તે વખતે જે જે વિદ્વાનો થયા તેઓ પવિત્ર શાસ્ત્ર-

માંની તમામ વાતો ખરીજ છે એમ સાબિત કરતા; પણ બેકને પવિત્ર શાસ્ત્ર (ખ્રિસ્તી શાસ્ત્ર) માહેલી વાતોપર વિશ્વાસ રાખવોજ જોઇએ અને તેમને કેટલાક અનુભવ અને દાખલા સાથે સરખાવી જોવા લાયક નથી એમ લોકોને ખુલ્લી રીતે જાહેર કર્યું. બેકન પોતાનું ધ્યાન ધર્મ સંબંધી વાતો તરફ ઝાઝું આપતો નહિ. તેને અનેક પ્રસંગે તરેહવાર ધર્મ સંબંધી સભાના પ્રમુખપદપર નેમવામાં આવ્યો હતો. તે વખતે તેના સાંભળવામાં ખ્રિસ્તી ધર્મના અનેક મતો આવતાં હતાં, તથાપિ તેનાં મન ઉપર કોઇ પણ મતનો છાપ બેઠો નહિ.

બેકનનાં તમામ ગ્રંથ માટે જો વિચાર કરીએ છિયે તો આપણને ભારે અજાયબી ઉપજે છે. આટલા બધા વિષયો ઉપર વિદ્વત્તાભર્યા ગ્રંથો લખ્યા એ મહાભારત કામ કેહવાય. તેનો ધંધો કહીએ તો કાયદાશાસ્ત્રીનો હતો. તેણે કાયદાના અનેક ગ્રંથો રચી તેમાં અનેક સુધારા કરવા માટે રાજા તથા પાર્લામેંટને સુચના કરી; ઇતિહાસ, તર્ક, ધર્મ અને નીતિ વગેરે અનેક વિષયોપર માન્ય અને પૂજ્ય એવા ગ્રંથો રચ્યા છે. એક ગ્રંથકારે તેના ગ્રંથનાં પાંચ ભાગ કર્યા છેઃ—તર્કશાસ્ત્રનાં વિષયનો ગ્રંથ, નીતિશાસ્ત્રનાં વિષયોનો ગ્રંથ, ન્યાય પ્રકરણ વિષયનો ગ્રંથ, ધર્મસંબંધી વિષયનો ગ્રંથ અને સામાન્ય ગ્રંથ.

"ફ્રાયર ફલજીરિનિયો" ઉપર બેકને ઇ૦ સ૦ ૧૬૨૫ માં એક પત્ર લખ્યો તેમાં તેણે પોતાના ગ્રંથનાં જે જે વિભાગ કરેલા છે તેનું તુલોતવીલ વર્ણન કર્યું છે. તેજ મુજબ "ગ્રેટ રેસ્ટોરેશન" અને "મહાન પુનર્જીવન" નામે બંને ગ્રંથની પ્રસ્તાવનામાં એ થકી ઠીક

સમજણ આપી છે. તેનાં તમામ ગ્રંથમાં સર્વોપરી ગ્રંથ કહીએ તો "મહાન પુનર્જીવન" નામે ગ્રંથ છે. એનાં તેણે જુમલે સાત દફતરો રચ્યાં છે. "એડવાન્સમેંટ ઓવ લર્નીંગ" એટલે "વિદ્યોત્કર્ષ;" "નોવ્હમ ઑરગૅનમ" (Novam Organum) એટલે "નૂતનશાસ્ત્ર," "ફિનોમેનન ઓવ ધી યૂનિવર્સ" એટલે જગત માહેલી અજાયબી; "લીડર ઓવ ધી અંડરસ્ટૅંડીંગ" એટલે "જ્ઞાનનો સોપાનપંથ" અને "પ્રિકોર્સિસ ઓવ ધી સેંકડ ફીલોસોફી" એટલે દ્વીત્ય તત્વશાસ્ત્રનાં ચિન્હો; સેકંડ ફીલોસોફી એટલે દ્વીત્ય તત્વશાસ્ત્ર એ મુજબ છે.

મહાન પુનર્જીવનના ગ્રંથનો હેતુ દુનિયામાહેલાં તમામ શાસ્ત્ર કળા અને સામટી રીતે લેતાં માનવીજ્ઞાન, તેમની મજબુત પાયા ઉપર રચના કરવી એ છે, એમ ખુદ બેકન પોતે કહે છે. આવા મહાભારત કામની સમાપ્તિ તેના હાથે થઇ નહિ એમાં તેને દોષ ઘટતો નથી; કારણ આવું માહાભારત કામ એક માનવીના શ્રમથી પણ બેહદ છે. જે તેણે લખ્યું છે તેનોજ વિસ્તાર બેહદ છે. ભવિષની સફળતાનો વિસ્તાર કેટલો હશે એ કહેવાની જરૂર નથી.

**મહાન પુનર્જીવન**—ગ્રંથના પેહેલા દફતરને ઉપર આપણે "વિદ્યોત્કર્ષ" નામ આપ્યું છે, તેમાં બેકને વિદ્યાની મોહોટાઇ કેટલી છે તે માટે અને વિદ્યાનાં વિભાગ કેટલા થાય છે તે વર્ણેલું છે. તેમાં તે વિભાગનું લંબાણ વર્ણન ને ખુલાસો કરેલો છે. તેમાં પ્રાચીન ગ્રંથો ઉપર પુશકળ ટીકા કરી છે; તેમજ તેણે જે શોધખોળ કરવાનો નવો માર્ગ બતલાવ્યો તેથી ફાયદો કેટલો થશે તેનું તેમાં વર્ણન કરેલું છે. તેમાં દરેક વાતનો અતિ સુક્ષ્મ વિચાર કર્યો છે. ભાષાની શૈલી અને

તેની માધુર્યતા તથા દાખલા એમાં એટલા બધા તો જોવામાં આવે છે કે ફકત તેજ ગ્રંથ ઉપરથી બેકનનું નામ લાંબો કાળ કાયમ રહેશે.

તેમાં બેકને વિદ્યાના વિભાગ કર્યા છે તે અતિ ઉત્તમ છે. ફકત તેનાં વિભાગ ઉપરથીજ આ બુદ્ધિમાન લેખકની લખાણ શકિત કેટલી વિશાળ હતી તે તુરત ધ્યાનમાં આવે છે. આ ગ્રંથમાંના થોડાક દાખલા અત્રે આપીશું:—મનનાં ધર્મ ત્રણ છે, તે આ મુજબ; યાદદાસ્ત, કલ્પના અને બુદ્ધિ. તેવાજ શાસ્ત્રો ત્રણ છે; ઇતિહાસ, કાવ્ય અને તર્ક. ઇતિહાસનાં મુખ્ય બે વિભાગ કરેલાં છે, સૃષ્ટિપદાર્થ વર્ણન, અને માનવી ઇતિહાસ. કાવ્યના ત્રણ પ્રકાર છે, કથારૂપે, નાટકરૂપે અને દાખલા રૂપે. તર્કશાસ્ત્રનાં ત્રણ પ્રકાર છે; દેવતા વિષે, સૃષ્ટિ વિષે, અને માનવી વિષે. એ ઉપરાંત ઉપર જણાવેલાં પ્રકારનાં સુક્ષ્મ પેટા ભાગ પણ બનાવેલ છે. શોધખોળ કરવાના બે પ્રકાર છે. એક કલાનો અને બીજો તર્ક કરવાની રીતનો શોધ. પેહેલાનાં બે પ્રકાર છે. ઘણાં પ્રયોગ કરવા એ એક અને બીજો પ્રકાર અખતરા કરી તે ઉપર કોઇક સિધ્ધાંત મુકરર કરવો. ડાહાપણ ત્રણ પ્રકારનું, બોલવામાં ડાહપણ, ધંધા કરવામાં ડાહાપણ અને રાજય કારોબાર ચલાવવામાં ડાહાપણ. આ રીતે અતિ સુક્ષમતાથી દરેક વાતનો વિચાર આ ગ્રંથમાં કરેલો છે.

આ વર્ગીકરણ વીષે એક ગ્રંથકાર જણાવે છે કે "હાલમાં તર્કશાસ્ત્રમાં અત્યંત સુધારા વધારા થયા છે, પણ આવા પ્રકારે તમામ વિદ્યાનું વર્ગીકરણ આજ સુધી મારા જોવામાં આવયું નથી. સારાંશ બેકનની મહાન મહાન વિદ્વાનો સાથે તુલના કરતાં આજ સુધી દુનિયામાં એના જેવો માનવી કોઇ થયો નથી એમ મારા મત મુજબ હું માનું છું.*

* Archieves of Universal Science by Alex Walker.

બેકને શોધખોળ કરવાનો જે નવો માર્ગ શોધી કાઢ્યો તે તેણે કાંઇ પોતાની પેહેલીજ કલ્પનામાંથી ઉત્પન્ન કર્યો એમ નથી. પ્રાચીન-કાળના વિદ્વાનોને તેની ખબર હતી, તથાપી એણે તેને ઉત્તમ સ્વરૂપ આપી તેનું મહત્વ વધાર્યું.

આ માર્ગની તમામ હકીકત તેણે "નોવ્હમ આરગેનમ" અથવા "નૂતન તર્કશાસ્ત્ર" અથવા "સૃષ્ટિક્રમની ઉત્પતિ કરવાના સુત્રો" એ નામના જે મહાન પુનરુજ્જીવનનું બીજું પુસ્તક છે તેમાં આપેલું છે. આ ગ્રંથનાં ફકત પેહેલા ભાગમાંના પેહેલાં પ્રકરણમાં વિશાળ તર્કશાસ્ત્ર-ની કુંચી અથવા પાયો એમનું વર્ણન કરેલું છે. તેમાં એવું જણાવેલું છે કે, "માનવી, જે સૃષ્ટિક્રમનો બંદો અને અર્થપ્રકાશક, તેને તેણે આ જડમય દુનિયામાં અને સુક્ષ્મ જગતમાં જેટલી સૃષ્ટિક્રમની ગોઠવણ કરેલી છે તેટલુંજ તેને સાધ્ય અને મળી શકે એમ છે, તે ઉપરાંત તેને જાણવાનું જ્ઞાન નથી તેમ શકિત પણ નથી. આ નાના પ્રકરણમાં ત્રણ અતિ મહત્વની બીના વર્ણવેલી છે. (૧)–સૃષ્ટિક્રમમાં કાર્યના કારણો જે હોય છે તે અને તેને બંધનમાં રાખનારા નિયમ એમની શોધખોળ કરવી એ તર્કશાસ્ત્રનું કામ છે. (૨) આ નિયમ અને આ કારણો સૃષ્ટિક્રમ ઉપર ખ્યાલી સિધ્ધાંત આધારે શોધવાં નહિ, પણ સૃષ્ટિક્રમનું ધ્યાન આપી અભ્યાસ અને વિચાર કરી તે નિયમોનો શોધ કરવો એ બીજી વાત છે. ( ૩ ) સૃષ્ટિક્રમનો નિયમ તેમાં થનારી ઉથલપાથલ એ સંબંધી સમજણ જેટલી આપણને હોય તેજ માન પ્રમાણમાં સૃષ્ટિક્રમ વિષે આપણું જ્ઞાન તથા તે ઉપરની આપણી સત્તા એ ત્રીજી વાત છે. આ મુજબ માનવીને હાંસલ થનાર જ્ઞાનનો વિસ્તાર

અને હદ, અને તેને મેળવવાનાં સાધનો જણાવી, તે પછી આજ સુધી માનવીનું મગજ જે ભ્રમમાં મોહિત થયું હતું તેનું વર્ણન આપેલું છે.

બેકનનાં ગ્રંથોનો બીજો ભાગ જોતાં "નીતિશાસ્ત્ર વિષયકગ્રંથ" છે. તેનાં લખવાનાં સામટાં ધોરણ ઉપરથી તેનું મહત્વ આ શાસ્ત્ર સંબંધમાં ઘણું વધ્યું છે. તેનું લખાણ નીતિને તદ્દન અનુકુળ હોવાથી તેની તેથી ભારે વખાણ થાય છે. એમ કહે છે કે 'ડેકાર્ટે' "મનો-વિકાર" ઉપર જે ગ્રંથ લખ્યો તે બેકનનો નીતિ વીષયક ગ્રંથ વાંચીનેજ લખ્યો હતો. જર્મનીમાં આ શાસ્ત્ર ઉપર જે જે ગ્રંથ લખાયાં છે તે તમામ બેકનનાં ગ્રંથ આધારેજ લખાયાં છે. "બેરન ફીલ્ડ" નામે એક વિદ્વાને "મન" નામે એક ગ્રંથ લખ્યો, તે પણ બેકનનાં ગ્રંથનાં અવલોકન ઉપરથીજ લખ્યો હતો. આ ગ્રંથ ઇ૦ સ૦ ૧૬૯૬ માં છપાયો હતો. ઉપલો ગ્રંથકાર પોતાના ગ્રંથની પ્રસ્તાવનામાં લખે છે કે "મેસંડી, મોર" અને 'મેલ બ્રાંચ' નામનાં જાણીતા વીદ્વાનો થયા તેમને બેકનનાં ગ્રંથથીજ આટલું જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

ફક્ત નીતિપર એવો બેકનનો ગ્રંથ બીજો કહીએ તો તે નિબંધ સંબંધી છે. નિબંધ લખવાની રીત બેકનેજ કાઢી હતી. તેમાં રીત-ભાત, ડાહાપણ અને વર્તન ઉપર તરેહવાર વિષયો ઘણી ઉત્તમ રીતે આવ્યા છે. આ નિબંધની પેહેલી આવૃતિ ૧૫૯૮ માં બહાર પાડી, તેમાં ૧૦ નિબંધ હતા. તે ઘણાજ સંક્ષિપ્ત અને દ્રષ્ટાન્ત અગર અલંકાર રહીત છે. કેટલાક સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ ઇ૦ સ૦ ૧૬૧૨ માં બહાર પડી હતી. તેમાં ૪૦ નીબંધો હતાં, અને ૧૬૨૫માં જે ત્રીજી અને છેલ્લી આવૃતી છપાઇ હતી તેમાંનાં નિબંધની સંખ્યા ૫૮ ની હતી.

જમાના થયાં જૂદા જૂદા વિદ્વાનોએ આ નિબંધ માળા માટે સારા અભિપ્રાય દર્શાવ્યા છે. "બેકનનાં સંસારિક અનુભવનો આબેહુબ ચિતાર આ નિબંધોમાંથી મળી આવે છે. ગદ્ય તરીકે આ નિબંધો ઘણો વખત થયાં પોતાની ઉત્તમતા સાચવી રહ્યા છે અને આ વખતમાં પણ કેળવણી પામેલો કોઇ એવો ઇંગ્રેજ નહિ મળી આવે કે જે પોતાની જીંદગીના ગમે તે ભાગમાં પણ તેઓને વાંચ્યા વગર રહેતો હશે." વાલ્ટર, જૉનસન, બર્ક, સ્ટુઅર્ટ, માકિંટાશ વગેરે વિદ્વાન ગ્રંથકારોએ એની ભારે વખાણ કરી છે. "હૅલૅમ" એક ઠેકાણે લખે છે કે તેમાં જેટલો આપણને ગહન વિચાર જડે છે તેટલો હાલનાં ગ્રંથોમાંથી બીલકુલ મળતો નથી. શિક્ષણ રૂઢીમાં અને શાળા તથા પાઠશાળામાં તેનો બને તેમ બોહોળો પ્રસાર કરવાનું તે જણાવે છે. ઇ. સ. ૧૬૩૨ નાં સુમારમાં આ નિબંધની ૧૨ આવૃતિઓ છપાઇ બાહેર પડી હતી. નિબંધ લખવાની બેકને જે રૂઢી ચાલુ કરી તેનું અનુકરણ કરનારા તે પછી અનેક ગ્રંથકારો થયા છે. થોડા શબ્દોમાં ગહન અને છાપ મારે તેવા વિચાર દર્શાવવાનો ગુણ આ નિબંધમાં સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે.

બેકનના ગ્રંથોનો ત્રીજો ભાગ "ન્યાય પ્રકરણ વિષય" ગ્રંથ છે. તર્કશાસ્ત્ર અને નીતિ શાસ્ત્ર એમની તરફ જે બેકન ધ્યાન આપતો હતો, તે ફક્ત તેને પોતાની સરકારી કામગિરીમાંથી ફુરસદ મળતાં તે વખત દરમ્યાન આપી શકતો. તેનો ચાલુ ધંધો તો કાયદાકાનુન સંબંધી હતો. એક કાયદાના ગ્રંથની પ્રસ્તાવનામાં બેકન લખે છે "દરેક માનવી પોતાના ધંધાનો કર્જદાર છે. કારણ

તે ધંધામાંથી તેને પૈસાનો જે રીતે લાભ થાય છે તે અર્થે તેની ફરજ છે કે, તેણે પોતાના ધંધાદારીઓમાંના બીજાઓને મદદ કરવી અને આપણે તે ધંધાને ભૂષણપદ થવું. "

બેકનના ગ્રંથોનો ચોથો ભાગ "ધર્મ વિષયક" ગ્રંથ છે. બેકનને ખ્રિસ્તી ધર્મ ઉપર બેહદ વિશ્વાસ હતો. તેના તમામ લખાણો પવિત્ર શાસ્ત્રમાંનાં દાખલાથી પરિપૂર્ણ છે. તેનાં કેટલાંક મતો તદનજ અજબ જેવાં છે.* The authority of God extends over the whole man, alike to the reason and to the will; so that, as we are to obey his law, though the will oppose so we are to believe his word, though the reason oppose; that is to say a man is absolutely to renounce self and yield himself up to God.

આ ઉપરથી એટલું માત્ર સિધ્ધ થાય છે કે એના તર્ક અને બુધ્ધિ પવિત્ર શાસ્ત્ર માનવાને અચકાતા; તેઓ આડે આવતાં તેમની દરકાર નહિ કરતાં પવિત્ર શાસ્ત્ર અથવા કોઇ પણ ધર્મગ્રંથ ખરાં માનવાં એ કનિષ્ટ પક્ષ છે.

તેમજ બેકન માનતો હતો કે "પિતા, પુત્ર, અને પવિત્ર આત્મા" એમની ત્રગડી એકજ છે, અને તેમાંનો એક જણ પણ તે ત્રગડી બરાબર છે. તેમજ પિતા, પુત્ર કરતાં મ્હોટો નથી, બેટો બાપની બરાબરીનો છે. બેઉમાંથી ઉત્પન્ન થએલો જે ત્રીજો તે બેઉની બરા-

* Wisdom of Our Fathers.—P. 148.

બરીનો છે. તેમજ કુમારીકા એ પુત્રની માતા અને તેજ પુત્ર તેનો કર્તા છે.* આ ઉપલા વાક્ય ઉપરથી સેહેજમાં જણાઇ આવશે કે, ધર્મ સંબંધી વિચારમાં બેકન બુધ્ધિનો ઘણો થોડો ખર્ચ કરતો હતો. ધર્મ શાસ્ત્ર સંબંધ વાતો એકીનથી માનવી એમ તે જણાવતો હતો.

બેકને રચેલા ધર્મ વિષય ઉપરનાં ગ્રંથ પાંચથી છ છે. પેહેલો ગ્રંથ "ધર્મ સિધ્ધાંત પધ્ધતિ" નામે ઈ૦ સ૦ ૧૬૦૭ અને ૧૬૧૨ માં રચી પ્રગટ કર્યો હતો. બીજો "અસત્ય ભાસનારાં એવા ભાવિક ખ્રિસ્તી માનવીનાં લક્ષણો," ત્રીજો ગ્રંથ "ધર્મ સભાનો વાદ" અને "ધાર્મિક ચિંતન" એ ચોથો ગ્રંથ. એમાં ધર્મ વિષયો ઉપર ૧૨ નિબંધો આપેલા છે. આ નિબંધો બેકનની નિબંધ માળાનાં ગ્રંથમાં સમાવ્યાં છે. તેમ કેટલાક "વિદ્યોત્કર્ષ" નામનાં ગ્રંથમાં દાખલ કર્યાં છે. તે ઉપરાંત ૪ પ્રાર્થનાં છે અને કેટલાક ગીતોનું ઇંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે.

બેકનનાં ગ્રંથોનો પાંચમો ભાગ "સાધારણ ગ્રંથો" છે. પેહેલો સાતમાં હેન્રિ રાજાનો ઇતિહાસ, એની પેહેલી આવૃતિ ઇ. સ. ૧૬૨૨ માં છપાવી હતી. આ ઇતિહાસ જેમ્સ રાજાએ સુધાર્યો હતો; અને તે છપાતાં "પ્રિન્સ ઑવ વેલ્સ"ને બેકને અર્પણ કર્યો હતો. મી૦ કેક નામે વિદ્વાન ટીકાકારે આ ગ્રંથની ભારે વખાણ કરી છે. બેક-

* He believes three to be one, and one to be three; a father not to be elder than his son; a son to be equal with his father; and one proceeding from both to be mother of a son; and that very son of hers to be her maker.

નનાં મનમાં ઇંગલંડનો તમામ ઇતિહાસ લખવાનું હતું; પણ તે પોતાનો આ વિચાર પાર પાડવા સુધી જીવ્યો નહિ. "આઠમાં હેન્રિ રાજાનો ઇતિહાસ" અને "ગ્રેટ બ્રિટનનાં ઇતિહાસની શરૂઆત," આ બેજ વિષયો ઉપર બેકનનાં હાથનાં લેખ છે. બીજો ગ્રંથ જો સંપૂર્ણ લખાયો હતે તો ઇંગલંડ અને સ્કૉટલંડ એમને જોડી નાખવામાં આવ્યા ત્યાં સુધીની ઇતિહાસિક બાબતો સમાતે. તેમજ ઇલિઝાબેથ રાણીની સ્તુતિ પ્રત્યે એક ગ્રંથ છે. તેમાં તેણે આ રાણીની રાજ્ય અમલમાંની મુખ્ય મુખ્ય વાતો વર્ણેલી છે. તે ઉપરાંત "યુરપની હાલત," "રૉબર્ટ અર્લ ઑવ ઇસેકસ—રાજદ્રોહના જાહેર પત્રો," આ વિષય ઉપરનો ગ્રંથ. "ઇંગલંડ અને સ્કૉટલંડનાં એકત્વ સંબંધનો પત્ર વહેવાર અને ભાષણો" એમાં તે લખે છે કે, "સ્કૉટલંડની પ્રજાને ઇંગ્રેજ પ્રજા જેવાજ હક્ક આપવા. બેકનનાં મતને તેના વખતમાં ભારે માન મળતું હતું અને તેથીજ આ બે દેશ એક થયા એમ કેટલાકો જણાવે છે. "સર જ્યોર્જ વિહલિયરને ઉપદેશ" ઉપર એક નાહનો ગ્રંથ છે. જ્યારે જેમ્સ રાજાની મેહેરબાની સર જ્યોર્જ વિહલીયરે મેળવી અને રાજાએ તેને મોટો ઓધ્ધો આપ્યો ત્યારે તેણે બેકનને અર્જ કરી કે મને એક ઉપદેશ પત્ર લખી મોકલવો. તે મુજબ બેકને તેને એક ઉપદેશ આપનારો પત્ર લખ્યો. આ ઉપદેશ પ્રમાણે જો સર જ્યોર્જે પોતાની કારકીર્દિ ગુજારી હતે તો તેને ઘણો લાભ થતે. "સ્પેન દેશની લડાઇ" આ વિષય ઉપર બેકને એક ભાષણ આપ્યું હતું તેજ ભાષણનું એ ટીપણ છે. "ખ્રિસ્તી રાજ્યોએ કેવા કેવા પ્રસંગ ઉપર લડાઇ કરવી" આ વિષય ઉપર બેકનનું એક લખાણ છે.

**પત્રવ્યવહાર**—બેકનનો કાગળપત્રવ્યવહાર ભારે હતો. આ પત્રવ્યવહાર માંહેલા મ્હોટા મ્હોટાં અગત્યનાં પત્રો એકત્ર કરી તેનાં બે ગ્રંથો છાપવામાં આવ્યા છે. ઇલિઝાબેથ રાણી અને રાજા જેમ્સ તથા દરબારીઓ અને યુરપ માંહેલા મહાન મહાન પંડિતો જેવા લોકો સાથે બેકનનો ચાલુ પત્રવ્યવહાર હતો. આ પત્રવ્યવહાર ઉપરથી બેકનની બુધ્ધિ અને વિચાર તથા તે વખતનાં વિદ્વાનોમાં કેવા કેવા પ્રકારનાં વાદવિવાદ ચાલતા હતા, તેની વાંચનારને બરાબર સમજણ પડે છે.

**પ્રાચીન અને અર્વાચીન કહેવત સંગ્રહ**—એમાં મનોરંજક વાર્તાઓનો સંગ્રહ છે. મેકોલે એ માટે એમ જણાવે છે કે, બેકનને કોઇ કામમાં કંટાળો ઉપજતાં યાદદાસ્તમાં આવે તેવી વાતો કહી બતાવી કોઇ મેહેતા પાસે લખાવતો, અને એ રીતે પોતાનું મનરંજન કરતો.

આ ગ્રંથ સંગ્રહ માહેલા "ન્યુ એટલાંટિસ" નામે ગ્રંથ તર્કશાસ્ત્ર વિષયક દંતકથા છે. આ ગ્રંથ તે પૂર્ણ કરી શક્યો નહિ. તથાપિ મન કલ્પિત ગ્રંથ ફક્ત આ એક બેકને લખ્યો હતો. આથી તેની માન્યતા સારી છે. એમાં "સામાન્યાનુમાન શાસ્ત્ર" થી કેવા ફાયદા થાય છે તે માટે વર્ણન આપેલું છે. દુનિયામાં જે તરેહવાર ચમત્કારો નજરે પડે છે તેની સમજણ આપવા થકી એક વિશાળ વિદ્યાલય કલ્પેલી છે. તેની મતલબ જડસૃષ્ટિની સમજણ આપવી, મહાન મહાન કામો કરાવવાં, માનવીનું કલ્યાણ કયા પ્રકારે થશે એવી વાતોનો વિચાર કરવો અને પ્રજાસત્તાક રાજ્યમાં સારા કાયદા અને નિયમ ઠેરવવાં એ હતી.

બેકનનાં ગ્રંથોથી પેહેલો ફાયદો એ થયો કે, ઇંગ્લંડમાં "પદાર્થ વિજ્ઞાન" તરફ લોકોનું ઝાઝું ધ્યાન નહોતું તે ચોંટ્યું. ઑક્સફર્ડમાં ડૉ૰ લુઇ લાકન્સનનાં મકાનમાં સભાઓ ભરાવા માંડી અને આ વિષય ઉપર ત્યાં તકરારો ચાલી. આ સભાને પ્રતાપે ઇ૰ સ૰ ૧૬૩૮ માં "રૉયલ સોસાયટી" નામની મંડળીની સ્થાપના થઇ. તેનેજ ઇ૰ સ૰ ૧૬૬૨ માં સરકાર તરફથી સંનદ મળી. તેનાં પેહેલા સભાસદ વૉલેસ, ઉઇલકિન્સ, ચિલડ્રે, બાયલી, સ્પ્રોટ અને ડીગબી વગેરે હતા. એઓ બેકનને પોતાના 'શિક્ષક' તરીકે માનતા. તે વખતનો એક જાણીતો વિદ્વાન લખે છે કે "મારા જમાનામાં પદાર્થ વિજ્ઞાનવાદિ વિદ્વાનોમાં સૌથી શ્રેષ્ઠ મરતબો બેકનનો હતો." તેના મોતને ૪૦ વર્ષ નહિ થયાં તેટલાં આવી વાતો બની. આ ઉપરથી ટુંક સમયમાં તેનું મહત્વ પ્રજામાં કેટલું વધ્યું એનું અનુમાન સેહેજમાં કરી શકાશે.

ઉપર જણાવેલી વાતો ઇંગ્લંડમાં બની. તે સમયે તમામ યુરપમાં તેની કીર્તિ ચોતરફ ફેલાઇ હતી. તેની રૂઢીનો ફેલાવો કરવાનાં ગ્રંથો તમામ દેશોમાં રચાવા માંડયા. જર્મની, ઇટાલી, સ્વિટઝરલૅંડ, રાશયા અને સ્વિડન આ દેશોમાં તેજ જમાનામાં મોટી મોટી કોલેજોની સ્થાપના થઇ; અને તેમના વાર્ષિક રિપોર્ટમાં દર સાલ બેકનનાં નામની પ્રશંસા થવા માંડી. "નૂતનશાસ્ત્ર" નામે બેકનના ગ્રંથને પ્રગટ થવા ૫૦ વર્ષ થયા નહિ તેટલાં "ફ્રાન્સ" દેશમાં તમામ વિદ્વાનોએ બેકનને સર્વોપરી વિદ્વાનનું પદ આપ્યું. "ગાસેંડી" જેને ફ્રાન્સમાં બીજો બેકન એવી સંજ્ઞા છે, જે બેકન માટે કહે

છે કે, " ભવિષની પ્રજાનાં નસીબમાં ગમે તેવા અસંખ્ય અને મહત્વની શોધ ખોળ કરવાનું હશે, તથાપિ તેમની શોધની સિધ્ધીનો પાયો બેકનેજ નાખ્યો હતો, એમ હમેશાં હમેશગીવેર પ્રજા એના વિષે કહેશે, અને જેમ જેમ જમાના વહી જશે તેમ તેમ તેની કીર્તિ સેહેજ ઓછી નહિ થતાં દિનપરદિન વધતી રહેશે." આ ભવિષ્ય વાણી કેટલી બધી હદ સુધી ખરી પડી છે તે અભ્યાસી વાંચક વર્ગ બરાબર જાણે છે.

(ભાગ ૨ જો.)

# લૉર્ડ બેકનનાં નિબંધ.

૧

## સચ્ચાઈ.

સત્ય એટલે શું ? એમ 'પાયલેટે' મશકેરીમાં પુછયું* અને જવાબ મળે ત્યાં સુધી તે થોભ્યો નહિ. ખરેખર, પાયલેટ જેવા કેટલાક માનવી હોય છે. તેમને સ્વઇચ્છા મુજબ વર્તવામાંજ આનંદ મળે છે; અને એકજ મત ઉપર વિશ્વાસ રાખવામાં તેમને બંધન પ્રમાણે દિસે છે. વિચાર કરવામાં અને વર્તનમાં સ્વતંત્ર રહેવાની ખાહેશ ધરાવે છે, અને તેવા તત્વજ્ઞાનીનો પંથ† નિમૂળ બન્યો છે, તોય તેના જેવાજ ચંચળ બુધ્ધનાં કેટલાક લોકો હજી નજરે પડે છે. પણ જે પ્રાચીન તત્વજ્ઞાનીઓમાં વિદ્વત્તા હતી તે ફક્ત એમાં નથી.

સત્ય શોધી કાઢવા મેહેનત અને વખત જોઇએ, અથવા જડયા પછી તે મનુષ્યના વિચારને જોઇએ તે પ્રમાણે ભ્રમણ નહિ કરવા દેતાં તેમને દબાણમાં રાખે છે, આથી અસત્ય પ્રિય છે એમ નથી. પણ માનવીને જુઠાઇ માટે વિશેષ પ્રિતી હોય છે. પોતાની મોજ માટે કવિ ફોકટ ભાષણ કરે છે, અને વેપારી લોકો નફો મેળવવા થકી જુઠું બોલે છે, પણ જ્યારે મજાહ કરવાનો અથવા નફો મેળવવાની મતલબ હોતી નથી.

* જયુજસ ક્રાઈસ્ટના સમયમાં જુડિયા પ્રાંતમાં 'પાનશિયસ પાયલેટ' નામે એક રોમન હાકમ હતો, તેની સામે ગુન્હેગાર તરીકે જયુજસ ક્રાઈસ્ટને લાવી ઉભો કર્યો. ત્યારે "તું કોણ છે. અને તેં આ શી ગડબડ મચાવી છે" એમ પાયલેટે તેને પુછયું. જયુજસ બોલ્યો "હું સચ્ચાઈનાં ફેલાવા માટે ઉદયોગ કરનાર છું." આથી પાયલેટે "સત્ય એટલે શું ?" એવો પ્રશ્ન કર્યો; પણ જવાબની વાર નહિ જોતાં દરબાર છોડી ગયો.

†—સ્કેપટિકસ—એ ગ્રીસ દેશમાંનો એક તત્વવેત્તાનો પંથ હતો. આ પંથના અનુયાયીઓ નાસ્તિક હતા.

ત્યારે પણ લોકો જુઠું બોલે છે, તે શા માટે? લુચ્ચાઇ કરવાને માટે, લુચ્ચાઇ કરે છે. એવી લુચ્ચાઇમાં એવું તે શું છે? એ માટે એક ગ્રીક તત્વવેત્તાએ વિચાર કરી જોયો હતો; પણ તેને તેનું કશું કારણ જડયું નહિ, અને તે નાસીપાસ થયો.

મને ભાસે છે, તેમ તો નહિ હોય? કે સચ્ચાઇ એ તેજોમય દિવસના શુધ્ધ પ્રકાશ જેવી છે, અને નાટકનાં વેશ જેમ રાતની વખતે મીણબત્તીનાં પ્રકાશમાં ખીલી રહે છે તેમ તે દિવસે અરધે દરજ્જે પણ દેખાવળાં દેખાતાં નથી; તેજ મુજબ દુનિયાં માહેલા વેષો, તમાશા, નાટકપાત્રો એમને જેમ જુઠાઇની મદદથી રંગ ચઢે છે તેમ સચ્ચાઇનાં પ્રકાશમાં તેમને ચઢતો નથી?. સચ્ચાઇને મોતીની ઉપમાં આપતાં તે ઘણી બંદબેસતી થશે; કારણ મોતીનું તેજ દિવસે ઉત્તમ પ્રકારે દેખાય છે, પણ તેને હીરાની ઉપમાં શોભશે નહિ, કારણકે હીરાનું તેજ દિવસે બરાબર પ્રકાશતું નથી; પણ રાતની વેળા જૂદી જૂદી બાજુથી બત્તીનો પ્રકાશ હીરા ઉપર પડતાં હીરો ઘણો ચળકે છે. અસત્યનાં મિશ્રણથી હમેશાં આનંદ મળે છે. માનવીના જીગરમાં પોતાના માટે જે મ્હોટાઇ, જે મોહક આશા, જે જુઠો અભિમાન, જે તુરંગી કલ્પના વગેરે છે તે સર્વેને જો તજી દીધાં હોય તો ઘણા માનવીનાં જીગર ઓગલાં જેવાં, ચીમરાયલાં, ઉદાસ, અસ્વસ્થ એવાં થશે, અને તેમના મન તેમને કંટાળાભર્યાં દેખાશે, એ માટે કોઇને શું શક છે?.

એક ખ્રિસ્તી પાદરીએ અત્યંત ગુસ્સાથી કવિતાને "અસુરોનાં પીણા"ની ઉપમાં આપી છે, કારણ કવિતાનાં સેવનથી મનુષ્યનાં મનમાં

જુદી કલ્પના ઉત્પન્ન થાય છે એમ તેનું કહેવું છે. પણ આપણી કલ્પનાં માત્ર જુઠ્ઠાઇની છાયા છે, પણ જે લુચ્ચાઇ મનમાં ઉત્પન્ન થઇ નિકળી જાય છે તે અપાયકારક નથી; જે મનમાં ભરાઇ ત્યાંને ત્યાંજ જડે છે, તેજ અપાયકારક થઇ પડે છે. માનવીની પાપી બુધ્ધિને અને રૂચીને લુચ્ચાઇ ગમે તેટલી સારી જણાતી હોય, તોય સત્યજ આપણને શિખવે છે કે, સત્યની શોધ કરવી (તેની ઉપાસના કરવી); તેનું જ્ઞાન મનમાં મેળવવું (તે પ્રાપ્ત કરવું) અને સત્ય ઉપર વિશ્વાસ રાખવો (એ તેમનો ઉપભોગ) એમાંજ માનવી સ્વભાવનું પરમ કલ્યાણ છે. દુનિયાં ઉત્પન્ન કરતી વેળા પરમેશ્વરે ઇંદ્રિયગોચર પ્રકાશ પ્રથમ નિર્માણ કર્યો, અને તેની સેવટે બુધ્ધિ પ્રકાશને ઉત્પન્ન કીધો; અને ત્યારથીજ તેનું શાબાથ* કામ કહીએ તો તે પોતાના આત્માને પ્રકાશ આપવાનું છે. પ્રથમ તેણે પ્રકૃતિ અથવા "અપંચીકૃતભૂત"† સ્થિતિને જગે પ્રકાશની પ્રેરણા કરી; પછી તેણે માનવીમાં પ્રકાશની પ્રેરણા કરી; અને તે પોતાના પ્રિય માનવીમાં હમેશાં પ્રકાશની પ્રેરણા કર્યો જાય છે.

* શાબાથ—યાહુદી અને ખ્રિસ્તી લોકોનું એવું મત છે કે, ઈશ્વરે સૃષ્ટી પેદા કરવાનું કામ છ દિવસ કર્યું અને સાતમે દિવસે આશાયશ લીધી. આ સાતમાં દિવસને યાહુદી ભાષામાં "શાબાથ" એ સંજ્ઞા છે. યાહુદી અને ખ્રિસ્તી લોકો આ દિવસને પવિત્ર માને છે, અને તે દિવસે સંસાર વ્યવ્હારીક કામો કરતાં નથી. યાહુદીઓ શનીવારે તથા ખ્રિસ્તી લોકો રવીવારે શાબાથ પાળે છે.

† અપંચી કૃતભૂત—પરમેશ્વરને પુરૂષ અથવા આત્મા (spirit)), અને જગતનું જે આદિરૂપ તેને પ્રકૃતિ અથવા માયા અથવા પ્રધાન (matter) કહે છે. દુનિયાંને હાલની સુખી સ્થિતિ અને સુંદર સ્વરૂપ આપવાં પેહેલાં 'પંચમહાભૂત' ની જે હાલહવાલ હાલત હતી તેને 'અપંચીકૃતભૂત સ્થિતિ' (chaos) એમ કહેલું છે.

પ્રાચીન કાળનો એક કવિ કહે છે કે, કિનારા ઉપર ઉભા રહી સમુદ્રમાં હેલા ખાતા યા તુફાનમાં ઉછળતા વાહાણો જોઇ આનંદ ઉપજે છે; કિલ્લાની બારીમાં ઉભા રહી નીચે ચાલેલી લઢાઇ અને તેમાં મળતી જીત જોતાં ખુશહાલી ઉપજે છે; પણ સચ્ચાઇના ઉચ્ચ સ્થાને રહી નીચલાં લોકોની ભૂલો, તેમની ભ્રાંતિ, તેમની અજ્ઞાનતા અને તેમનાં કજ્યા કંકાસ જોઇ જે આનંદ થાય છે, તેને ઉપમાં નથી. એટલુંજ છે કે, જોનારે માત્ર વિશાળ નજરે જોવું; મગરૂરી અથવા અહંકારથી જોવું નહિ. ખરેખર માનવીનું મન પરોપકાર કરવામાં લીન થવું, પરમેશ્વરના ચિંતનમાં આરામ પામવું, અને સત્યંતાનાં ચક્ર ઉપર ફરવું, એ પૃથ્વી ઉપરનું સ્વર્ગિય સુખ છે.

હવે પરમાર્થિ વિષય તરફ અને તત્વજ્ઞાન વિષયી સચ્ચાઇથી આપણે વ્યવહાર માંહેલા સત્ય તરફ ધ્યાન પોંહચાડીયે. જેનું વર્તન નિષ્કપટી અને પ્રમાણિકપણાનું હોતું નથી, તેઓ વટીક કબુલ કરશે કે, નિષ્કપટી અને પ્રમાણિકપણાનું વર્તન માનવી સ્વભાવને ભૂષણદાયક છે; તેમજ સુન્ના ચાંદીમાં હલકી ધાતુની ભેળ કરવાથી જે પરિણામ નિપજે છે, તેજ વ્યવ્હારમાં લુચ્ચાઇનાં મિશ્રણથી થાય છે. સુન્ના ચાંદીમાં હલકી ધાતુ મિશ્ર કરવાથી તે ધાતુનાં નાણાં સારાં બને છે, પણ તેનો કસ ઉતરે છે. સબબ આ ઉંધો અને વાંકો માર્ગ સાંપની ગતિ પ્રમાણે છે. સાંપ અત્યંત નીચપણે પેટવડે ચાલે છે, પગે ચાલતો નથી.* માનવીની લુચ્ચાઇ અને તેના હાવભાવ ખુલ્લાં થતાં

* માનવીના મુળ પુરૂષને સાંપે ફસાવ્યાથી, "હવે પછી તું પેટે ચાલશે." એવો પરમેશ્વરે તેને શ્રાપ આપવાથી તે નીચ સ્થિતિએ પુગો એવું ખ્રિસ્તી શાસ્ત્રનું મત છે.

જેમ તેને શરમ ઉપજે છે, તેમ એખાદ દુર્ગુણ બાહેર પડતા ઉપજતી નથી. "લુચ્ચો" આ શબ્દ એટલો શરમ અને તિરસ્કાર ઉત્પન્ન કરનાર કાં હશે? એ માટે વિચાર કરતાં "મૅાનટિની" રસિક રીતે કહે છે—"જો ચોકસ વિચાર કરી જોતાં એમ જણાય છે કે, કોઇને લુચ્ચો કહેવો એટલે, તે પરમેશ્વર સામે હિમ્મતવાન પણ માનવી સામે બિહીકણ, એમ કહેવા જેવું બને છે.' કારણ લુચ્ચાઇ ઇશ્વર સામે ઉભી રહે છે, પણ માનવીથી ગુપ્ત રહે છે. લુચ્ચાઇ અને વિશ્વાસઘાત અત્યંત વધતાં આખેરીનું "બ્યુગલ*" ફુંકો, ખુદા માનવી–પ્રજાનો ઇન્સાફ કરશે. એમ કહેલું છે કે, જયુજસ આવશે ત્યારે તેને પૃથ્વી ઉપર વિશ્વાસ જડશે નહિ. ખરેખરજ, અસત્ય અને વિશ્વાસઘાત એમની બુરાઇનું વર્ણન એના કરતાં વધારે કરવું અશક્ય નથી.

---

## (૨)
## મોત.

જેવી રીતે બાળકોને અંધકારમાં જવાનો ભય ઉપજે છે, તેમ માનવીને મૃત્યુની દેહેશત ઉપજે છે, અને જે પ્રમાણે વાતો વગેરે સાંભળીને બાળકોની બિહીક વધે છે, તે મુજબ મનુષ્યની

*ખ્રિસ્તી મત મુજબ, "દુનિયાંની આખેરીમાં એક ફરેસ્તો "બ્યુગલ ફુંકશે.' તેનો અવાજ સાંભળી સર્વ મરણ પામેલા માણસો ફરી જીવતાં થશે. પછી ઈશ્વર તેમનો ઈન્સાફ કરશે. એજ મતનં મળતી જરથોસ્તીઓની રસ્તા–ખેજ ને મહમદીયાન ધર્મમાં જણાવેલી 'કયામત' વિશેની કથાઓ જાણીતી છે.

પણ વધે છે. મોત એ પાપનો દંડ* અને પરલોકમાં જવાનો માર્ગ છે, એવી નજરે મૃત્યુને ગણવું એ સાધુપણાનું અને ધર્મશીલતાનું લક્ષણ છે. પણ તેના વિષે ભયભિત થવું એ નબળાઇનું ચિન્હ છે. મૃત્યુ એ ખુદરતની જકાત છે; એટલે, જન્મ પામેલ પ્રાણીની પાછળ મોત ઉભેલું હોય છે. તથાપિ ધર્મ સંબંધી વિચારમાં કોઇ કોઇ વેળા અભિમાન અને ધર્મઘેલછા એમનું મિશ્રણ હોય છે. કેટલાક મઠવાસી ખ્રિસ્તીઓનાં ચોક્સ ગ્રંથોમાં તમોને એવું લખેલું જડશે કે, માનવીએ પોતાની આંગળીની અણી દાઝે અથવા કચડાતાં તેને કેવી વેદના થાય છે એ ધ્યાનમાં લાવવું, અને તે ઉપરથી તમામ શરીરનું વિસર્જન થતી વખતે કેટલી વેદના થતી હશે તેનું અનુમાન કરવું. પણ આવા દાખલામાં ઝાઝું મહત્વ નથી. ઘણી વખતે જરાએ વેદના થયા વિના મરણ નિપજતું આપણે જોઇએ છિયે, કારણ શરીરનાં એકાદ ભાગને ઇજા થતાં શરીરમાં જે મર્મસ્થાનો છે ત્યાં સુધી, એટલે તુરતા તુરત જઇ પુગે છે એમ નથી. 'સૅનેકા' નામે એક તત્વવેત્તા રોમ શેહેરમાં થઇ ગયો; તેણે આ સંબંધમાં એક જગે એમ દર્શાવેલું છે કે, " મોત કરતાં મૃત્યુ કાળનો દેખાવ વધારે ભયંકર દેખાય છે." દુખીનાં બરાડા, શરીરનું મોરચાવું, બદરૂપ થતી સૂરત અને ખેશિઓનો વિલાપ તથા પ્રેતસંસ્કાર વગેરે પ્રકાર મોતને ભયંકર રૂપ આપે છે.

---

*આદમ અને ઇવ્હ એઓ માનવી જાતનાં મુળ પુરૂષ ગણાય છે, અને તેઓએ ઇશ્વર આગ્નાનો ભંગ કરતાં ઇશ્વરે તેમના અને તેમની સંતતી ઉપર મોત નિર્માણ કર્યું, એમ ખ્રિસ્તી શાસ્ત્રમાં વર્ણન આપેલું છે.

એક વાત ધ્યાનમાં રાખવા લાયક છે, તે એ કે મોત ગમે તેવું ભયંકર હોય તોય તેને દાબી દેનાર મનોવિકાર માનવીમાં નથી એમ નથી; માટે મૃત્યુ એટલું ભયંકર નથી, કેમકે માનવીનાં મનનો જુસ્સો તેની સામે થઇ શકે છે અને તેને દબાવી દે છે. માનવીનાં મનમાં જ્યારે કોઇ વૃત્તિ સર્વોપરિ થાય છે ત્યારે તે મોતના ભયને ભુલાવી દેછે. વેર લેવાનું હોય ત્યારે મોતની પરવા રહેતી નથી; પ્રેમમાં લીન થયલો માનવી તેને ગણકારતો નથી; યશસ્વી મનુષ્યને લાગે છે કે, આપણી કીર્તિ નિષ્કલંક છે તેટલાં મોત નિપજે તો સારૂં; દુઃખમાં સબડતો માનવી તો મૃત્યુના ડાચામાં પ્રવેશ કરવા માગે છે; અને બિહિકણ માનવી સંકટ સમયે પોતાના જીવનો અને પોતાનો નાશ કરી લે છે. એટલુંજ નહિ, પણ (મનુષ્ય સ્વભાવ એટલો અજબ જેવો છે કે ) કોઇ કોઇ બીજાનાં દુઃખથી વટીક પોતાનો પ્રાણ આપે છે.

રોમન પાદશાહ "ઓથો" મરણ પામતાં તેના કેટલાક અનુયાયીઓએ પોતાની રાજભકિત અને પોતાનું દુઃખ દર્શાવવા થકી પોતાનો પ્રાણ તેની ઉપર સદકે કીધો હતો, અને સૅનેકા જણાવે છે કે, "એવાં પણ માનવી છે કે, તેઓ શૂરવીર નથી અથવા ગરીબ હાલતમાં પણ નથી, છતાં તેઓ એકજ કામ વારંવાર કરવું પડતું હોવાથી કંટાળી પોતાના જીવની હાની કરે છે."

મરણ કાળ નજદીક આવે છે તો કેટલાક માનવીની વૃતિમાં કશોજ ફેરક પડતો નથી, એ લક્ષમાં રાખવા લાયક છે. અંતકાળ સુધી તેમની

હિમ્મત તેવીજ ટકી રહે છે. આગસ્ટસ સીઝર* મરતી ઘડી સુધી રસિક બોધ કરી મરણ પામ્યો હતો. તેણે પોતાના મોત સમયે પોતાની સ્ત્રી "લિવિયા"ને શૈયા નજદીક તેડાવી કહ્યું, "આપણા સંબંધને ભુલતી નહિ, સુખી રહેજે, અને આ મારા છેલ્લા પ્રમાણ છે." "ટિબેરિયસ" પાદશાહ † મોતનાં અંતસુધી પ્રપંચી ખ્યાલમાંજ રમતો હતો. "ટેસિટસે" ‡ તેના વિષે એવું વર્ણન કરેલું છે કે, "શક્તિ અને દેહ એણે ટિબેરિયસને છોડયાં, પણ કપટે તેને તજ્યો નહોતો." § "વેસ્પેશિયને" છેલ્લે સુધી મશકરી કરવાની ટેવ મુકી નહોતી, તે મરતી વેળા સુતાં સુતાં બોલ્યો, "+ હવે હું દેવતા બનુછું એમ

* આગસ્ટસ સીઝર—એ રોમનો બીજો પાદશાહ હતો. એ જુલીયસ સીઝરનો ભાણેજ હતો. રોમના સ્વામિત્વ વકી માર્કસ એન્ટોનિયસ સાથે એને અનેક વદવાદમાં પડવું પડયું હતું. એમની વચ્ચે લડાઈ ઓકતિયમમાં થઈ હતી, જેમાં એન્ટની હાર્યો હતો. આગસ્ટસ વિદ્વાનોને ઉત્તેજન આપતો હતો.

† ટિબેરિયસ—એ રોમનો ત્રીજો પાદશાહ. એનો રાજ્ય અમલ પહેલો ન્યાઈ પણ પાછળથી જુલમી નિવડયો હતો. સેજાનસ એક એનો માનીતો દરબારી હતો, તેની પર સર્વ રાજ્યકારોબાર સોંપી ટિબેરિયસે એશઆરામમાં જીંદગી ગુજારી હતી. એ ઈ. સ. ૧૪ માં 'પપ' વર્ષની ઉમરે ગાદીએ બેઠો હતો, અને ૨૩ વર્ષ અમલ ભોગવી ૭૨ વર્ષની વયે મરણ પામ્યો હતો. એણેજ 'જયુઝસ ક્રાઈસ્ટ'ને મારી નખાવ્યો હતો.

‡ ટેસિટસ—રોમના ઈતિહાસ કર્તા.

§ રોમનો એક પાદશાહ, એ પહેલાં સાધારણ સિપાઈ હતો પણ, જાતી બાહોશીથી પાદશાહી પદ પામ્યો હતો.

+ રોમન ભાષામાં "દેવ બનવું" એટલે મરણ પામવું એવો એક અર્થ થાય છે. (કેટલાકો "દેવલોક પામવું" એ મોત અર્થે શબ્દ વાપરે છે) રોમન કવિઓની એવી સમજ હતી કે રોમન પાદશાહ મરણ પામતાં (તેઓ) સ્વર્ગમાં દેવતાઈ પદ પામે છે.

મને લાગે છે.” ગેલબા* પાદશાહ ઉપર મોતની સજા બજા લાવતી વેળા તે જરાએ નહિ ડગમગતાં પોતાનું માથું સામું ધરીને બોલ્યો, “મારા મોતથી રોમને ફાયદો થતો હોય તો બેશીકર મારો વધ કરો.” “સેપટિમિયસ સેવ્હેરસ”† કામકાજ બજાવતાં મરણ પામ્યો હતો. “બીજું કાંઇ કામ બજાવવાનું હોય તો લઇ આવો,” એમ બોલતાંજ તેણે પોતાનો પ્રાણ મેલ્યો હતો.

“સ્ટોઇક”‡ પંથનાં લોકો મોતની ભારે તૈયારી કરી તેને વધારે ભયંકર રૂપ આપેછે. તે કરતાં “જીંદગીનો અંત એ એક ખુદરતી બક્ષેશ છે,” એમ એક કવિએ કહેલું છે, તે વિશેષ રસિક લાગે છે. ખરૂં જોતાં જન્મ લેવો જેટલું સ્વભાવિક છે, તેટલુંજ મરણ પામવું એ સ્વભાવિક છે, અને નાહનાં બચ્ચાંને તો બન્ને કદાચ એક સરખાંજ દુઃખદાયક થઇ પડતાં હશે.

જે કોઇ માનવી એકાગ્રચિત્તથી પોતાનું કામ ઉલટભેર કરતા મરણ પામે છે તેને એકાએક જખમથી મરણ પામનાર જેટલી વેદના થતી નથી. આથી કરીને કોઇ લોકકલ્યાણમાં પોતાનું મન

* ગેલબા—એ પણ પ્રથમ સિપાઈમાંથી પાદશાહી પદે ચઢયો હતો.

† સેપટિમિયસ સેવ્હેરિયસ—એ પ્રથમ રોમમાં એક સાધારણ અમલદાર હતો, જે વધતાં વધતાં પાદશાહી દરજ્જે પુગો હતો. એ ઘણો વિદ્વાન પણ અત્યંત સ્વભાવ ધરાવતો હતો. તેણે રોમ માહેલા મ્હોટા માનસોને વગર વાંકે મારી નખાવ્યા હતા અને તેમની દોલત લુંટી લીધી હતી. એણેજ બ્રિટન (ઈંગલંડ,) ઉપર સ્વારી કરી ત્યાંજ મરણ પામ્યો હતો.

‡ સ્ટોઈક—ગ્રીસ દેશમાંના તત્વવેત્તાઓનો એક પંથ. આ પંથના લોકો આસ્તિક હોઇ જ્ઞાનની શોધ કરનારા છે. તેમના પંથમાં સાદી જીંદગી ગુજારી પરમાર્થિ કામોમાં હમેશાં મથેલા રહી કામ ક્રોધથી દૂર રહેવાનું ફરમાન છે.

ચોંટાડવાથી મોતનું દુઃખ નિર્મૂળ બને છે. ઉત્તમ માર્ગ જોતાં ઇચ્છા તૃપ્ત થયા પછી અને જન્મનું સાર્થક થતાં "હે પ્રભુ, હવે તું મને સ્વર્ગમાં આશાભર રાખ," એ અત્યંત મધુર ગાયણ ગાયા કરવું એજ છે.

મોતથી એક ફાયદો પણ છે; કારણ મરણ પામેલાનાં ગુણ દોશ યાદ કરતી વેળા તેના દુર્ગુણ ઉપર ઢાંકણ વાળી તેના સદગુણોની પ્રશંસા કરવામાં આવે છે. આથી કોઇ કોઇ વેળા એમ પણ બને છે કે, મનુષ્ય જીવતી સ્થિતિમાં સ્તુતિને પાત્ર નથી હોતો, પણ તેના મોત બાદ તેના નહિ ગુણોનાં ગુણો ગાઇ તેની તારીફ કરેછે, અને ત્યારે તેની કોઇ અદેખાઇ વટીક કરતું નથી. આ ઉપરથી "મોત એ સુખનું દ્વાર છે" એમ કહેવું વાજબી છે.

---

## (૩)
## ધર્મમાં એકમત.

ધર્મ એ માનવી સમાજનું મુખ્ય બંધન હોવાથી, તે ઐક્યતાના ખરાં બંધમાં નિયમિત રહેવું એ સુદૈવની વાત છે. ધર્મ સંબંધના ટંટા ફેસાદો અને જુલમ મૂર્તિપૂજક લોકોને માલમ નહોતાં. એનું કારણ એવું છે કે મૂર્તિપૂજકોનો ધર્મ ઘણે અંશે ઠેરવેલા સંસ્કાર અને ક્રિયા કામોથી બનેલો હતો; તેમાં અચલ શ્રધ્ધાવિષયક સિધ્ધાંતો ઝાઝાં નહોતાં, કારણ તેમનો ધર્મ કયા પ્રકારનો હતો એની કલ્પન તમોને એક વાત ઉપરથી આવી શકશે; તે વાત એ છે કે તેમન ધર્મનાં મુખ્ય સ્થાપક અને ધર્મગુરૂ કવિઓ હતા. પણ ખરાં

દેવતામાં આ એક ગુણ હોય છે કે તે અદેખો દેવ છે; અને તેથી તેની પૂજા અને તેના ધર્મમાં કોઇ પણ પ્રકારનું મિશ્રણ અથવા કોઇ ભાગીયો ચાલી શકતો નથી, આથી ખ્રીસ્તી દેવળ (ચર્ચ)ની ઐકયતા, તે ઐકયતાનાં ફળો કયાં, તેની મર્યાદા કયાં સુધીની અને ઉપાય શા છે તે વિષે થોડું જણાવીશું.

ઐકયતાનાં ફળ (દેવતા ઘણો ખુશ થાય છે અને તેમાંજ બીજી ફરજો છે, એ મુખ્ય ફળ, પણ એ શિવાય) બે છે; એક, જેઓ "ચર્ચ"ની બાહેર છે તેમના સંબંધમાં; બીજું, "ચર્ચ"ની અંદર છે તેમના સંબંધમાં. હવે પેહેલા માટે :–એ તો ખરૂં છે કે, સઘળામાં પાખંડો અને તડાં એ ભારે દોષ છે; એઓ નીતિના ભ્રષ્ટાચાર કરતાં પણ વધારે છે. કારણ જેમ એકાદ પીશાચદેહમાં કોઇ ખરાબ એબ કરતાં એકાદ ભેળ ખરાબ હોય છે, તેમજ આધ્યાત્મિક દેહમાં છે. એટલે લોકોને ચર્ચના બાહેર રાખવા અને જે ચર્ચમાં છે તેમને બાહેર કાઢવા એકાદનો ભંગ જે કારણ ભૂત થાય છે તેમ કાંઇ બનતું નથી. આથી જ્યારે આવી સ્થિતિ બને છે કે, કેટલાક લોકો જયુજસ ક્રાઇસ્તને પાખંડી પંથમાં શોધે છે, અને કેટલાકો ચર્ચનાં બાહ્ય સ્વરૂપમાં શોધે છે; ત્યારે "બાહેર જશો નહિ" આ શબ્દ લોકોના કાનમાં હમેશાં સંભળાવવાં જોઇએ. મૂર્તિપૂજકનો અધ્યાપક (જેની સ્વાભાવિક લાગણી ખ્રિસ્તી ધર્મના બાહેરનાં લોકોની સંભાળ લેવા તરફ હતી,) કહે છે–" જો કોઇ મૂર્તિપૂજક આવે, અને તે જો તમારા કજ્યા સાંભળશે, ત્યારે તે તમોને દીવાના છો એમ શું વિચારશે નહિ?" અને ખરેખર, જ્યારે નાસ્તિક અને પરધર્મિ લોકો

ધર્મ માંહેલી એટલે વગર પાયાની અને પરસ્પર વિરૂધ્ધ તકરાર સાંભળે છે, ત્યારે તેઓ નીરાશ બની ચર્ચની નિંદા કરે છે. આવા ગંભીર વિષયમાં મશકેરીનો ઉપયોગ કરવો યોગ્ય નથી; પણ તે ઉપરથી એકનો અભાવ સ્પષ્ટરીતે ખુલ્લો થાય છે. પ્રજાની હસીમાં આવેલો એક એવો ગ્રહસ્થ છે; તેણે કાલ્પનિક ગ્રંથાલયની એક યાદી ઉપજાવી તેમાં એક ગ્રંથનું નામ એવું આપ્યું કે "પાંખડીઓનો નાચ." કારણ તેના દરેક પંથમાં જૂદાં જૂદાં આસનો અથવા પ્રમાણ હોય છે; તે જોઇ પવિત્ર ચીજને ધિક્કારનાર એવા જે નબળા લોકો અને પાપ બુદ્ધિ રાજદ્વારી પુરૂષોને તે ઉપર હસવાનાં ભાવ પડે છે.

જેઓ ચર્ચની અંદર છે તેમના સંબંધમાં શાંતતા એ ફળ છે. શાંતતામાં બેહદ સુખ છેઃ—તે વિશ્વાસ બેસાડે છે, તે પારકાનું કલ્યાણ કરવા તરફ દોરે છે; ચર્ચની બાહ્ય શાંતતા હૃદયમાં શાંતિ ઉત્પન્ન કરે છે; અને વાદવિવાદ લખવા તથા વાંચવાનો શ્રમ તેના લીધે ઇંદ્રિયદમન અને ભક્તિ એમાં શાંત બનાવે છે.

એકાદની હદ સંબંધમાં; તે હદનું ખરૂં સ્થાન ઠેરવવું અત્યંત મહત્વનું છે. આ સંબંધમાં બે પરસ્પર વિરોધી બીના મળે છે. સબબ

‡ રાબેલે—એક ફ્રેન્ચ લેખક. એ પ્રથમ પાદરીનો ધંધો કરતો હતો. પણ ચોકસ ગુન્હાને લીધે તેને બંદીખાને કેદ થવું પડ્યું હતું. પણ તે પછી તેણે વઇદકીનો અભ્યાસ કરી, એક ગ્રંથ લખ્યો તેમાં મ્હોટા મ્હોટા લોકોની મશકેરી કરેલી હતી.

કેટલાક ધર્મની ઘેલાઇમાં વસનારાઓને સંધિકરણની વાત તિરસ્કાર ભરી લાગે છે. સામ અથવા યેહુ* તને સામ સાથે શું કામ છે તું મારી પાછળ વધ; આપણો પક્ષ અને આપણા મદદગાર હશે તો પછી શાની ફીકર છે? બીજાં કરતાં કેટલાએક "લાઓડિયન્સ" † અને "અનાસ્થ" લોક હોય છે; તેમનો એવો વિચાર હોય છે કે, ધર્મ સંબંધી બે મતો હોય ત્યારે આપણે મધ્યમાં રહીએ અને બેઉમાં આપણી સામેલગીરી આપીએ એટલે આપણે તેમનો મત સ્વિકારીએ છિયે એમ થશે. જાણે તેઓ દેવતા અને માનવી વચ્ચેનાં ઇન્સાફ કરનાર ન્યાયાધીશ હોય તેમ બતાવે છે. આ બેઉ તર્ફી મતવાદીઓને દૂર કરવા ઘટે છે; અમારા રણક્ષકર્તાએ ‡ ખ્રિસ્તીઓ માટેનાં

* યેહુ અથવા જેહુ—જ્યું પ્રજાનો રાજા 'જેરોમ' એ સિરિયાના રાજા સાથે યુધ્ધ કરવામાં રોકાયલો હતો, ત્યારે યહુ નામે જ્યુ શખસે બંડ કર્યું; અને તે જેરોમ ઊપર ચઢાઈ લઈ ગયો. જેરોમ આ લઢાઈમાં જખમી થઈ એક શેહેરમાં રહયો હતો; ત્યાં 'યહુ' જવા લાગો. કિલ્લા ઊપરના પોહરેગીરે જેરોમને ખબર આપી કે એક લશકરની ટુકડી આવે છે. ત્યારે જેરોમે તપાસ માટે એક રથ મોકલ્યો. રથ ઊપરના માણસે યહુને પુછયું "સઘળે શાંત્તા છે કે નહિ?" યહુ બોલ્યો, તને શાંત્તા સાથે શું ગર્જ છે? ચાલ મારી સાથે. પોહરેગીરે જેરોમને જણાવ્યું કે તપાસ કરવા ગએલો શખસ સામી ટુકડીમાં જઈ તપાસ કરી પાછો ફર્યો નથી. ત્યારે જેરોમે બીજાને મોકલ્યો. તેની પણ તેજ સ્થિતિ થઇ. છેલ્લે જેરોમ પોતે રથમાં બેશી નિકલ્યો, તેણે યહુને જોઈ પુછયું "શાંત્તા છે કે નહિ?" યહુ બોલ્યો, "તારી માતાનાં પાપી કામ અને તેનાં જાદુક્રોતળ ચાલુ હોય ત્યારે શાંત્તા કેમ રહે?." આ વાકય સાંભળી જેરોમ પાછળ ફર્યો અને નાહસવા લાગો. પણ યહુએ પોતાના તીરવડે તેને વિંધી નાખ્યો.

† લાઓડિયન્સ—આ લોકો ધર્મ માટે ઊદાસી હતા. તેઓ થંડા પણ નહિ તેમ ગરમ જેહનદાર પણ નહોતાં.

‡ જ્યુજસ ખ્રાઈસ્ત માટે.

જે નિયમ લખ્યાં છે તેમાંના બે વાક્યની બરાબર સમજણ લેતાં આ એતર્ફી મતવાદીઓનું ખંડન કરી શકાશે. તે વાક્યો આ છેઃ-"જે અમારી બાજુમાં નથી તે અમારી વિરૂધ્ધમાં છે." અને ફરી "જે અમારી વિરૂધ્ધ નથી, તે અમારી બાજુનો છે." એટલે ધર્મ માંહેલા આધારવાળા અને તત્વદાર મુદ્દા; અને શ્રધ્ધામાં અનાવશ્કવાલાં મત, અનુક્રમ અને સારી નિષ્ટા સંબંધી મુદ્દા એઓ વચ્ચેનો ભેદ ધ્યાનમાં લાવી, તે જૂદા રાખતાં, ઉપલા બેઉ તર્ફીઓનું મત ખંડન કરી શકાશે. કેટલાકોને આ બીના નજીવી અને અગાઉ બનેલી છે એમ જણાશે; પણ તે જો ઓછા પક્ષપાતિપણાથી થશે તો તેનો સ્વિકાર વધારે થશે.

આ સંબંધમાં હું મારા અલ્પ વિચારોથી માત્ર આ સલ્લાહ આપવા ધારૂં છું:-માનવી જાતે બે પ્રકારનાં વાદવિવાદથી ઇશ્વરનાં "ચર્ચ" માં તડાં નહિ પડે તે માટે ચેતેલું રહેવું જોઇએ. એક પ્રકાર—જ્યારે તકરારના મુદ્દાનો વિષય તદન નજીવો અને નબળો હોય છે. આવેશ અને ટંટો કરવા જેટલી યોગ્યતા ધરાવતો નથી, અને માત્ર જુદા વેશથીજ સલગનારો હોય છે. કારણ, એક (ખ્રિસ્તી) પાદરીએ એ થકી એમ લખેલું છે કે "ખરૂં જોતાં તો જયૂસ્ક્રાઇસ્તનો ઝભ્ભો સીવેલો નહોતો; પણ 'ચર્ચ' માહેલાં વસ્ત્રો તો જૂદા જૂદા પ્રકાર અને રંગનાં હોય છે." આ ઉપરથી તે કહે છે, "કપડામાં તર્હા હોવી જોઇએ પણ છિદ્ર નહિ હોવાં જોઇએ. ઐક્યતા જૂદી ને એકરૂપતા જૂદી છે." બીજો પ્રકાર—જ્યારે વાદવિવાદમાંના મુદ્દા માહેલો વિષય બીકટ હોય છે; પણ તે જોઇએ તે કરતાં

વિશેષ સુક્ષ્મ અને ગુચવણભર્યો બનાવવામાં આવે છે; તે અહીં સુધી કે તેમાનું ખરૂં તત્વ બાજુએ રહી માત્ર બુદ્ધિની હુશીયારી બતાવનારો બને છે. વિચારી અને વિદ્વાન માનવી અને કોઇ કોઇ વેળા અજ્ઞાન મનુષ્યને એકાદ બાબતમાં વિરૂધ્ધ મત આપતાં આપણે સાંભળીએ છિયે. તેને ખાસ ખબર હોય છે કે, સામા ભિન્ન મત-વાદિઓનાં મન માહેલો આશય એકજ હોય છે; પણ તેમનો કદાપી ભેળ થવાનો નથી; અને માનવી માનવીનાં વિચાર વચ્ચે જો એટલો ફરક છે, તો આકાશ માહેલો ઇશ્વર–જે અંતઃકરણ જાણે છે–તે નબળાં મનુષ્યો કેટલીક બાબતમાં એકમેકની વિરૂધ્ધ જોકે મતો દર્શાવે છે, તોય તેમના મનમાંનો ભાવ એકજ છે, એ શું જાણતો નહિ હશે? અને બેઉ મતો તેને સરખાંજ પ્રિયકર હશે; આ વિચાર અમારા મનમાં શું આવવો નહિ જોઇએ ?. આવા વાદવિવાદનું સ્વરૂપ 'સેન્ટપૉલે* પોતાની સુચના અને વાએજઓ (ઉપદેશ)માં ઉત્તમ પ્રકારે દર્શાવેલું છે. "નવા નવા શબ્દ અને ખોટા નામના શાસ્ત્રના મતભેદ તજો." જ્યાં પક્ષાપક્ષી નથી ત્યાં માનવી પક્ષ તથા તડાં પડે છે; અને તે તેઓ નવા શબ્દોથી જાહેર કરે છે; આ નવા શબ્દો એટલાં કાયમીના બને છે કે અર્થ પ્રમાણે શબ્દ હોવાને બદલે શબ્દ પ્રમાણે અર્થ કર-વામાં આવે છે. જુઠી બેતર્ફી અને ઐક્યતા એમાં પણ બે પ્રકાર છે; એક જયારે બેતર્ફી મતને માત્ર મજબુત અજ્ઞાન આધારભૂત હોય છે; કારણ અંધારામાં સઘળા રંગો એકત્ર બને છે. બીજા, મુખ્ય મુદ્દાનાં

* સેંટ પોલ—જયુજસનાં ૧૨ શિષ્યમાંનો એક. એને એક સમે લોકોએ ચીરડાઇ પાંચ પ્રસંગે કોરડા વડે, ૩ પ્રસંગે લાકડી વડે માર માર્યો હતો. એણે બ્રિટોશ ટાપુઓમાં ધર્મ ફેલાવ્યો હતો. એનું મરણ ઈ. સ. ૬૬ માં ૨૯ મી જુને નિપજ્યું હતું.

સંબંધમાં વિરૂદ્ધ મતો સ્વિકારી એકત્ર થાય છે ત્યારે કારણ, એવ કામમાં ખરૂં અને ખોટું નેબુકદનેઝરની* મૂર્તિની આંગળીમાં લોઢું અને મટોડી પ્રમાણે છે, તેનાં તડાં થશે, પણ તે એક જીવ થશે નહિ.

ઐક્યતા મેળવવાના ઉપાય માટે: ધર્મ સંબંધી ઐક્યતા મેળવતાં અથવા મજબૂત કરતાં, પરહિત બુદ્ધિ અને માનવી સમાજ એમનાં નિયમ શિથિલ અથવા નિર્મૂળ નહિ થાય તેની તપાસ માનવીએ રાખવી જોઇએ. ખ્રીસ્તીઓમાં બે તલવારો છે—પરમાર્થિક અને 'ઐહિક'; અને ધર્મ રક્ષણનાં કામમાં બેઉને યોગ્ય કામ અને સ્થાન છે, પણ આપણને ત્રીજી તલવાર હાથમાં લેવી ઘટારત નથી; તે ધર્મ ફેલાવવા માટેની તલવાર અથવા તેના જેવી, એટલે ખુલ્લી દુશમનાઇ, પરઇશ્વરનિંદા, અથવા રાજ વિરૂધ્ધ કારસ્તાની પ્રસંગ બાદ કરતાં લડાઇથી અથવા લોહી રેડીને પરજાતીનો છળ કરી ધર્મનો પ્રસાર કરવો ઘટારત નથી; પછી રાજદ્રોહને મદદ આપવી, પ્રપંચ અને બળવાને ઉત્તેજન આપવું, પ્રજાના હાથમાં તલવાર આપવી, વગેરે બીના તો દૂરજ છે. આવી વાતોથી અથવા નિયમથી સર્વ પ્રકારની રાજ્યવ્યવસ્થાની ધુલધાણી થાય છે અને રાજ્યવ્યવસ્થા એ તો ખુદાઇ કાયદોજ છે. કારણ એમ કરવું એટલે પેહેલી શિલા § બીજી ઉપર અફાળીયા પ્રમાણે બનશે; એટલે મનુષ્ય ખ્રિસ્તી છે એ એવી રીતે બતાવવાનું કે તેઓ

*નેબુકદનેઝર—બાબિલોનનો રાજા. અણે એક રાત્રે એક પુતળું સ્વપનામાં દીઠું હતું, તેનું એ વર્ણન છે. આ સ્વપનાનો ભેદ ડાનીયલે ખુલ્લો કર્યો હતો.

§ શિળા—સિનાઇ પર્વત ઉપર ઇશ્વરે પોતાની આંગળીથી લખેલા બે શિળા લેખ મોઝીઝને આપ્યા હતા. પેહેલા ઉપર માનવીની ઇશ્વર પ્રત્યેની ફરજ, અને બીજા ઉપર માનવી સંબંધી કર્તવ્ય લખેલું હતું.

મનુષ્ય છે એ આપણે ભૂલી જઈએ આગેમેમને* પોતાની બેટીનો ભોગ આપ્યો એ કૃત્ય જ્યારે "લુક્રેશિયસ" કવિએ જોયું ત્યારે તે બોલ્યો, "આવું અઘોર કામ કરાવવા ધર્મ શક્તિવાન બન્યો." પણ તેને જો ફ્રાન્સ માંહેલી કતલ† અથવા ઇંગલંડ માંહેલો "રાઇ હાઉસ પ્લૉટની" ‡ ખબર હતે તો તે શું કહેતે વારૂં ?. તે હતો તે કરતાં સાતઘણો વધારે નાસ્તિક અને "એપિક્યુરસ§" બન્યો હતે. કારણ જેમ ધર્મનાં બાબમાં ઐક્યતાની તલવાર ઉચકવાનું કામ અત્યંત વિચારનું છે તેમ તે તલવાર સામાન્ય પ્રજાના હાથમાં આપવી એ કૃત્ય રાક્ષસી કહેવાય. તે "એનાબાપટિસ્ટ+" અને બીજા છકેલાઓ માટે રહેવા દેવાં. જ્યારે "સેતાન" બોલ્યો કે,

* આગેમેમન—આરગોસનો રાજા, એનો ભાઈ મેનેલસ અને તેની સ્ત્રી હેલન ઘણી સુંદર હતી. આ હેલનને ત્રોયના રાજાનો પુત્ર પારીસ નહસાડી લઈ ગયો હતો. ત્યારે સર્વ ગ્રીકોએ મળી ત્રોય ઉપર સ્વારી કરી તેમાં આગેમેમન ગ્રીક લશકરનો વડો હતો. એક ઠેકાણે તેનું વાહાણ આગળ નહિ ચાલતાં ખુટી બેઠું, ત્યારે 'ડાયના' દેવીનો કોપ થએલો જાણી, તેની શાંતી અર્થે પોતાના મિત્રોના આગ્રહથી આગેમેમને પોતાની બેટી ઈફીજીનિયાનો ભોગ આપ્યો હતો.

† ફ્રાન્સનો રાજા ૯ મો ચાર્લસ—એના હુકમથી ઈ. સ. ૧૫૭૨ માં પાખંડી મતવાદીઓની કતલ કરવામાં આવી હતી.

‡ રાઈ હાઉસ પલોટ ઈ૦ સ૦ ૧૬૮૨ માં રચાયો હતો. તેમાં ગાઈ ફોક્સ્ટ પાર્લામેંટ હાઉસને ઉરાડી આપવા ભોંયરામાં દારૂખાના પાસે મસાલ લઈ બેઠેલો મળી આવ્યો હતો.

§ એપિક્યુરસ—એણે એક પંથ સ્થાપન કર્યો હતો. આ પંથના લોકો ઈશ્વરને માનતા નહોતા. આ પંથમાં ખાઈ પી મોજ કરવી એવું ફરમાન હતું. આ પંથીઓને એપિક્યુરસ કહેતા.

+ એનાબેપટીસ્ટઃ—ખ્રિસ્તી ધર્મ માંહેલો એક પંથ. આ પંથના લોકો બાપ-ટિઝમ વિધી કબુલ કરતા નથી.

"હું ઉપર ચઢીને ઇશ્વર જેવો થઇશ" ત્યારે તેનું બોલવું ઇશ્વર નિંદાત્મક બને છે; પણ "ઇશ્વરનો વેષ લઇ હું નીચે ઉતરી આવી સેહેતાન જેવો બનીશ" એવું તેના મુખથી બોલાવવું વધારે ઇશ્વરને નિંદવા જેવું છે; અને ધર્મનાં નામ તળે પાદશાહનું ખુન કરવું, પ્રજાની કતલ કરવી, સંસ્થાનો અને રાજ્યપાટમાં ઉથલપાથલ કરવી, વગેરે ક્રૂર અને અત્યંત જુલમી કામો બજાવવાં એ દેવનિંદા કરતાં સારાં ગણી શકાશે કે? એમ કરવું એટલે ખરેખર પવિત્ર આત્માને* કબુતર રૂપે નીચે નહિ લાવતાં ખલેરી અથવા કાગડાને રૂપે લાવવા જેવું છે, અને ખ્રિસ્તી "ચર્ચ" રૂપી નૌકા ઉપર ચાંચીયાઓના અથવા ખુનીઓના વહાણનો વાવટો ઉરાડવા જેવું છે. આથી જે વાતો અને જે મતો આવાં કામો બજાવનારાં છે, તેમને ચર્ચે પોતાના કાયદાથી અને રસ્તાથી, રાજાઓએ પોતાની તલવારથી, અને સર્વ ભણેલાઓએ (ખ્રિસ્તી અથવા પરજાતે) પોતાની કલમથી દોષીત ઠેરવી તેમને દોજખનો માર્ગ બતલાવવો એ અત્યંત જરૂરનું છે. એ ઘણે અંશે બનેલું છે. ખરેખર ધર્મ સંબંધી વિચારોને મથાળે જયુજસના એક સેંટનો આ અમૂલ્ય ફકરો ગોઠવવોઃ—"માનવીના ગુસ્સાથી ઇશ્વરના "ન્યાયકર્તૃત્વ" નું કામ આપણી પર ખેંચી લેવું નહિ," અને એક વિદ્વાન પાદરીનું કહેવું છે કે, "જેઓ બીજાનાં મતો જોર જુલમથી ફેરવવાની સલ્લાહ આપે છે, અને તે મુજબ તે કામ અમલમાં મેળે છે, તેમાં તેમનો કાંઇ પણ સ્વાર્થ હોય છે."

*જયુજસ ક્રાઇસ્ટે જોર્ડન નદીમાં અંગોળ કરી બાપટિઝમ લેતાં ઇશ્વરનો પવિત્ર આત્મા કબુતરને રૂપે તેની ઉપર ઉતર્યો, એવી બાઇબલમાં કથા છે.

## (૪)
## વેર લેવું.

વેર લેવું આ એક પ્રકારનો જંગલી ઇન્સાફ છે. તે કાયદાસર નથી, આથી કીનો લેવાને માનવીનું મન જેમ જેમ તેજ થતું જાય, તેમ તેમ તેને કાયદા તરફથી અટકાવ થવો જોઇએ. કારણ, પેહેલા ગુન્હાથી કાયદાનુ ઉલ્લંઘન થાય છે, પણ તે ગુન્હાનું વેર લેવા માંડતા, એટલે કાયદાની સત્તા વિંટાળી ઉંચી મેલ્યા પ્રમાણે બને છે. વેર લેવાથી મનુષ્ય પોતાના દુશમનની બરોબરીનો થાય છે ખરો, પણ વેર નહિ લેવાથી તે તેના કરતાં પણ વધારે શ્રેષ્ટ બને છે; કારણ ક્ષમા કરવી એ પાદશાહી દિલ બતાવવા બરાબર છે, અને 'બીજાનો ગુન્હો ધ્યાનમાં નહિ લાવવો આથી ઉલટું ભૂષણ છે' એવું 'સાલોમને' કહેલું છે. જે વાત બની તે બની, તે ફરી બનતી નથી. ડાહ્યા લોકોને ચાલુ અને હવે પછી થનાર વાતોનો વિચાર કરવાનું હોય છે; એટલે જેઓ બનેલી વાતોનો વિચાર કરવા બેસે છે, તેઓ પોતાનો અમૂલ્ય વખત ફોકટમાં ગુમાવે છે.

વગર કારણે કોઇ બીજાનું નુકસાન કરતો નથી. તેમાં તેની કાંઇ પણ મતલબ હોય છે. પછી તે સ્વાર્થ હોય, મોજ હોય, માન હોય, ભૂષણ અગર એના જેવુંજ બીજું કાંઇ હોય. એમ છે, ત્યારે કોઇએ મારા સ્વાર્થ કરતાં પોતાના સ્વાર્થ તરફ વિશેષ ધ્યાન આપ્યું, આથી મને તે થકી કાં ગુસ્સે થવું જોઇએ? અને તેમાં કાંઇ નહિં હોય; જન્મ સ્વભાવજ ખરાબ હોવાથી કોઇ બુરૂં કરે તોય તેની

દિલગીરી મનમાં લાવવી નહિ જોઇએ, કારણ ખરાબ કરવું એ તો તેનો બુરો સ્વભાવજ છે. કાંટાએ અથવા ઝાડીએ આપણને ઇજા કરી હોય તો તેનો શા માટે મનમાં ગુસ્સો લાવવો? ઇજા કરવી અને દુઃખ આપવું એ તેનો ધર્મજ છે.

જે અપરાધ ઉપર કાયદાનું કશું ચલણ નથી, તે અપરાધ માટે વેર લેવું એ સકંજામાં નહિ સપડાવા જેવું છે, પણ વેર લેવાથી આપણે કાયદાના સપાટામાં નહિ આવશું, એમ કીનો લેનારે પ્રથમ પોતાની ખાતરી કરવી ઘટે છે. નહિ તો, એકને જગે તેના બે શત્રુ થઇ ઉભા રહેશે. કેટલાક લોકો વેર લીયે છે ત્યારે, વેર કોણ લે છે તે પોતાના દુશમનને જણાય તેમ વરતે છે. એમાં મનની મ્હોટાઇ છે. કારણ એમ કરવામાં, માત્ર બીજાને ઇજા કરી આનંદ મેળવવાની ઇચ્છા હોતી નથી, પણ સામા ધણીને પશ્ચાતાપ કરાવવાની મતલબ હોય છે; પણ પાજી અને કાવાબાજ હીચકારાઓ હોય છે; તેઓ જે વેર લીયે છે, તે અંધારામાં તીર મારવા જેવી વર્તણુક ચલાવે છે.

"ફ્લોરેન્સ*" નો ડયુક કૉસ્મસ બેઇમાની અને હીચકારા મિત્રો વિષે ભારે તિરસ્કારથી બોલતો. મિત્રોએ કરેલા અપરાધ ક્ષમાને પાત્ર નથી, એમ તે જણાવતાં કહેતો કેઃ—"શત્રુને ક્ષમા કરવી, એવી આજ્ઞા અમોને મળેલી છે; પણ મિત્રોને ક્ષમા કરવી, એવું ફરમાન હોવાનું કેયે જડતું નથી." પણ "યોબ"†નો વાક્ય વધારે રસિક છે. તે

* જુઓ ફ્રાયર કલેમેંટ (નિબંધ ૩૬ મો.)

† યોબ અથવા જોબ—એક યાહુદિ. એ દુઃખથી હેરાન થતો હતો પણ એની સહન શક્તિ ભારે હતી.

કહે છે કે "ઇશ્વરે બક્ષેલું સુખ જો અમે લઇએ છિયે તો દુઃખ પણ લેવામાં સંતોષી કાં નહિ રહીએ?" તેમ મિત્રોનાં સંબંધમાં પણ બંદ-ણેસ્તું થઇ પડશે.

એ ખરૂં છે કે જે વેર લેવાના વિચારમાં હમેશાં મથેલો રહેછે, તે પોતાના જીગર માહેલો જખમ હમેશાં તાજો રાખે છે. તેમ નહિ કરવાથી તે પોતાની મેળે પુરાઇ જઇ (રૂઝાઇ)સુકકું બની સાફ થાય છે. સાર્વજનિક કામના સંબંધમાં કીનો લેવાથી ઘણું કરી દેશનું કલ્યાણ થાય છે. દાખલા તરીકે જુલીયસ સીઝરનાં * મોતનું વેર; "પરટિનિયાસનાં"† મોતનો કીનો અને ફ્રાન્સના ત્રીજા હેન્રિના મરણનો કીનો; અને બીજા અનેક, પણ ખાનગી વેરની વાત જૂદીજ છે. ખુનશી માનવીની હાલત ડંખીયલ સાંપ જેવી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી; એટલે જન્મ સુધી બીજાને ઇજા આપવી, અને છેલ્લે તરફડી મરણ પામવું, એંજ તેના નસીબે હોય છે.

---

* જુલીયસ સીઝર—એ એક રોમન સરદાર હતો. તેણે ઘણી લઢાઇઓ લઢી રાજ્યમાં અમુખ જગ્યા મેળવી હતી. એના અમલ સુધી રાજ્ય અમલ સ્વતંત્ર હતો, પણ સીઝરે પોતાને પાદશાહ કહેવાડીયો. એ કેટલાકોને નહિ પસંદ પડવાથી તેને મારી નાખવાનો પ્રપંચ રચાયો તેમાં તેનો મિત્ર બરૂટસ હતો. તેણે તેને સેનેટ સભામાંજ ઠાર કર્યો. એનું સીઝરનાં ભાણેજે વેર લીધું હતું. સીઝરનો જન્મ ઈ. સ. પૂર્વે ૧૦૦ માં ૧૨ મી જુલાઇએ થયો હતો. મરણ ઈ. સ. પૂર્વે ૪૫ માં નિપજ્યું હતું.

† પરટિનીયાકસઃ—એક કોલસાના વેપારીનો છોકરો. થોડી મુદત એણે શિક્ષક તરીકે ધંધો ચલાવી—પાછળથી લશકરમાં દાખલ થઈ નામના પામ્યો, અને સેવટે રોમનો પાદશાહ થયો, એને એક ખુનીએ મારી નાખ્યો હતો.

## (૫)
## સંકટ.

"ચડતીનાં સમયની વાતો અનુકરણ કરવા લાયક ગણાય છે, પણ વિપત્તિ કાલની વસ્તુઓ માત્ર સ્તુતિપાત્ર ગણે છે."

એવી જે કહેવત "સેનેકા"* એ બનાવેલી છે, તે ઘણી જાણવાજોગ છે, અને ખરૂં જોતાં અદ્દભૂત ચમત્કાર આ શબ્દનો અર્થ પ્રકૃતિ સ્વભાવ ઉપર સત્તા ચલાવવી—એટલોજ જો થતો હોય તો સંકટ સમયે અદ્‌ભૂત ચમત્કાર પુશકળ નજરે પડે છે, પરંતુ ઉપર જણાવેલી કહેવત કરતાં પણ શ્રેષ્ટ એવી તેજ તત્વજ્ઞાનીની એક બીજી શિખામણ છે. તે એ કે, " માનવીની નબળાઇ અને દેવતાનું નિડરપણું આ બેઉ વાતો એકજ માનવીને ઠેકાણે હોય તેનુંજ નામ ખરી મ્હોટાઇ છે." આ વિચાર કવિતામાં ઘણો રસિક જણાતે, કારણ કાવ્યમાં કલ્પના શકિતને દૂરવેર પોંહચાડવાની છુટ હોય છે અને કવિઓએ તેમ કરેલું પણ છે. "પ્રોમિથિયસ" નોં બંધ મુક્ત કરવા માટે‡ હરક્યુલિસ ગયો હતો, તે મહાસાગરમાંથી મટોડીનાં માટલાંમાં બેશી ગયો હતો; એવી જે પ્રાચીન કવિતાઓનાં

* સેનેકા—એક રોમન તત્વવેત્તા, એ નીરો પાદશાહનો શિક્ષક હતો. નીરો ગાદીનશીન થતાં, સેનેકાને પ્રપંચમાં સામેલ થયલો છે એવા શક ઉપરથી મારી નખાવ્યો હતો.

† પ્રોમિથિયસ—એ અત્યંત લુચ્ચો શખસ હતો. તેણે જ્યુપીટરને વટીક ફસાવ્યો હતો. ત્યારે તે દેવતાનાં હોકમથી તેને કોકેસસ પર્વત ઉપર બાંધી રાખવામાં આવ્યો હતો. અને ત્યાં એક ગીધ આવી તેના કાળજાના બોટાં કુપી ખાતો હતો. તેનો છુટકો હરક્યુલીસે કરી દુઃખથી છોડવ્યો હતો.

‡ હરક્યુલીસ—પ્રાચીન કાળનો એક જહાંપેહેલવાન. એણે ૧૨ મહાન પરાક્રમો કરી બતાવ્યાં હતાં.

ગ્રંથમાં એક અજાયબ કથા છે, તેનો પણ એજ અર્થ. તે ઉપરથી માનવીનો મજબુત વિચાર સંસાર સાગરના મોજા દરમ્યાન આ દેહ રૂપી તકલીદી વાહાણની મદદથી કેવી રીતે પાર ઉતરે છે એનું આબેહુબ વર્ણન મળે છે, પણ આપણે સાધારણ પ્રચાર માંહેલા ગદ્ય ભાષણનીજ અત્રે યોજના કરીએ. સાદાઇ અને મિલનસારપણું આ સંપતિ કાળનો સદગુણ છે, અને ધીરજ એ સંકટ સમયનો સદગુણ છે. આ બેઉમાં બીજો સદગુણ નીતિમાં શ્રેષ્ટ જગ્યા ધરાવે છે. સંપતિ "જુના કરાર"* નું વરદાન છે, અને વિપત્તિ નવા કરારનું વરદાન છે. આ નવા કરારમા દેવતાની મ્હોટાઇભર્યાં વચનો અને ઇશ્વર કૃપાનાં ખુલ્લાં પ્રકટીકરણ છે. છતાં જુના કરારમાં વટીક તમો 'ડેવિડ'† ની સારંગી ઉપર ધ્યાન આપશો, તેમાંથી જેટલાં આનંદમય તેટલાંજ શોકમય ગાયન તમોને સંભળાશે, અને પવિત્ર આત્માની કલમ "સોલોમન" નાં સુખનું વર્ણન કરવા કરતાં "યોબ"‡ નાં સુખનું વર્ણન કરવામાં વધારે કેળવાયલી જણાશે.

સંપતિકાળમાં અનેક પ્રકારનો ભય અને અસુખો નથી હોતાં એમ નથી, અને વિપત્તિકાળે શાંતિ અને આશા એ હોતી નથી

* જુનો કરાર ને નવો કરાર—એ બાયબલના બે ભાગ છે. જુનો કરાર જયુજસની પેહેલાંનો અને નવો કરાર જયુજસ પછી લખાયો છે.

† ડેવીડ—હિબ્રૂ ભાષામાં આ. શબ્દનો અર્થ 'અતિપ્રિય' એવો થાય છે. એ યાહુદી કુળમાં 'યશાય' નાં 'પુત્રમાંનો એક.' એનો જન્મ બેથલહેમ ગામમાં ઈ. સ. પુર્વે ૧૦૮૫ માં થયો હતો. એ ૨૨ મે વર્ષે રાજયપદ પામ્યો હતો. એનું મરણ ઈ. સ. પુર્વે ૧૦૧૪ માં નિપજ્યું હતું. એ મહાપરાક્રમિ રાજા થઈ ગયો છે.

‡ યોબ અથવા જોબ—એક યાહુદી. એ સંકટથી પીડાતો હતો પણ તે અસાધારણ સહનશક્તિ ધરાવતો હતો.

એમ નથી. કશિદામાં (ભરતકામમાં) અને નક્ષી કામમાં આપણે જોઇએ છિયે કે કાળાં કપડાં ઉપર જેવું રંગીન કામ શોભે છે, તેમ ચળકતાં કપડાં ઉપર કાળું કામ ખુલતું નથી. આંખનાં સુખ ઉપરથી હૃદયનાં સુખની કલ્પના કરવી. સદગુણ એ સુગંધી પદાર્થ પ્રમાણે છે, તેને અગ્નિમાં નાખીએ યા છુંદી નાખીએ, ત્યારે તેનો સુગંધ બાહેર ફેલાય છે, તેમજ પ્રસંગ સમયે સદગુણનો ખરો ગુણ નજરે પડે છે. સંપતિના સમયમાં મનુષ્યમાં રહેલો દૂરગુણ ખુલ્લો પડે છે, અને વિપત્તીકાળે સમાયલો સદગુણ સ્પષ્ટ રીતે નજર સામે આવે છે.

---

## ( ૬ )
## ઢોંગ અને વેશધારીપણું.

વેશધારીપણું એ માત્ર નરમ પ્રકારનો વ્યવ્હાર અથવા ડાહપણ છે. કારણ ખરું કયારે બોલવું એ જાણવા માટે અને ખરું કહેવા મક્કમ બુધ્ધિ અને નિડર અંતઃકરણ જોઇએ. આથી જે જે નબળા રાજદ્વારી પુરૂષો હોય છે તેઓજ મોટા વેશધારી હોય છે.

ટેસિટીયસ જણાવે છે કે, "લિવ્હિયા પોતાના ભરતારનાં દાવપેચ અને પોતાના બેટાનું વેશધારીપણું અથવા ઠગાઇ એ બેઉને બરાબર પુરી પડતી હતી, તે ઉપરથી આગસ્ટસ એ દાવપેચથી અથવા રાજ્યનીતિથી અને ટીબેરિયસ વેષધારી હતો એમ ઠર્યું. અને ફરી જ્યારે વ્હેસ્પેશિયનને વ્હિટેરિયસ વિરૂધ બળવો કરવા 'મ્યુસિયાનસ' ઉત્તેજન આપે છે ત્યારે તે કહે છે:—"આગસ્ટસનાં મર્મભેદક બુધ્ધિ

વિરૂધ અથવા ટિએરિયસની બેહદ હુશિયારી અને મક્કમપણા સામે અમો થઇ શકતા નથી." દાવપેચ અથવા રાજનીતિ, અને કપટ અથવા મક્કમપણું એ ગુણ, અને વર્તનક્રમ જૂદાં જૂદાં છે; અને તે જૂદા રાખવા જોઇએ. કારણ એકાદ માનવીની બુધ્ધિ જો બાહોશ હશે કે કઇ વાતો ખુલ્લી કરવી અને કઇ બીના છુપાવવી, અને કઇ વાતો અરધી બતલાવવી અને કોણને, અને કયારે (એનેજ રાજયનીતિની કળા અને જીવનક્રમની કળા એમ ટેસિટીયસે વાજબી જણાવેલું છે) એ તેને સમજી શકાતું હોય, તો વેષધારીપણાંની ટેવ એક તેને નડતળ અને નબળાઇ જેવી થઇ પડે છે. પણ જો મનુષ્યની બુધ્ધિ તેવી થતી નથી તો, સાધારણપણાંથી, તેને અંદરની ઉંડી બુધ્ધિનો અને કપટી થવામાં હરકત નથી, કારણ જે કામમાં માનવીને પરચુરણ બાબતમાં વખત સંભાળી ચલાવી લેતાં નથી આવડતું તે કામમાં સાધારણપણે અત્યંત સુરક્ષિત અને સંભાળભર્યો માર્ગ પકડવો સારો છે; જેમ જેને સારૂં દેખાતું નથી, તેણે સંભાળી વરતવું. એ તો ખરૂંજ છે કે, આજવેર જે અત્યંત કામના માણસો થઇ ગયા તેઓ વ્યવહારમાં ખુલ્લા જીગરનાં અને નિષ્કપટી હતા; અને ભોળાપણાં માટે તથા સત્ય બોલવા માટે તેમની નામના જાણીતી હતી; પણ તેઓ સંચાથી ચાલતા ઘોડા જેવા હતા. કારણ કયારે થોભવું અને કયારે વળવું એ તેમને બરાબર રીતે કહેવાની આવડત હતી, અને કપટ કરવું જરૂરનું છે એમ જે વેળા તેમને અગત્યનું જણાતું તેવા પ્રસંગ ઉપર જો તેઓએ કપટ કીધું હોય તો, તેમનાં પ્રમાણિકપણા માટે અને વ્યવહાર સરલતા વિષે જે સમજ આગમજથી દૂર વેર પ્રસરેલી હતી, તેના લીધે તેઓ તેમાંથી છટકી જતા.

આ મનમાં રાખવાનાં અને આત્મ ગોપનનાં ત્રણ પ્રકાર છે: પેહેલો–મક્કમપણું, પેટમાં રાખવું, અને ગુપ્તપણું એટલે મનુષ્ય જ્યારે લોકોની આંખો સામે આવતો નથી અને પોતા માટે પત્તોજ આપતો નથી. બીજો–વેશધારીપણું, ઠગાઇ; જ્યારે મનુષ્ય પોતાનું ખરૂં સ્વરૂપ નિશાની અથવા કોટિક્રમે ઉલટું બતલાવે છે. ત્રીજો–ઢોંગ, છળભેદ; જ્યારે મનુષ્ય પોતાનું જે સ્વરૂપ નથી તે યુક્તિ પ્રયુક્તીથી અને ખાસ છે એમ જણાવી ઢોંગ કરે છે.

એમાંથી પેહેલો પ્રકાર ગુપ્તપણું, એ સંબંધી વિચાર કરીએ. ખરૂં જોતાં ગુપ્તપણું એ પાપશ્રવણગુરૂનો* સદ્દગુણ છે; અને ખરૂં જોતાં મોટા મનનું માનવી છુપી વાતો પુશકળ સાંભળે છે. કારણ ભર દરીયા પાસે કોઇ પોતાની છુપી વાતો જણાવશે? પણ જો મનુષ્ય મ્હોડાનો મજબુત છે એમ જણાય છે તો તેનાં ગુણ છુપી વાતો પોતા તરફ ખેંચી લીયે છે. જેમકે બંધ્યાર હવા ખુલ્લી હવાને ખેંચી લીએ છે અને જે અર્થે પાપશ્રવણમાં છુપી બીના ખુલ્લી કરવામાં આવે છે, તે સાર્વજનિક લાભ અર્થે નહિ, પણ માનવીનાં અંતઃકરણ માહેલો (પાપનું) ભાર ઓછો કરવા માટે. આ ઉપરથીજ સ્પષ્ટ જણાય છે કે મ્હોટા મનના મનુષ્યને પુશકળ ભેદોનું જ્ઞાન મળે છે પણ એટલુંજ કે માનવી પોતાના મન ઉપરનો બોજો કાઢી નાખે છે; પોતાના મનમાંની વાત કહેતા નથી. સારાંશ,

* ખ્રિસ્તીઓના રોમન કેથોલિક પંથના લોકોમાં એવી રીત છે કે નિયમિત કાળે દરેક માનસે પોતાનાં પાપો એક ધર્મગુરૂ સમક્ષ એકાન્તમાં નિવેદન કરવાં. આ પાદરીને confessor એટલે પાપ શ્રવણ ગુરૂ કહે છે.

છુપી વાતો ખુલ્લી થાય છે, તે સાંભળનારાના ગુપ્તપણાને લીધે. શિવાય (ખરૂં કહીએ તો) નગ્નપણું જેમ શરીરને તેમ મનને વિશોભિત છે, અને માનવી જો નિખાલસ ખુલ્લાં મનનો નહિ હોય તો, તેટલાજ ઉપરથી તેમનાં રિતી રિવાજને તથા તેમના કૃત્યોને કાંઇ થોડું પુજ્યત્વ આવતું નથી. જેઓ બોલકણા અને ભડભડીયા છે તેઓ માટે એટલુંજ કહેવું છે કે, તેઓ ધણાખરા મિથ્યાભિમાની અને ભોળા હોય છે. કારણ જે, આપણને માલમ હોય તે બોલે છે, ને નહિ ખબર હોય તેવું પણ બોલે છે. આથી મનમાં લખી રાખજો કે, ગુપ્તપણાની ટેવ ડાહપણની છે અને નૈતિક પણ છે. એ સંબંધી મનુષ્યંના ચેહેરાથી બોલવાનું કામ જીભને સોંપવું એ સારૂં, કારણ માનવીનું અંતર્યામ તેના ચેહેરા ઉપરથી ખુલ્લો થવો એ ભારે નબળાઇ અને દગલબાજી છે. એતું કારણ એવું છે કે, અનેક વેળા મનુષ્યનાં શબ્દ કરતાં તેનાં ચેહેરા તરફ વધારે ધ્યાન હોય છે, અને તે ઉપરજ વિશેષ વિશ્વાસ હોય છે.

બીજો પ્રકાર વેપધારીપણું; આ વિપયમાં વેપધારી એ અનેક વેળા ગુપ્તપણાને અવશ્યનો વળગેલો રહે છે. તે અહીં સુધી કે જે માનવી મ્હોડાનો બંધ હોય છે તે કેટલેક અંશે વેપધારી પણ હોવોજ જોઇએ. કારણ લોકો ઘણા ચતૂર હોય છે; તેઓ છુપી બાતમી રાખનાર મનુષ્યને તદ્દન ઉદાસીન વૃતિથી અને પોતાનો ભેદ નહિ બતાવવા માટે જંપીને બેસવા દેનાર નથી. તેઓ સવાલ કરી કરીને તેનો એવો તો પીછો પકડશે, તેને બોલવાની ફરજ પાડશે, અને તેના ભેદનો સાર મેળવી લેશે. કેટલાકો તદ્દન ચુપ બેસશે નહિ તો તેને એક, યા બીજી તરફ

પણ મત આપવું જોઇએ. અથવા તેણે પોતાનો ભેદ જણાવ્યો નહિ હોય તોય તેને વાતો કરાવી જે અનુમાન કાઢી શકાય તે તેની ચુપકીદી ઉપરથી કાઢશે. દ્વિઅર્થી અને પેચદાર ભાપણો માટે એટલુંજ જણાવવાનું છે કે, તે ઘણો વખત ટકી શકતાં નથી. સારાંશ વેપધારીને થોડી પણ છુટ આપ્યા શિવાય કોઇપણ માનવી બંધ મ્હોડાંનો બની શકતો નથી.

પણ ત્રીજો પ્રકાર એટલે ઢોંગ અને ખોટો વેપ; એ હું વધારે દોપિત ને ઓછાં ડાહપણનું સમજું છું (મોટી ને અસાધારણ વાતોમાના ઢોંગ બાદ કરી.) આથી ઢોંગનો સાધારણ પ્રચાર એ દુર્ગુણ છે, તે સ્વાભાવિક જુઠાઇ અથવા હિચકારાપણામાંથી ઉત્પન્ન થાય છે; અથવા જે જીગરમાં મ્હોટી એબ છે તે મનમાંથી ઉત્પન્ન થાય છે, આવા જીગરના મનુષ્યને પોતાની એબ જરૂર છુપાવવી પડે છે; આથી તે બીજી બાબતમાં પણ ઢોંગી ટેવ રાખે છે. તેમ નહિ કરે તો કદાચ તેની ટેવ જતી રહેશે.

ઢોંગ અને વેપધારીપણાંનાં ત્રણ મોટા ફાયદા છે. પેહેલો–વિરૂદ્ધ ખાહેશને ઉંઘમાં રાખી તેને એકાએક જઇ મળવું. કારણ જ્યારે મનુષ્ય પોતાની ઇચ્છા જાહેર કરે છે ત્યારે તે તેનું કરવું તેની સામી પક્ષને જાગૃત કરવા માટે એક આંચકોજ થઇ પડે છે. બીજો મનુષ્યને પાછલા પગ કરવાની જગ્યા રાખવી; કારણ જો કોઇએ ખુલ્લું બોલી કોઇક કામ ગાંગપર ખેંચી લીધું હોય તો તેણે તે પાર ઉતારવું જોઇએ; અથવા હારી પણ જવું જોઇએ, ત્રીજો– બીજાના મન માહેલો વિચાર સેહેજમાં મેળવી લેવો. કારણ જે પોતાનું મન

ખુલ્લું કરે છે તેની તરફ બીજા લોકો ઘણું કરી વિરૂદ્ધપણું બતલાવશે નહિ; પણ તેને મનભાવતું બોલવા દેશે, અને પોતે પણ ખુલ્લા મને બોલવાનું ડોળ ઘાલી તેના વિચાર કાઢી લેશે, આથીજ "ખોટું બોલ અને ખરૂં મેળવ" એવી જે એક સ્પાનિયર્ડોમાં કહેવત છે તે બરાબર બંધબેસ્તી અને ધૂર્તપણાની છે. જાણે ઢોંગ કીધા વીના ખરૂં શોધી કાઢવા માટે બીજો માર્ગજ નથી.

જેમ ત્રણ ફાયદા છે તેમ ત્રણ ગેરફાયદા પણ છે. પેહેલો ઢોંગ અને વેષધારી એમની બરોબરીમાં સાધારણપણે બિહીકણપણાનો આભાસ હોય છે; એ કોઇ પણ કામમાં મનની મતલબ સાંધવામાં નડતળ થઇ પડે છે. બીજો,–આ ગુણને લીધે ઘણાકોનાં જીગર શંકાશિલ બની ગુંચવણમાં પડે છે; તેમ જો નહિ થતે તો તેણે તેમને કદાચ મદદ પણ કરી નહોતે; તે નહિ હોવાથી મનુષ્યને પોતાની મતલબ એકજ હાથે સાંધવી પડે છે; ત્રીજો અને સર્વેમાં મ્હોટો ગેરફાયદો એ છે કે, વ્યવ્હારમાં જે મુખ્ય સાધનો–વિશ્વાસ અને શ્રધ્ધા–તે તેમાંથી નિર્મૂળ બને છે. ઉત્તમ પ્રકારની સ્થિતિ કહીએ તો, ખુલ્લા મનને માટે નામના અને પ્રસિધ્ધતા હોવી જોઇએ; છુપી ખબર રાખવાની ટેવ હોવી જોઇએ; પ્રસંગાનુસાર વેષધારીપણું કરતાં આવડવું; અને બીજો ઉપાય ખુટતાં, બાહાનું કરવાનું સામર્થ્ય અવશ્યનાં જોઇએ.

---

## ( ૭ )
## માતા પિતા અને બચ્ચાં.

માત પિતાનો આનંદ ગુપ્ત હોય છે; તેજ પ્રમાણે તેમનાં દુઃખો તથા આફતો છુપાં હોય છે. તેમને પોતાની ખુશહાલી બોલી બતાવતાં આવડતી નથી; અને દુઃખ તથા ભય તો તેઓ કદી મ્હોડેથી કહી બતાવશે નહિ. બાળકો શ્રમને રાહત આપે છે; પણ તેથી વિપત્તિકાળ વધારે નહિ ખમાય તેવો બને છે. તેમનાં લીધે સંસારની ફીકર વધે છે; પણ મોતને પળભાર વિસારી મેળે છે. સંતતીને યોગે વંશ વધારવાનું કામ પશૂ વટીક કરે છે; પણ વિચાર, ગુણ, સંપન્નતા અને સત્કાર્ય બુદ્ધિ આ ગુણ માનવીમાં છે, અને ખરેખર, નામીચાં કામો અને સખાવતો એ બચ્ચાં જેવા લોકોને હાથે બનેલાં છે એમ જણાઇ આવશે. એનું કારણ તેમને શરીરનો અટકાવ નહિ હોવાથી તેઓ પોતાના મનનું પ્રતિબીંબ ઉઠાવવાના કામે લાગે છે. આ ઉપરથી જેમને સંતાન નથી તેમને ભવિષની પ્રજાની કાળજી બધાથી વધારે છે. જે લોકો પોતાનું ખાનદાન મ્હોટાઇએ ચઢાવવા કારણભૂત બને છે, તેઓ પોતાનાં બચ્ચાંના ઘણા લાડ કરે છે. તેઓ એમ સમજે છે કે, બચ્ચાં પોતાનો વંશ ચલાવશે એટલુંજ નહિ પણ પોતાના પરાક્રમની યાદ હમેશાં જાળવશે.

માતાની તથા પિતાની બચ્ચાંપર સરખી મોહબત હોતી નથી, અને તે પણ સઘળાં બચ્ચાંપર સરખી હોતી નથી; અને કોઇ કોઇ બાબતમાં માતાનો પ્રેમ અવર્ણિય હોય છે. 'સાલોમન' કહે છે કે "ડાહ્યો બેટો પિતાને ખુશહાલ કરેછે, પણ ખરાબ છોકરો માતાને

શરમીંદગી પોંહચાડે છે." એમ જણાય છે કે, એક ઘરમાં પુશકળ બચ્ચાં હોય છે ત્યાં એક બે મ્હોટાઓની કાંઇક કદર થાય છે; તદ્દન નાહનાને લાડ લડાવવામાં આવે છે, પણ વચલાને કોઇ ગણકારતું નથી. એમ થવાથી ઘણી વેળા સઘળામાં તેજ બચ્ચાં સારાં નિવડે છે. બચ્ચાંને ખર્ચ માટે પૈસા આપવામાં માતપિતા કસર કરેછે, એ ભુલ છે; તેમાંથી ખરાબ પરિણામ નિપજેછે. બચ્ચાં પાજી સ્વભાવનાં બનેછે, નીચ યુક્તિ શિખેછે, હલકાઓની સોહબત સાંધે છે, અને દોલત મળતાં આગળ પાછળ નહિ જોતાં ગમે તેમ ઉડાવે છે. એ થકી માતપિતાએ બચ્ચાં ઉપર પોતાની સત્તા રાખવી, પણ પૈસાની બાબતમાં તેમને ઓછું પડવા દેવું નહિ; એજ રસ્તો સારો છે.

ભાઇ ભાઇઓ વચ્ચે બચપણમાં હરીફાઇ ઉત્પન્ન કરી જાગૃત રાખવાની એક બુરી રીત લોકોમાં ( એટલે માત પિતા, નિશાળમાંનું શિક્ષણ અને નોકર નફ્ફર એઓમાંનું ) છે, તેનાથી મ્હોટપણે તેઓમાં કજ્યા ઉત્પન્ન થાયછે, અને કુટુંબમાં વેર પડે છે. ઇટાલીયનો પોતાના બચ્ચાંઓમાં અને ભાઇના અથવા બીજા નજદીકનાં સગાઓનાં બચ્ચાંઓમાં જુદાઇ બીલકુલ રાખતા નથી; તેઓ માત્ર એક કુટુંબમાંના જોઇએ-પછી તેઓ પોતાના પેટના નહિ હોય તોય સરખીજ નજરે જુવેછે. અને આસપાસ જોતાં સૃષ્ટિક્રમમાં વટીક એમજ છે; કારણ કોઇ કોઇ વેળા છોકરો માતપિતા કરતાં કાકાના અથવા બીજા એકાદ સગાની ચાલચલણનું અનુકરણ કરેછે, એમ આપણે જોઇએ છિયે.

આપણા બચ્ચાંએ કયો ધંધો કરવો અથવા કયા રસ્તાથી ચાલવું એની યોજના માતપિતાએ બચ્ચાં નાહનાં હોય ત્યારેજ કરવી જોઇએ; કારણ તે વેળા તેમનાં મનને જેમ વળણ આપીએ તેવે રસ્તે તેઓ દોરવાય છે. પણ બચ્ચાંને જે ગમશે તે કામે તેઓ ભારે ઉત્સાહથી વળગી રહેશે એમ સમજી, તેઓએ બચ્ચાંના મનની વલણ જોવાની ખટપટમાં પડવું નહિ. એ ખરૂં છે કે, બચ્ચાંની પ્રવૃતી અથવા તેમની બાહોશી અજબ જેવી હોય, તો તેને કોઇપણ રીતે હરકત કરવી નહિ એ સારૂં; પણ સાધારણ ઉત્તમ નિયમ જોતાં, બચ્ચાંને સારે ધંધે લગાડવો એ છે. એટલે પ્રથમ જે ધંધા તરફ તેમની વળણ નહિ હોય, તોય અભ્યાસથી અને માહવેરાથી તેજ તેમને સેહેલ અને મનગમતો થઇ પડશે. ઘણું કરી નાહનો ભાઇ નામના અને મ્હોટાઇ મેળવે છે; પણ વડો ભાઇ જ્યારે નાવારેસ થાય છે ત્યારે માત્ર નાહના ભાઇ કદાચ આગળ આવે છે, અથવા તદન આવતા નથી એમ કહીએ તોય ચાલશે.

---

## ( ૮ )

## પરણેલી અને કુમારી જીંદગી.

જેને બાયડી અને છોકરાં છે તે નસીબને આધિન થયા જેવો છે. કારણ સાહાસનાં કામો–તે સારાં હોય અથવા ખરાબ હોય–તે જો હું કરીશ એમ કહેશે તો તેને બાઇડી છોકરાંઓથી અટકાવ થાય છે. આપણા ઉપર કાંઇ પ્રસંગ આવી પડશે તો આપણી પાછળ બાઇડી છોકરાંનું શું થશે, આ વિચાર ઉત્પન્ન થતાં તે પુરૂપ સાહાસનાં કૃત્ય

કરવા હિમ્મત કરી શકતો નથી. અર્થાત તેન બાઇડી છોકરાં નસી-અને હાથ જામીનગીરીમાં રહે છે. ખરૂં જોવા જતાં, મહાન લોકોપયોગી કામો અવિવાહિત અથવા જુવાનીની બચ્ચાંસહી હાલતમાં તેમના હાથે થયલાં છે. એવા સાહાસિકોએ જનસમાજને પરણી પોતાની સંપતિ તેમનેજ અર્પણ કરી, એમ કહેવું જોઇએ. ખરૂં જોતાં, જેમને બચ્ચાંબાળાં છે એવાઓનેજ ભવિષ કાળની ફીકર વધારે હોવી જોઇએ. કેમકે, પોતાના બચ્ચાં આપણી પાછળ જીંદગી ગુજારનાર છે એ તેમને ખબર હોય છે. કેટલાક લોક એવા હોય છે કે, તેઓ જોકે કુમારા હોય છે છતાં તેમના પોતાના વિચારની બાહેર ખ્યાલ પોંહચતા નથી. તેઓ વિચારે છે કે આપણને ભવિષકાળ સાથે કશો સંબંધ નથી. કેટલાક લોકો એવા હોય છે કે, તેમને ભાસે છે કે, બાઇડી અને છોકરાં એઓ માત્ર ખરચ કરાવનારાં છે; એટલુંજ નહિ પણ, કેટલાક મુરખ, લોભી, શ્રીમંત લોકો તો એવા હોય છે કે, બચ્ચાં નહિજ હોય તેમાં તેઓ મ્હોટો સણગાર સમજે છે. તેમને એવો ખ્યાલ હોય છે કે, બચ્ચાંબાળાં થવાથી આપણને જે ખર્ચ થતે, તે તેમના નહિ હોવાથી બંચે છે; અને તે પ્રમાણમાં આપણે જનસમાજને વધારે તવંગર દેખાઇએ છિયે. તેઓએ કદાચ આ નમુના મુજબના વાકયો સાંભળ્યા હશે. એક કહે છે "ફલાણો ચીનો તો અત્યંત શ્રીમંત છે." તે ઉપરથી બીજો કહે છે "હા ખરૂં છે, પણ તેની પાછળ બચ્ચાં કચ્ચાંનો ભારે ખર્ચ છે." જાણે તેમના ખર્ચને લીધે તેમની સંપતિ ઓછી થાય છે!; પણ કુમારા રહેવાનું મુખ્ય કારણ જોતાં, સ્વતંત્રતાની

ઇચ્છા મુખ્ય છે. જેઓ આત્મસંતોષી અને લેહેરી જીવડા છે, તેમને તો એજ કારણ હોય છે; ગમે તેનો અટકાવ હોય, તોય તે તેમનાં જીગરને એટલો તો તંગ લાગે છે કે, તેમનો કમરબંદ અને પટો એ વટીક તેમને તંગ અને હાથકડી જેવો લાગે છે.

કુમારા મનુષ્યો ઉત્તમ મિત્ર, ઉત્તમ ધની, અને સારા નોકર નિવડે છે. પણ સત્ય રીતે પ્રજા ધર્મ પાળનારા એવા માત્ર હમેશાં હોતા નથી. કારણ નહાશી જવા તેમનું જીગર આગલ પાછળ જોતું નથી. અને ઉહાઉગીર ઘણાખરા એજ પ્રકારના એટલે કુમારા મનુષ્યો હોય છે.

ધર્મગુરૂઓએ કુમારા રહેવું એ સારૂં. કારણ ઘેરના સંસારમાં તેમનું મન જો ગુંતાઇ રહે, તો પછી પ્રજા કલ્યાણ તરફ તેમનું ચિત્ત કેમ લાગશે ? ન્યાયાધીશ અને મૅજીસ્ટ્રેટ એઓ કુમારા હોય યા નહિ, તોય હરકત નથી. કારણ તેઓ જો કાચા કાનના અને લાંચ રૂશવત લેનારા હશે; તો તેમનાથી સંબંધ જોડવા બાઇડીજ જોઇએ એમ નથી. બાયડી કરતાં પાંચગણો બુરો એવો એકાદ નોકર તેમને મળશે. શિપાઇ સપરા વિષે જોતાં મને એમ જણાય છે કે, લડાઇને પ્રસંગે તેમને શુરાતમ આવવા માટે તેમના સરદાર જે ભાપણ કરે છે, તેમાં ઘણું કરી તેઓ તેમનાં બાયડી છોકરાંની યાદ આપે છે. અને મને ભાસે છે કે, તુર્ક લોકો લગ્ન કરવું તુચ્છ ગણે છે, આથીજ તેમનામાં હલકી પ્રતિના શિપાઇ હીચકારા હોય છે.

ખરૂં કહીએ તો, બાયડી અને છોકરાં એ માનવીને એક પ્રકારનું શિક્ષણ છે. કુમારા લોકો પરણેલા કરતાં અનેક દરજ્જે વધુ

ધાર્મિક હોય છે, એ ખરૂં; કારણ તેમના પૈસા ઘેરમાં ઘણા ખરચાતા નથી. પણ તેઓ દયાહીન અને કઠોર મનના વધારે હોય છે. કારણ દયા જાગૃત થવાના જેટલા પ્રસંગ કુટુંબી મનુષ્યને અનુભવે છે, તેટલા પ્રસંગ તેમના અનુભવમાં આવતા નથી.

ગંભીર સ્વભાવના પુરૂષ ઘણું કરી એક પત્નિવાલા હોઇ બાયડી પર મોહબત રાખનારા હોય છે. યુલિસિસ* માટે એમ કહે છે કે "અમર્ગ એવા દેવતાનો તુચ્છકાર કરી તેણે પોતાની તદન બુદ્દી ઓરતને પસંદ કરી." જે સ્ત્રીઓ નિષ્કલંક હોય છે તેઓ પોતાના પતિવ્રતના જોર ઉપર, મગરૂર અને બેપરવા હોય છે એમ અનેક વખતે જણાય છે. પોતાનો ધણી ડાહ્યો છે, એમ બાઇડીને માલમ થતાં, તે ખરાબ ચાલની અથવા નાતાબેદાર બનશે નહિ, પણ ધણી પોતા પર હમેશાં બારીક નજર રાખે છે એમ તેને જણાતાં, તે તેને ડાહ્યો કદીજ કહેશે નહિ. બાઇડી એક ધણીની જુવાનીમાં કામિની, મધ્યમ ઉમરે મદદગાર અને બુઢાપામાં 'દાયા' બનેછે. આથી કોઇપણ ઉમરે લગ્ન કરવાનો વિચાર મનમાં લાવતાં,–કારણ પોતાની મેળે તૈયાર હોયછે. 'થેલ્સ'† નામે એક તત્વવેત્તા થઇ ગયો, તેને કોઇએ પુછ્યું કે, "લગ્ન

*યુલિસિસ––ઈથિકાનો રાજા, એ ટરોજન લઢાઈ પછી સફર કરતો હતો તે વેળા એક દેવી તેની ઉપર આશક પડી. પણ તેણી સાથે જીંદગી ગુજારવાનું તજી એ પોતાને સ્વદેશ માહા વિટંબના વેઠી પાછો ફર્યો હતો.

† થેલ્સ–આ જાણીતો ગ્રીક વિદ્વાન ફીશિયન વંશનો અને એજનોરનો પુત્ર 'કેડીસ' થી ઊતરેલો હતો. એનો જન્મ મીલીટસમાં ઈ. સ. પુરવે ૬૩૮ માં થયો હતો. એણે પોતાની બાહોશીથી 'સેજ' નો માનવંતો ખેતાબ મેળવી પ્રથમ પદાર્થ વીજ્ઞાનશાસ્ત્રની સમજણ આપી હતી, એણે મીસરમાં જઈ અનેક વીદયાશાસ્ત્રો શોખી કુમારી જીંદગી ગુજારી હતી.

ક્યારે કરવું ?" તેણે જવાબ આપ્યો "જુવાનીયાએ હમણા પરણવું નહિ, બુઢાઓએ તો તદન પરણવુંજ નહિ." આ થેલ્સની ગણનાં ડાહ્યા માનસોમાં થાયછે.

અવારનવાર એમ જણાય છે કે, ભરતાર ઘણો બુરો હોય છે તો તેની સ્ત્રી અત્યંત સદગુણી હોયછે. એનું કારણ શું હશે તે હોય. ભરથારની મોહબત કદાચજ નજરે પડતી હોવાથી તે અત્યંત મૌલ્યવાન જણાઇ તે મેળવવા માટે બાઇડી સુશીલ બનતી હશે; અથવા પોતાની સહનશિલતા બતાવવા માટે તેણીને ભુપણ જણાતું હોય કે કેમ તે જણાતું નથી. તે ગમે તેમ હોય, પણ આએ વાત ખરીજછે કે, બાઇડીએ જો પોતાના ઇષ્ટમિત્રના વિચાર વિરૂધ્ધ એ કાંઇને સ્વબુધ્ધીથી ચાહયો હોય અને તે ધણી બુરો નિકળયો હોય, તો તે કદીજ મ્હોડામાંથી તેના વિષે એક ચકાર શબ્દ કાઢશે નહિ. બનશે તેટલો તેને સારોજ ચિતારશે.

---

## (૯)
## અદેખાઇ.

પ્રેમ અને અદેખાઇ એ વતરોગે ભુલાવો અથવા મોહ પમાડનાર બીજા મનોવિકાર નથી. એઉની વાસના પ્રબળ હોયછે; તેઓ કલ્પનામાં અને સુચનામાં જોતજોતામાં પ્રગટ થાયછે, અને તે આંખમાં સેહેજ વસે છે;–ઘણુંકરી તેના વિષય નજદીક હોવા જોઇએ. ભુલાવો એ ચીજ જો ખરી હોય તો તે મોહ વિષય સન્નિધ રહેતાં તેજ બનેછે. એજ પ્રમાણે આપણે જોઇએ છિયે કે, (ખ્રિસ્તી) શાસ્ત્ર અદેખાઇને

બુરી નજર કહેછે; અને જયોતિષી ગ્રહોનાં ખરાબ અસરને માઠી દશા કહેછે. સારાંશ એજ કે; દ્વેષ મધ્યે નેત્રમાંથી કાંઇક બાહેર નિકળેછે એમ સર્વેને કબુલ છે. એટલુંજ નહિ, પણ કેટલાક વિચિત્ર લોકોએ એવું પણ દીઠેલુંછે કે, જે મનુષ્યની અદેખાઇ કરવામાં આવેછે, તે મ્હોટાઇમાં હોય અથવા જયોત્સવમાં હોય, એવે વખતે મત્સરી નજરનો જો તેને ફટકો બેસે છે તો તે અત્યંત ઘાતકી નિવડે છે; કારણ તે પ્રસંગે અદેખાઇ ઉપર ધાર ચઢે છે; અને એવે વખતે જેની અદેખાઇ કરવામાં આવે છે તેનો જીવ બેતાબ મારી આફતમાં દટાય છે.

પણ આ બારીક વિષયને બાજુએ મેળી (જો કે યોગ્ય સ્થળે તેનો વિચાર કરવો અયોગ્ય નથી) આપણે વિવેચન અને આ વિષય હાથ ધરીએ:—બીજાની અદેખાઇ કરવાને તૈયાર થનારા કોણ? અત્યંત દ્વેષ કોણનો થાય છે? અને સાર્વજનિક મત્સર અને ખાનગી અદેખાઇ એમની વચ્ચે ભેદ શું ?.

જે માનવીમાં કાંઇ સદ્ગુણ હોતાં નથી, તે સદ્ગુણી મનુશ્યની અદેખાઇ કરે છે. કારણ માનવી સ્વભાવ એવો છે કે, તેને પોતાનું સારૂં આથવા બીજાનું બુરૂં જોઇએ. અને જેની પાસે પોતાનું સારૂં કરી લેવાનું સાધન નથી, તે બીજાનું ખરાબ જોઇ સંતોષ માની લીયે છે. અને બીજામાં વસતો સદગુણ પોતાને અંગે લાવવાની જેને શક્તિ કે આશા નથી, તે બીજાના ગુણની હલકાઇ બતલાવી આપણી તેની બરોબરી છે, એમ બતાવવા માટે પ્રયત્ન કરે છે.

જે માનવી હમેશાં ખટપટી, અને બીજાનું રૂદય શોધી કાઢ-વામાં ગુંતાયલો હોય છે, તે ઘણોખરો અદેખો હોય છે. કારણ તે

જે એટલી ખટપટ કરી બીજાના કામની ભાંજફોડ કરે છે તે કાંઇ પોતાના પ્રયત્ન માટે નહિ. ત્યારે બીજાને સારી માઠી દશા પ્રાપ્ત થયલી જોઇ તેને એક પ્રકારની નાટક પ્રમાણે મોજ મળે છે, એમ કહેવું આજથી કહેવાશે. "આપણું કામ ભલું કે આપણે ભલા" એવો જે હોય છે, તેને બીજાની અદેખાઇ કરવાની જરૂર રહેતી નથી. અદેખાઇ એ ચંચલ વિકાર છે. મત્સરી માનવી રસ્તામાં ભટકયા કરે છે, તે ઘેરમાં બેશી રહેતો નથી. "બીજાનો ભેદ શોધવા મથેલો માત્ર ઘણું કરી ખરાબ બુદ્ધિનો હોવો જોઇએ."

નવો મનુષ્ય જ્યારે જાહેરમાં આવે છે, ત્યારે આગલા શ્રીમંત લોકો તેની અદેખાઇ કરે છે, કારણ તે બેઉ વચ્ચેનો અંતર નિર્મૂળ બને છે. બીજાઓ આગલ વધે છે એવી નજરે તેમને જોઇ, આપણે પાછળ પડીએ છિયે એમ મગરૂર જરદારોને દિસે છે. એ માત્ર નજરની ભૂલ છે.

બુંદો, બાયલો, બુઢો, બેમાર, એવો અદેખા હોય છે. કારણ જેમને કાંઇ કરવાથી આપણી હાલત સારી બનાવી શકાતી નથી, તે બીજાની હાલત ખરાબ કરવા માટે બનશે તેટલી ભાંજગડ કરશે, પણ જો આ ખોડ એકાદ કોઇ ભારે શૂરવીર અને પ્રાક્રમી પુરૂષમાં હશે, તો તે બીજાની અદેખાઇ કરતો નથી. ઉલટું, શારિરિક ખાપણને તે ભૂષણજ સમજે છે. તેને એમ દિસે છે કે, લોકો કહેશે "જુઓ તો ખરા, આ મહાન પરાક્રમનું કામ ફલાના ખાપણવાલા અથવા લંગડા-હુંદાએ કર્યું." એટલે અદભૂત ચમત્કાર કર્યાથી જે નામના મળે છે.

તે આપણને મળે, એવી તેને ઉમેદ હોય છે. નારસીસ*, આગેસિલૌસ† અને તૈમુરલંગ‡ એઓ એજ પ્રકારના પુરૂષો થઇ ગયા છે. નારસીસ તો પંઢ હતો, અને આગેસિલૌસ તથા તૈમુરલંગ એઓ લંગડા હતા.

રંજ અને દુઃખ ખમી જેઓ મ્હોટાઇએ પોંહચે છે તેઓ વટીક અદેખા હોય છે. બીજાઓ સેહેલાઇથી નામના પામે છે એ જોઇ તેમને ગુસ્સો ઉપજે છે. તેમને લાગે છે કે અમોને એવડી રંજ ભોગવવી પડી, તો બીજાએ તેટલી સખતી કાંય ખેંચવી નહિ? અને બીજાનું દુઃખ જોતાં આપણે ભોગવેલાં સંકટનો બદલો મલ્યો એમ તેઓ સમજે છે.

જેઓ ચંચળ બુધ્ધિના અને પોકળ ડોળ ઘાલનારા હોય છે, અને દરેક વાતમાં પોતાની પ્રવિણતા હોવી જોઇએ એવી જેમની ઇચ્છા હોય છે, તેઓ અદેખા હોય છે. સર્વ વાતમાં પ્રવિણતા મેળવવી અશકય છે, અને એકાદ બીનામાં ઘણા લોકો તેના કરતાં પણ વધારે શ્રેષ્ટ હશે; નહિ હશે એમ કદી બનશે નહિ, આથી

* નારસીસ—એ ઇરાનમાંનો એક સેનાધીપતી હતો પણ તે નપુસક હતો. એણેજ ગોથ લોકોને હરાવ્યા હતા.

† આર્ગોસીલઉસ—એ સ્પાર્ટાનો રાજા. એ શરીરે બદસુરત, ઠીંગણો, અને લંગરો હતો; પણ અત્યંત શુરો તથા ઉદાર મનનો હતો.

‡ તઇમુરલંગ—આ મોગલ પાદશાહનો જન્મ ઈ. સ. ૧૩૩૬ માં સબઝમાં થયો હતો. ઈ. સ. ૧૩૭૦ માં એને 'ઝાગતાઈ' મોગોલના ખાનનો એલકાબ અને સત્તા મળતાં એણે ઇરાન, તુર્કસ્તાન, યુરપમાંનું રશીયાનો દક્ષીણ પુર્વ ભાગ, પશ્ચીમ તાર્તર, ઉત્તર હીંદુસ્તાનમાં ગંગા સુધીનાં દેશો જીતી લીધા હતા અને તે પછી બગદાદ, અલેપો, દમાસ્કસ, દીલ્હી વગેરે ઠેકાણે ભારે કતલ ચલાવી લુટ મેળવી હતી. ઇ. સ. ૧૩૯૮ માં એણે હીંદુસ્તાનપર સ્વારી કરી ગંગા અને ઈંડસના વચલા પ્રદેશપર સત્તા સ્થાપી હતી. તે પછી ચીન ઉપર ચડાઇ કરવા જતાં ઈ. સ: ૧૪૦૫ માં મરણ પામ્યો હતો.

તેમને નચીંતાઇ કદી મળતી નથી. એડ્રિયન* પાદશાહ એજ પ્રકારનો હતો. કવિ, ચિતારા અથવા જે કામમાં તેને આવડત હતી તે કામ કરનારા કારીગર, એમનો તે ભારે અદેખો હતો.

છેલ્લે પાસેનાં સગાં, સ્નેહી, સમ ઉદ્યોગી અને એક જગે રહી નાહનાના મ્હોટા થયલાં લોકો, એઓ પોતાના સોબતીઓની ચડતી જોઇ તેની અદેખાઇ કરવા વધારે હિમ્મત કરે છે. કારણ આપણા સાથી આગળ વધ્યા, પણ આપણું નસીબ ખુલતું નથી, એ બીના તેમના મનને કોતરે છે; તે લોકોની નજરે પડે છે. તેમને આ વાતની ઘડી ઘડી યાદ થાય છે અને લોકો પણ તે સંબંધમાં ચર્ચા કરે છે. લોકો ચર્ચા કરવા લાગ્યા અને ઘણું કરી સર્વેને મોહડે તેજ વિષય ચઢી જતાં અદેખાઇ બમણી વધે છે. 'કેન' એણે પોતાના ભાઇ 'એબલ' એની જે અદેખાઇ કરી તે અત્યંત નિંદ્ય અને નીચ હતી; કારણ જ્યારે એબલનો 'ભોગ' વધારે માન્ય થયો ત્યારે તે જોવાને કોઇ હતું નહિ.

અહીં સુધી અદેખાઇ કરનારાઓ વિષે વિચાર કીધો. હવે વધારે ઓછી અદેખાઇ કોણની કરવામાં આવે છે તે જોઇએ. મહાન સદગુણી પુરૂષ યોગ્યતાએ ચઢે છે, ત્યારે તેમનો કોઇ ઝાઝો દ્વેષ કરતા નથી. કારણ તેની ચઢતી તેને યોગ્ય છે એમ લોકોને દિસે છે. દેવું જેતું તેને આપ્યું હોય તો તે કોઇને ખરાબ લગાડતું નથી; પણ ઇનામ અથવા ભેટ આપી હોય તો તરતજ અદેખાઇ ઉત્પન્ન થાય છે. તેમજ દ્વેષ કરનારા, અને જેની તે અદેખાઇ

* એડ્રીયન—રોમન પાદશાહ.

કરે છે તે, એ બેઉ વચ્ચે તુલના કરવા જેવું હોય તોજ અદેખાઇ ઉત્પન્ન થાય છે. જે ઠેકાણે તુલના થવા લાયક નથી, તે ઠેકાણે મત્સર નથી; આથી પાદશાહોની અદેખાઇ પાદશાહોજ કરે છે; બીજા કરતા નથી.

જેમના અંગે કાંઇ યોગ્યતા નથી એવા લોકો જ્યારે નામના પામે છે, ત્યારે લોકો પ્રથમ તેમની અદેખાઇ કરે છે; પણ પાછળથી ઝાઝી કરતા નથી. પણ ગુણી મનુષ્યની વાત તેથી ઉલટી છે. તેઓ ઘણા દિવસ વૈભવ પામતાં તેમની અદેખાઇ થવા માડે છે. એનું કારણ એ છે કે, તેમના ગુણ જો કે ઓછા થતા નથી, તોય પેહેલા પ્રમાણેજ તેમનો ટેક રહેતો નથી. કાંઇક નવા લોકો આગળ વધે છે, તેઓ તેમના ગુણને ઝાંખા પાડે છે.

કુલીન વંશના લોકો જ્યારે મ્હોટાઇએ ચઢે છે ત્યારે તેમની ઝાઝી અદેખાઇ કરવામાં આવતી નથી. કારણ તેમના વંશને જે મ્હોટાઇ–પ્રતિષ્ટા જોઇએ તે મળી છે, એમ લોકો સમજે છે. બીજું કારણ એવું છે કે, તેઓ યોગ્યતાએ ચઢયાથી તેમની પ્રતિષ્ટા વધારે થાય છે એમ નથી.

અદેખાઇ એ સૂર્ય કિરણ જેવી છે. સૂર્યનાં કિરણ એકાદ ઉંચી જગ્યાપર અથવા પહાડના કરાડા ઉપર જેટલા પ્રકાશિત પડે છે, તેટલા તેજ તે ખુલ્લા મેદાનમાં પડતાં નથી; તેમજ જે મનુષ્યની નામના હમેશ કરતાં વધારે વધે છે, તેનો જેટલો દ્વેષ થાય છે તેટલો, જેમની નામના એકસરખી હોય છે તેની થતી નથી. આજ કારણથી, જેઓ એકાએક અને એકજ તડાકે મ્હોટાઇ અથવા નામનાએ પોંહચે

છે, તેમની જેટલી અદેખાઇ થાય છે તેટલી જેઓ પગથી દર પગથીએ ચઢે છે તેમની થતી નથી.

ભારે પ્રવાસ કરી અને ફીકર અથવા સંકટો વેઠી જેઓ મ્હોટે દરજ્જે પોંહોચે છે તેમની અદેખાઇ ઓછી થાય છે. કારણ લોકોને ભાસે છે કે, નામના અને મ્હોટાઇએ ચઢવા તેમને ભારે મેહેનત અને શ્રમ પડે છે. એમ સમજી તેઓ કોઇ કોઇ વેળા તો તેમની ખુશામત કરે છે; અને ખુશામત આવી એટલે અદેખાઇ નિર્મૂળ બનેછે. આથી જેઓ ઉંડા અને સ્થિર મગજના કારસ્તાની લોકો હોય છે, તેમને જ્યારે મ્હોટાઇ પ્રાપ્ત થાય છે, ત્યારે "અમોને આ જીવતર નહિ જોઇએ; એમાં કેટલો બધો કંટાલો છે?" એવાં જુઠાં બાહનાં હમેશાં તેમના મુખદ્વારે સંભળાય છે. ખરૂં જોતાં તેમાં તેમને કંટાલો ઉપજે છે એમ નથી, પણ આપણી કોઇ અદેખાઇ નહિ કરે એટલાજ માટે તેઓ એમ બોલે છે. આ વાત જેઓ ઉપર કામનું દબાણ પડે છે તેમનેજ માત્ર લાગુ પડે છે, જેઓ પોતે થઇ પોતાનાં અંગ ઉપર કામ ઓરી લીયે છે, તેમને તે લાગુ પડતી નથી; કેમકે કોઇ કારણ વગર માત્ર મહત્વાકાંક્ષાથી સર્વ કામકાજ આપણા હાથમાં લીધાથી જેમ કોઇની અદેખાઇ વધારે થાય છે તેવી બીજા કોઇપણ કારણથી થતી નથી. તેમજ મ્હોટા અમલદારે પોતાના હાથ નીચેના કામદારને તેમના અધિકાર અને તેમના દરજ્જાને લાયકનું માન આપ્યાથી તે અમલદારનો જેટલો દ્વેષ ઓછો કરવામાં આવે છે, તેટલો બીજા કોઇ કારણથી થતો નથી. કારણ તે યોગે મુખ્ય અમલદારની મ્હોટાઇ લોકોની આંખોમાં ખુંચતી નથી. તે અને મત્સર એમની વચ્ચે પેલા તાબેના કામદારો જાણે તેટલા પરદા હોય છે.

જે લોકો મ્હોટી યોગ્યતાએ ચઢયા પછી ગરૂરી અને ભાર બોજથી વર્તે છે, તેમની તો સર્વેથી વધારે અદેખાઇ કરવામાં આવે છે. એવા લોકોને બાહેરનો ભપકો સપકો કરી અથવા તેમની હરીફાઇ કરવાની ગત રમી પોતાની મ્હોટાઇ બતાવ્યા શિવાય ચેન પડતું નથી. પણ જેઓ ડાહ્યા હોય છે, તેઓ નાહની નાહની વાતોમાં–એટલે જે ઘણી મહત્વની નથી એવામાં ખાસ હાર પામી, આપણે હારીયા એમ બતલાવે છે. આથી અદેખા લોકોનો દ્વેષ દપટ પડે છે; તથાપી એ ખરૂં છે કે, એકાદને મ્હોટાઇ પ્રાપ્ત થતાં તેનું વર્તન જો સાદું અને નિષ્કપટી હોય છે–તે મગરૂરીનું અને બડાઇનું માત્ર નહિ હોવું જોઇએ–તો તેમની કોઇ ઓછી અદેખાઇ કરતું નથી. પણ તેઓ જો લુચ્ચાઇ અને ઘાતકીપણાંની હશે, તો તેની અદેખાઇ વધારે થશે. જે પોતાનું વર્તન સાદું અને નિષ્કપટીપણાંનું ધરાવે છે, તે પોતાને નસીબ જોરે પ્રાપ્ત થયલી મ્હોટાઇ સદાકાળ કાયમ ધરાવશે નહિ, અને આપણા અંગે મ્હોટી યોગ્યતા નથી, એ પોતે જાણે છે એમ બતાવે છે; આથી તેની અદેખાઇ કરવાનું કારણ રહેતું નથી.

છેલ્લે, આ ભાગનો સારાંશ જોઇએ;–અત્રે શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે મત્સરક્રિયામાં જાદુનો થોડો અંશ હોય છે; આથીજ જાદુનો જે ઉપાય તેજ અદેખાઇનો જાણવો. તે ઉપાય એજ કે, આપણી ઉપરથી ઉતારી બીજા ઉપર નાખવો. આથી મ્હોટા માણસોમાં જેઓ ડાહ્યા હોય છે, તેઓ પોતાને અદેખાઇથી ઇજા પોંહચે નહિ અથવા નજર લાગે નહિ તે થકી; કોઇને પણ આગળ કરે છે;

અને તેની ઉપર અદેખી આંખો ઠરે એમ કરે છે. કોઇ કોઇ વેળા કારભારી અને નોકર ઉપર, કોઇ કોઇ વેળા મદદનીશ અથવા સોબતી વગેરે ઉપર. અથવા તે કામ માટે બદમાશ અથવા સાહસિક એવા લોકોની કદી વાણ હોતી નથી. તેમને ઉદયોગ અને અધિકાર મલ્યો એટલે થયું; પછી ગમે તે થાય તોય અદેખાઇ પોતાપર ખેંચી લેવા. તેઓ આગળ પાછળ જોતા નથી.

હવે સાર્વજનિક મત્સર સંબંધી વિચાર કરીએ. સાર્વજનિક અદેખાઇમાં કાંઇ પણ સારૂં હોય છે, પણ ખાનગી દ્વેષમાં કાંઇ પણ લાભ હોતો નથી. રાજ્ય માહેલા આગેવાનો જ્યારે અત્યંત પ્રબળ બને છે, ત્યારે અદેખાઇ એ તેમનો એક પ્રકારની શિક્ષા થઇ પડે છે. અદેખાઇને પ્રતાપે તેમનું તેજ જેમ પડવું જોઇએ તેમ પડતું નથી અને એજ કારણને લીધે, મ્હોટા માણસોને સકંજામાં રાખનાર અદેખાઇ એ એક લગામ છે.

અર્વાચીન ભાષામાં અદેખાઇ શબ્દનો અર્થ અસંતોષ એવો પણ થાય છે. આ સંબંધમાં રાજદ્રોહ એ વિષય ઉપર વિવેચન કરીશું ત્યારે બોલીશું. રાજ્યમાં અસંતોષ ઉત્પન્ન થતાં ચેપી રોગ પ્રમાણેજ તેનું પરિણામ નિપજે છે. એટલે જે પ્રમાણે ચેપી રોગ નિરોગી પ્રાણીને લાગુ પડે છે અને તેને બગાડે છે, તેજ મુજબ અસંતોષ એકાદ રાજ્યમાં દાખલ થતાં રાજ્યકર્તાએ સારાં કામો કીધાં હોય તોય તેની નિંદાજ કરવામાંઆવે છે, અને તે કામો અપ્રિય થાય છે. આથી વચ્ચે વચ્ચે પ્રશંસનીય કામો કીધાં હોય, તોય તે કરનારાને કોઇ જશ આપતું નથી, ઉલટાં, જે કામો કીધાં તે

અંગે મજબૂત નિશ્ચય નહિ હોવાથી અને અસંતોષને ડરીને કીધાં એમ કહે છે, અને જે પ્રમાણે ચેપી રોગથી ડરવાથી તેને સામો તેડયા પ્રમાણે બને છે; એમ સાધારણ રીતે જોવામાં આવે છે; એજ મુજબ અસંતોષથી ડરવાથી તેની પણ બલા વધારે ગળું દબાવે છે.

આ સાર્વજનિક અદેખાઇ અથવા અસંતોષ મુખ્ય કરી પ્રમુખ અમલદારો માટે અથવા કારભારીઓ માટે બરપા થાય છે; ખુદ રાજા માટે અથવા રાજ્યકર્તા માટે તે ઘણુ કરી થતો નથી. પણ અગત્યનું કારણ નહિ હોવા છતાં જો કારભારીના સંબંધથી ઘણો અસંતોષ થયો છે, અને તેને ભારે દોષ આપવામાં આવે છે, અથવા જો રાજ્યનાં સર્વ કારભારીઓને સામટો દોષ આપવામાં આવે છે, તો તે.... (ખુલ્લું નહિ હોય તોય–) રાજ્યકર્તાનેજ છે, એ ચોકસ જાણવું.

અદેખાઇ માટે એક સામાન્ય વાત કહેવાની રહી ગઇ. તે એક સર્વ વિકારમાં તે સદા જાગૃત અને દુંબાલો પકડનાર છે, બીજા વિકાર જાગૃત થવા માટે પ્રસંગાનૂસાર કારણ જોઇએ; પણ અદેખાઇનું તેમ નથી. આથીજ " અદેખાઇને છુટ નથી " એમ જે કહેલું છે, તે ખરૂં છે. કારણ તે કોઇપર ને કોઇપર ચાલુજ હોય છે. નિતી અને મત્સર એ બન્ને વિકાર માનવીને નબળાં અથવા રસરહિત બનાવે છે, એમ પણ જોવામાં આવે છે, તેમ બીજા વિકારથી બનતું નથી, કારણ તે હમેશાં એટલા જાગૃત હોતાં નથી. અદેખાઇ એ સર્વ વિકારમાં અત્યંત નીચ અને નિંધ છે. આજ કારણમાં તે સેહેતાનનો વિશેષ અંશ છે. સેહેતાનને "રાતની વખતે ઘઊંમાં જંગલ રોપનારો અદેખો મનુષ્ય" એવી સંજ્ઞા આપી છે. કારણ હમેશાં એમ બને

છે કે, અદેખા માનવીના ઉદ્યોગ કોઇને નહિ જણાતાં તે અંધારામાંજ ચાલુ રહે છે, અને તે સારાં વિરૂધ્ધ હોય છે. આથી અત્રે દાખલા માટે ઘણાં લીધા છે.

---

## ( ૧૦ )

## પ્રેમભાવ.

સંસાર કરતાં રંગભૂમિ એ પ્રેમની વધારે કર્જદાર છે; કારણ નાટક નખતા સંબંધમાં જોતાં પ્રેમ એ શૃંગાર રસિક નાટકમાં હમેશનો અને કરૂણારસિક નાટકમાં ક્વચિત વિષય હોય છે. પણ સંસારમાં તે ઘણી ખરાબી કરે છે; કોઇ કોઇ વેળા સાયરન* પ્રમાણે; કોઇ વેળા દેવી (દુર્ગા યા ચંડી દેવી જેવી) પ્રમાણે. તમોને વિચાર કરતાં જણાશે કે, જેટલા મ્હોટા અને જાણીતા નરો થઇ ગયા ( પ્રાચીન અથવા હાલના, જેમની દોલત યા મ્હોટાઇ રહી નથી ) તેઓમાં મોહબ્બતના પાશમાં દીવાનો થએલો એવો એક પણ જડશે નહિ. આ ઉપરથી એવું સિધ્ધ થાય છે કે, મહાન પુરૂષ અને મહત્કાર્ય આ નબળાઇએ પોંહચાડનાર વિકારને દૂર રાખે છે. તથાપિ રોમન રાજ્યનો એક હિસ્સેદાર "માર્કસ એન્ટોનિયસ"† અને 'દસમવીર'

---

* સાયરન—એક અતિ રૂપવંતી સ્રી. પ્રાચીન ખલાસીઓની એવી સમજ હતી કે, કેટલાક ટાપુમાં સાયરન નામની સુંદર સ્રીઓ હતી, તેઓ ખલાસીઓને ભુલાવો ખવાડી તેમનો નાશ કરતી.

† માર્કસ એન્ટોનિયસ—એ સીઝરના સમયમાં એક સરદાર હતો. સીઝરના મ્હોત પછી તેની મહત્વકાંક્ષા વધતાં તેને રાજ્ય મેળવવાની ઇચ્છા થઇ. આગસ્ટસ સીઝર એનો હરીફ હતો. તેઓમાં એવું ઠર્યું કે રોમનું અરધું રાજ્ય (પશ્ચીમ તરફનું) આગસ્ટસે લેવું, અને અરધું (પુર્વ ભાગીનું) એન્ટોનિયસે લેવું. તે પછી ઇજીપ્તની રાણી કલિઓપેત્રાપર એ મોહિત થતાં તેની સાથે એશઆરામમાં પડયો. આ 'સેનેટ' રાજ્ય સભાને નહિ ગમવાથી તેઓએ કલિઓપેત્રાપર ચઢાઇ કરી. એઓ વચ્ચે 'આકટીયન' નજીક લઢાઇ થઇ. તે વેળા એન્ટોનિયસ નહાશી ગયો, અને છેલ્લે તેણે આપઘાત કીધો.

"એપિયસ ક્લોડિયસ" * એમને માત્ર ગણવા જોઇએ. એઓમાં પેહેલો તો તદ્દન વિષય લંપટ અને અપરિમિત હતો; પણ બીજો દયાહિન પણ ડાહ્યો હતો; અને તેથીજ એમ દેખાય છે કે (પણ કદાચજ), પ્રેમ ખુલ્લાજ અંતઃકરણમાં પ્રવેશ કરી શકે છે એમ નથી, પણ સાફ બંધ અંતઃકરણમાં વટીક ત્યાં જો ચોકી નહિ હોય તો દાખલ થઇ શકે છે. "અમે એકમેક માટે ઉત્તમ નાટકશાળા છિયે" એમ "એપીક્યૂરસ" નું કહેવું છે, તે નાદાન છે. જાણે, માનવી વિશાળ આકાશનો અને સર્વ ઉત્તમ સૌંદર્યવાન વસ્તુની સ્તુતિ–ચિંતન કરવા માટે ઉત્પન્ન થએલો હોઇ, તેણે નાહની જેવી મૂર્તિ સામે ગુઠને પડવું અને (પશૂ પ્રમાણે) મ્હોડાનો નહિ પણ આંખોનો ગુલામ બનવા શિવાય કાંઇ કરવું નહિ; આંખો તેને એ થકી આપેલી નથી પણ શ્રેષ્ટતર કામો માટે બક્ષેલી છે. આ વિકારની આવી તેજી અસર જોઇ અજાયબી ઉપજે છે, તે ચીજનું સ્વરૂપ અને તેની કિંમત અત્યંત વધારે છે. હમેશાં અતિશયોક્તિનું ભાષણ માત્ર મોહબ્બતમાંજ શોભે છે, અને તે કેથે શોભતું નથી. તેમજ અતિશયોકિત ફ્કત બોલવામાંજ હોય છે, એમ નથી; અત્યંત મ્હોટો

---

* એપિયસ ક્લોડિયસ—રોમમાં "દસમવીર" એ નામના જે અમલદાર હતા, તેઓમાંનો એક રોમન સઈન્યમાં 'વિહરજીનીયસ' નામે એક સરદાર હતો, તેની વ્હીરજીનીયા નામે એક સુંદર બેટી હતી. આ સુંદર છોકરીને મેળવવા માટે ક્લોડીયસે તરેહવાર યુકિતઓ યોજી પણ તેણી સદગુણી અને નીતિવાન હોવાથી તેની કોશેસો નિષ્ફળ નીવડી. છેલ્લે તેણે એક હલકા માણસ તરફથી એવી ફરીયાદી નોંધાવી કે વિહરજીનીયા એ મારી દાસી કન્યા છે, આથી તેને મારા તાબામાં આપવી. ફરીયાદીની ચોકાસી 'દસમવીરો' એ કરી તેમાં ક્લોડીયસ હતો. તેણે એવો ઠરાવ કર્યો કે, ફરીયાદી તરફથી સઘળા પુરાવા મળે ત્યાં સુધી વ્હીરજીનીયા ફરીયાદીનાં તાબામાં આપવી. આ હોકમ તેના પિતાએ સાંભળતાંજ તેણે દસમવીરો પાસે કાકલુદી ભરી અરજ કરી. પણ ફેરાવ કર્યો નહિ. ત્યારે તેણે વ્હીરજીનીયાના પેટમાં છરી મારી તેનો પ્રાણ લીધો હતો. એ પછી લશકરે હુલડ કર્યું. ક્લોડીયસને કેદખાને પુર્યો અને તે ત્યાંજ મરણ પામ્યો.

ખુશામતખોર એમ જે કહેલું છે તે ખરૂં છે; બીજા સર્વે નાહના નાહના ખુશામતખોર તેનું ધોરણ જાળવે છે; પણ પ્યારનો ગુલામ તો ખરેખર તે કરતાં પણ મ્હોટો ખુશામતખોરો છે. કારણ પ્યારમાં ચસી રહેલો પોતાના પ્રિતીપાત્રના સારા ગુણોની જેટલી ભયભીત કલ્પના કરે છે તેટલી પોતા માટે કરનાર એવો મગરૂર મનુષ્ય આજવેર કોઇ થયો નથી, અને તેથીજ એવું કહેલું છે કે "પ્યારમાં પડી ડાહ્યા બનવું તદ્દન અશક્ય છે." આ ખામી બીજાઓને ગમે તેવી દેખાય, પ્રેમપાત્રને તે દેખાતી નથી, એમ નથી; પ્રેમપાત્રને તે સર્વેથી વધારે દેખાય છે; પણ પ્રેમ પરસ્પર હોય તો પછી નહિ. કારણ આ ખરો નિયમ છે કે, પ્રેમને ઇનામ મળે છે તે પ્રતિ પ્રેમનું અથવા અંતસ્થ અને છુપા તિરસ્કારનું. આ વિકાર જો બીજી વસ્તુઓ ગુમાવી નહિ રહેતાં ખુદ પોતાને તે ગુમાવે છે, ત્યારે માનવી જાતે તેના માટે કેટલી બધી ખબરદારી રાખવી જોઇએ? બીજાં નુકસાન શું શું પુગે છે તે કવિઓના કથાનકમાં ઉત્તમ રસિક રીતે ચિત્રો દોર્યાં છે; જેણે 'હેલન'*ને પસંદ કરી, તેણે 'જયુનો'

---

* હેલન, જયુનો, મિનરવા.—એક વેળા સ્વર્ગમાં એક દેવતાઈ લગ્ન સમારંભ હતો. તે સમારંભમાં સર્વે દેવ દેવીઓને તેડાં હતાં, પણ "ડીસકોરડિયા" નામની કંકાસની દેવીને તેડું નહોતું આથી દેવતાઓ ઉપર વેર લેવા તેણીએ લગ્ન સમારંભમાં એક સુનેરી સેબફળ નાંખ્યું. તેની ઉપર એવા અક્ષરો લખેલા હતા કે, "તમારામાં જે સર્વેથી સુંદર હોય તેણે મહને સ્વીકારી ખાવું" આથી સર્વે દેવસ્ત્રીઓમાં મત ફેર પડયો. જે તે પોતે સુંદર છે એમ જાણાવી ફળ માગવા લાગ્યા. આ દેવીઓમાં મુખ્ય હેલન, જયુનો અને મીનરવા વચ્ચે વિશેષ મતફેરી ઝઘડો જાગ્યો. એમનો નીવેડો કોઇ દેવતા લાવી શક્યા નહિ: આથી આ કામ ત્રોયના રાજા પ્રાયમનો બેટો પારીસ જે જંગલમાં ઉછરી મ્હોટો થયો હતો તેની પાસે તેઓ ઈન્સાફ કરાવવા ગઈ. એ ત્રણે દેવીઓએ પોતાનું સૌંદર્ય બતલાવી દરેક દેવીએ મ્હોટાઈ, કીર્તિ વગેરે પારીસને આપવા કહી. જયુનોએ રાજ્ય આપવા કહ્યું, મીનરવાએ લશકરી મ્હોટાઈ ને બળ આપવા કહ્યું ને વીનસે અત્યંત સુંદર સ્ત્રી આપવા કહી. પારીસે તેમનું કહેલું સાંભળી, વીનસ સર્વેમાં સુંદર છે તેનેજ સેબફળ મળવું જોઇએ એમ ઠેરવ્યું, આથી પેલી બે દેવીઓને ગુસ્સો ઉપજ્યો. તે પછી પારીસે વીનસની મદદથી હેલન નામે અત્યંત સુંદર સ્ત્રીને મેળવી. આથી ટરોજન અને ગ્રીકો વચ્ચે લડાઈ થઈ. આ લડાઈથી ત્રોય નાશ પામ્યું હતું.

અને 'પાલાસ'ના ઇનામ તુચ્છકાર્યાં, કારણ જે પ્રેમ વિકારની અત્યંત મ્હોટાઇ સ્વિકારે છે તે સંપતિ અને ડાહપણ એ બેઉથી છુટો પડે છે. આ વિકારનો નબળાઇના સમયમાંજ જોર થાય છે; યાને ચઢતીના સમયમાં અને ભારે સુખમાં; પણ વિપતિકાળમાં આ વિકાર ઉપર ઝાઝું લક્ષ રહેતું નથી. આ બેઉ કાળ પ્રેમને વિંઝી તેમને વધુ તેજ બનાવી સળગાવી મેળે છે, અને એજ કારણથી તે મુર્ખાઇનું બાળક છે એમ જણાવે છે. જેઓ પ્રેમને વશ થાય છે છતાં તેઓ હૃદયમાં રાખે છે, અને પોતાના વજનદાર કામથી અને જીવનકૃત્યથી તેને તદન વેગળું રાખે છે; તેઓ એ ઉત્તમ કરે છે; કારણ જો આ પ્રેમ કામને આડે આવે તો તે માનવીની કર્મગતીમાં બગાડો કરી તેના ખરા હેતુને પાર પાડતાં અટકાવ મેળે છે. લશકરી સીપાહો પ્રેમને આધીન હોય છે એનું કારણ કોણ જાણે શું હશે? મને દિસે છે કે એનું કારણ તેઓ શરાબમાં મસ્ત હોય છે, કારણ સંકટને ઘણોખરો વિષય ભોગનો બદલો જોઇએ. માનવી સ્વભાવમાં એવી એક છુપી પ્રવૃતિ છે કે, બીજાપર પ્રિતી કરવી. તે જોર જો એક અથવા થોડાઓ ઉપર ખાલી નહિ થાય તો સ્વાભાવિકપણે તે ઘણાઓ પર પસરે છે અને તે મનુષ્યને દયાળુ તથા પરહિતેચ્છુ બનાવે છે; એ મઠવાસી જોગીમાં કોઇ કોઇ વેળા જોવામાં આવે છે. વૈવાહિક પ્રેમ ઇનસાન જાત ઉત્પન્ન કરે છે; મિત્ર પ્રેમ તે પરિપૂર્ણ કરે છે; પણ બદફેલ પ્રેમ તેને ભ્રષ્ટ અને નીચ બનાવે છે.

---

## (૧૧)
## અમલદારી.

અમલદાર લોક ત્રણ પ્રકારે તાબેદાર હોય છે; રાજાના અથવા રાજ્યના તાબેદાર, કીર્તિના તાબેદાર, અને કામના તાબેદાર. એમાં તેમને સ્વતંત્રતા નથી હોતી તે તેમના દેહ સંબંધી નથી હોતી; તેમના આચરણ સંબંધમાં નથી હોતી; અથવા તેમના વખત સંબંધમાં હોતી નથી. તેમનું શરીર રાજ્ય સેવાને અર્પણ કરેલું હોય છે; જે કૃત્ય તે કરે છે, તે તેમને કીર્તિ તરફ ધ્યાન આપી કરવું પડે છે; અને કામકાજને લીધે તેમને ફુરસદ બીલકુલ હોતી નથી. અધિકાર મેળવવો અને ખુદની સ્વતંત્રતા ગુમાવવી અથવા બીજાઓ ઉપર અધિકાર મેળવવો અને પોતાપરનો અધિકાર ગુમાવવો, એ ઇચ્છા અજબ જેવી છે. અધિકાર પર ચઢવું એ અત્યંત મેહેનતનું કામ છે, અને અધિકાર પર ચઢતાં નચીંતાઇ મળે છે કહીએ તો તેમ પણ નથી. મેહેનતને અંતે જે પદ્વિ મળે છે તેમાં વધારે પ્રયાસ પડે છે; અધિકાર મેળવવા માટે કોઇ કોઇ વેળા પાજીપણાંનાં કામો પણ કરવાં પડે છે.

અધિકારે પોંહચેલો મનુષ્ય જો એકજ ઠેકાણે રહીશ એમ કહેશે, ત્યારે ક્યારે નીચે ઉતરી પડવાનો વખત આવશે તેનો નેમ નથી; પગ પાછળ લઇશ એમ કહેશે તો તે સદાનો પડ્યો સમજવો. કોઇ પણ રીતે તેનું તેજ ઓછું થાય છે, અને તેજહીન થવું એ મ્હોટી દુઃખી બીના છે. આપણી પેહેલી હાલત હતી તે જે અર્થે હાલમાં નથી, તે અર્થે જીવતર પણ હવે શું કામનું, એવી તેની હાલત થાય છે, પણ એવી હાલતે પુગવા માટે તેનો તેજ પોતે કારણ થઇ પડે છે.

કેમકે, જે વખતે કામકાજ તજી તેનો નચીંતપણાંમાં દિવસ ગુજારવાનો યોગ્ય વખત હોય છે, તે વખતે તે નચીંતાઇમાં બેસતો નથી. બુઢાપામાં તબીયત બગડતાં તેણે એકાંત જગે જઇ રહેવું, પણ એવી વખતે સુધ્ધાં તેને એકાંતમાં ચેન પડતું નથી અને સઘળી જંજાલ તજી દઇ સ્વસ્ત બેસવાની જ્યારે તે ઇચ્છા કરે છે, ત્યારે તેને તેમ કરી શકવાની તક મળતી નથી.

લોકો જે અર્થે અમોને સુખી કહે છે, તે અર્થે અમો સુખી હોવા જોઇએ એવી મનની સમજ મ્હોટા લોકોને પોતાની પોતાને કરી લેવી પડે છે; કારણ આપણે સુખી છિયે એમ તેમને પોતાને માટે બીલકુલ લાગતું નથી. પણ લોકો જે તેમના વિષે કહે છે તેજ જો તેઓ ખરૂં માનશે, અને પોતાની હાલત લોકોને પ્રાપ્ત થતાં તેમને ભારે આનંદ થશે એમ સમજશે, તો આપણે સુખી છિયે એમ સહેજ લોકોના કહેવા ઉપરથી તેમને લાગશે એમ જણાય છે. કદાપી તેમના મનની ખરી હાલત જૂદીજ હોય છે. કારણ મ્હોટા લોકોને પોતાના અવગુણ જો કે સર્વેની છેવટે માલમ પડે છે; તોય તેમનાં દુઃખો તેમને સહુથી પેહેલાં માલમ પડે છે. ખરૂં જોતાં મ્હોટા લોકોને પોતાની હાલત માલમ હોતી નથી અને કામ વચ્ચે ગુંતાઇ જવાથી પોતાની શારિરિક અથવા માનસિક આરોગ્યતા તરફ ધ્યાન આપવાની તેમને ફુરસદ હોતી નથી, એજ થકી તેમને 'સેનેકા'નું કહેવું બરાબર લાગુ પડે છે. "જે મનુષ્યોને સર્વ લોકો સારી રીતે ઓળખે છે; પણ જે ખુદને ઓળખતો નથી; તેની પર જ્યારે મોત તરાપ મારે છે ત્યારે તેને ભારે દુઃખ ઉપજે છે."

હાથમાં અમલ હોય એટલે સારૂં નરસું કરવાની શકિત હોય છે. મનુષ્યને બીજાનું બુરૂં કરવાની બુધ્ધિ હોવી નહિ જોઇએ, આ ઉત્તમ પક્ષ. પણ જો તેવી બુધ્ધિ હોય તો બુરૂં કરવાનું સામર્થ્ય હોય નહિ તો સારૂં. અધિકાર મળવાથી સારૂં કરવાની તક મળે છે; આથી અધિકાર મેળવવાની કોશેસ કરવી, એ સારૂં; કારણ સારા વિચાર હોય (જો કે તે ઇશ્વરને પસંદ હોય છે)–છતાં તે શા ખપના? માનવીને સારા સ્વપનાથી જેટલો ફાયદો થાય છે તેટલોજ એનાથી થાય છે. તે કામમાં લાવવા શિવાય તેનો ઉપયોગ નથી; અને અધિકાર તથા અમલદારીની જગ્યા હોવા વિના તે કામમાં આવી શકતાં નથી. માનવીએ સારાં કામો કરવાં અને પુણ્યની પાળ બાંધવી એજ ચઢતીનું સાર્થક; અને તેમ કર્યાથી પોતાની જીંદગીનું સાર્થક થયેલું માની તે સુખી થાય છે. માનવી જો ઇશ્વરની રંગભૂમિનો ભાગીદાર થઇ શકે તો તે દેવતાઓની આશાયસનો પણ ભાગીયો થઇ શકશે. "આપણા હાથે જે કામો કર્યાં હતાં તે જોવા માટે ઇશ્વર હતો, અને તેણે જોયું, તે સઘળાં અત્યંત ઉત્તમ છે;" અને પછી શાબાથ (આશાયશ લીધી).

અમલદારી બજાવતી વેળા તમો તમારી સામે સારા સારા દાખલા રાખજો, કારણ સારાં લોકોની નકલ કરવાથી સદવર્તનનાં નિયમ એકદમ સમજ પડે છે. પછી થોડા દિવસે તમે તમારા પોતાના દાખલા લઇ તમારૂં આચરણ શરૂઆતમાં સારૂં હતું કે નહિ એનો સુક્ષ્મ રીતે તપાસ કરો અને હાલમાં તે કેમ છે એનો શોધ કરો. તમારી જગ્યાપર જે પેહેલાં થઇ ગયા, અને જેઓએ પોતાનો

અમલ ખરાબ રીતે બજાવ્યો, તેમના દાખલા તરફ પણ બેદરકાર થતા ના. તેમના દાખલા લેવાના તે તેમને નામ રાખી તમો તેમના કરતાં સારા છો એ બતાવવા માટે નહિ, પણ શું શું તજવા લાયક છે તે તમોને સમજ પડે તે માટે. એજ માટે આગળ થઇ ગયલા લોકોની નિંદા નહિ કરતાં, ખુદની મ્હોટાઇ નહિ બતાવતાં પોતાનું આચરણ શુધ્ધ રાખજો, અને પોતાના સારા દાખલાથી બીજાઓ પર સારો છાપ બેસાડી તમારો ઉત્તમ દાખલો બતાવવા લાયકનું આચરણ કરવાનો નિયમ રાખજો. કોઇપણ વાત શરૂઆતમાં કેવી હતી તેનો શોધ કરજો; અને તે હાલમાં કઇ બાબતમાં અને શા કારણથી નીચ બની છે તેપર વિચાર કરજો. પ્રાચીન અને અર્વાચીન આ બેઉ જમાનાની ખબર રાખવી ઘટે છે. પ્રાચીન કાળની માહિતી ઉપરથી કઇ કઇ વાતો ઘણી સારી છે તે સમજાશે, અને અર્વાચીન કાળની ખબર ઉપરથી તેમાંની કઇ કઇ વાતો હાલમાં પણ લાગુ પડશે, એ સમજ પડશે. ફલાના પ્રસંગે તમે ફલાની રીતે વરત્યા એ લોકોને પ્રથમ જણાશે, આથી તમો નિયમસર વર્તવાનો યત્ન કરજો પણ હમેશાં જાણી જોઇ અને એકજ માર્ગ પકડી ચાલશો નહિ; અને નિયમ બાહેર કાંઇ કરવું પડે તો તેમ કરવાનું કારણ ખુલ્લું કરી જણાવજો. તમારો જે અધિકાર હોય તે જવા દેશો નહી, પણ જેમાં અધિકાર માટે શંકા હોય એવી વાતો ખોદી કાઢશો નહિ; તેમજ તમારો અધિકાર હોય તે ચુપકીદી સાથે બજાવી બતલાવજો. અમે એમ કરશું ને તેમ બજાવીશું એવી મ્હોડેની ડફાંસ મારતા ના, તેજ પ્રમાણે તમારા હાથ નીચેના અમલદારના જે જે અધિકાર હોય તે તેમના કાયમ રાખજો, અને સઘળાં

કામમાં પોતાનું ચિત્ત રોકયા કરતાં આપણે આપણા હક્ક મુજબ માત્ર હોકમ કરવો, એમાંજ મ્હોટું માન છે એમ સમજજો. તમારા અમલદારિના કામની બજાવણી દરમ્યાન કોઇ સલ્લાહ આપતું હોય તો તેનો સ્વિકાર કરશો; અને તમે થઇને પણ સલ્લાહ તથા મદદ માગો, અને તમોને કોઇ ખબર આપતું હોય તેને પરવારતો સમજી હાંકી મેળતા ના, પણ તેમનું કહેવું ખુશીથી સાંભળી લેજો.

અધિકાર મળતાં ઘણુંકરી ચાર દુર્ગુણ વળગે છે. તે આઃ– ઢીલ, લાંચ, બદમાશીથી વર્તવું અને જાની મિત્રનું સાંભલવું. ઢીલ સંબંધી જે તમારી પાસે કામ માટે આવે, તેમને તમારી મુલાકાત મુશકિલ નહિ થાય તેમ કરજો; દરેક કામ માટે વખત નેમી રાખજો; જે કામ હાથમાં લીધું હોય તે પાર ઉતારજો; પછી બીજું લેજો, અને જરૂરીનું કારણ મલ્યા શિવાય એક કામ કરતા હો ત્યારે વચમાં બીજુંજ હાથ ધરતાના.

લાંચ લેવાના સંબંધમાં એટલુંજ કહેવાનું છે કે, લાંચ લઇ શકાશે નહિ, આવી રીતે તમે તમારા તથા તમારા નોકર નફરોના હાથ બાંધી રાખજો; એટલુંજ નહિ, પણ જેઓ તમારી તરફ કામે આવશે, તેઓ તમોને લાંચ રૂશવત આપે નહિ એવી રીતે તેમના પણ હાથ બાંધી રાખજો, તમે પ્રમાણિકપણે વર્તજો, એટલે પેહેલું કામ થશે; અને આપણે પ્રમાણીકપણે વર્તન રાખ્યે છિયે અને લાંચ આપનાર તરફ આપણને ભારે તિરસ્કાર છે, એમ ખુલ્લું બોલી બતાવજો, એટલે બીજું કામ થશે. લાંચ તો લેતાજના; પણ તમે લાંચ લો છો એવો શક વહીક આવવા દેશો નહિ. જેમના મતો સ્થિર નથી

અને જે કાંઇ કારણ વગર એક પક્ષ તરફથી બીજા પક્ષ તરફ ફરેછે, તે લાંચ લેવાનો ખાસ શક લાવવાને કારણ આપે છે. આ થકી જ્યારે તમે તમારૂં મત આપશો, અથવા જે રીતે વર્તવાનો તમારો ક્રમ છે તેથી જુદી રીતે વર્તશો, ત્યારે અમારૂં મત હવે એવું એવું છે અને હવે એમ એમ કરશું એમ હમેશાં જણાવજો અને જે કારણથી તમારાં મતમાં ફેર પડયો હોય, તે કારણ પણ ખુલ્લાં કરી બતાવજો, છુપાવી રાખશો નહિ. એકાદ નોકર અથવા માનીતો મનુષ્ય જો તમારી સાથે વેહવાર રાખતો હશે, અને તેની સાથે તમોને એટલી મોહબત કાં હશે તેનું ખુલ્લું કારણ કાંઇ જણાતું નહિ હોય, તો છુપી રીતે પૈસા લેવાનો એક આડો માર્ગ છે એમ લોક સમજશે, એ ધ્યાનમાં રાખજો.

બદમાશીથી વર્તવાના સંબંધમાં એટલુંજ જણાવવાનું છે કે, તેવી વર્તણુંક વગર કારણે અસંતોષને કારણ આપશે. સંપતિથી ભય ઉત્પન્ન થાય છે, પણ બદમાશીથી અદેખાઇ ઉત્પન્ન થાય છે. અમલદારે ઠપકો આપવો હોય તો તે ગંભીરપણે આપવો, તુચ્છારથી આપવો નહિ.

હવે જાની મિત્રનું સાંભળવું—આ સંબંધમાં એટલુંજ જણાવવાનું છે કે, લાંચ લેવા કરતાં પણ તે ખરાબ છે, કારણ લાંચ હમેશાં મળતી નથી; તે કોઇ કદાચ મળે છે; પણ અમલદાર જો શિફારસથી વળનાર અથવા જાની મિત્રને કેમ દિલગીર કરવો એવો વિચાર કરનાર હશે, તો હમેશાં તેની પાછળ કોઇ નહિ ને કોઇ પણ વળગશેજ. "સાલોમન" કહે છે તેમ (ન્યાયના કામમાં) "કોઇની

મુરવત રાખવી નહિ. જે મુરવત રાખે છે તે રોટલીના કટકા માટે પણ ગેરઇન્સાફ કરે છે."

"અધિકાર મળ્યા પછી માનવીની પરિક્ષા થાય છે-" એમ પુરાણા લોકો કહેતા હતા તે તદ્દન ખરૂં છે. કેટલાકો અધિકાર મળતાં તેમના ઉત્તમ ગુણ પ્રકાશ પામે છે, અને કેટલાકોના ખરાબ ગુણ ખુલ્લા પડે છે. "ગૅલબા" પાદશાહ માટે લખતાં 'ટૅસિટસ' કહે છે કે, "તેણે જો રાજ્ય ચલાવ્યું નહિ હતે, તો એ રાજ્ય ચલાવવા યોગ્ય છે એમ સર્વેએ કબુલ કર્યું હતે." પણ 'વ્હેસ્પેશિયન' બાદશાહ વિષે એજ ઇતિહાસકર્તા જણાવે છે કે "સર્વ પાદશાહોમાં ગાદીનશીન થયા પછી સુધર્યો એવો એક 'વ્હેસ્પેશિયન.' હવે એ ખરૂં છે કે, 'ગૅલબા' માટે જે કહેલું છે તે તેની બાહોશીના સંબંધમાં છે; અને વ્હેસ્પેશિયન વિષે જે જણાવ્યું તે તેના વતન અને સ્વભાવના સંબંધમાં છે, પણ આ ઉપરથી અમલદારી મળતાં માનવી સ્વભાવ ફરી જાય છે એ સ્પષ્ટ જણાય છે. યોગ્યતાની જગ્યા એ સદ્ગુણનું સ્થાન છે, અથવા હોવું જોઇએ; એ થકી, જે માનવી યોગ્યતા પ્રાપ્ત થતાં સુધરે છે તેના અંગે યોગ્યતા અને મ્હોટપણું એ સ્વાભાવિક છે એમ જરૂર સમજવું, અને જે પ્રમાણે પદાર્થ આપણા સ્થાન તરફ જોરથી જાય છે અને ત્યાં પોંહચતાં સ્થિર બને છે એવો સૃષ્ટિ નિયમ છે, તેજ મુજબ સદ્ગુણી મનુષ્યની મહત્વાકાંક્ષા જ્યાંસુધી તૃપ્ત થઇ નથી ત્યાંસુધી તેનો સ્વભાવ ફરતો હોય છે; પણ તે તૃપ્ત થતાં-તેમને અધિકાર મળતાં તે સ્થિર અને શાંત બને છે.

મ્હોટા ઓધ્ધાપર ચઢવું પડે છે તે આડા માર્ગે વધવું પડે છે.

રાજ્યમાં જો તડાં હોય તો વધવા ઇચ્છા રાખનારે કોઇ પણ એક પક્ષને મળવું, અને વધ્યા પછી સઘળાં પક્ષો સાથે સરખી રીતે વર્તવું. એકજ પક્ષ તરફ ઝુંકી પડવા જેવું કરવું નહિ. તમારી જગ્યા પર જે પેહેલાં હતો, તેમના વિષે બોલતાં નિઃષ્પક્ષપાતપણે અને નરમપણે બોલવું; કારણ તેમ જો તમે નહિ કરશો તો તમારી પછી બીજા કરશે. તમારીજ બરાબરીના તમારા જોડીદાર બીજા અમલદારો હોય તેમની સાથે માનથી વર્તજો. તેમની મસલહત લેવાનો વખત આવે ત્યારે તેમનું મત લીધા વિના રહેતા ના; એટલુંજ નહિ, તો તેમની સલ્લાહ માગવાનો વખત નહિ હોય ત્યારે પણ તેમનું મત લેજો. તમો તમારાં ભાષણમાં, અથવા જે કોઇ કામના સંબંધમાં તમારી મુલાકાત લેશે તેમની સાથે વાતચીત કરતાં તમારો દરજ્જો યા ઓહ્દો ઘણું કરી મનમાં રાખતાના અને તેની બીજાઓને યાદ આપતા ના. તમારી વર્તણુક એવા પ્રકારની હોવી જોઇએ કે, લોકોએ બોલવું કેઃ—"એ અધિકારની ગાદી પર બેહેલો હોય ત્યારે કેવો તદન જૂદોજ માણસ.?"

---

## (૧૨)

## હિમ્મત.

"ડિમોસ્થેનસ"*ને કોઇએ એક વખત પુછ્યું કે, "ભાષણ કર્તાને

* ડિમોસ્થેનસ—આ ગ્રીક અને અથેન્સનો મહાન વકતા તથા રાજદારી નરનો જન્મ ઈ. સ. પુર્વે ૩૮૩ માં થયો હતો. એણે ૩૦ વર્ષની ઉમરથી રાજદારી જીંદગી શરૂ કરી ૪૦ વર્ષની ઉમર સુધી કાયદાશાસ્ત્રીનો ધંધો ચલાવ્યો હતો. ઈ. સ. પુર્વે ૩૨૪ માં એને સીકંદરે કેદ કર્યો હતો ત્યારે એ તેના કેદમાંથી નહાશી જઈ ઈ. સ. પુર્વે ૩૨૩ માં બળવો જગાડી ક્રેનોની લઢાઈમાં લઢયો હતો, પણ હાર પામતા કેલેરિયા તરફ નહાશી જતો પકડાઈ ગયો, આથી એને ઈ. સ. પુર્વે ૩૨૨ માં ઝેર પાઈ મારી નાખ્યો હતો.

શું જોઇએ?" તે બોલ્યો "હિમ્મત," તેથી ઉતરતો કયો ગુણ? "હિમ્મત," અને તેનાથી ઉતરતો? "હિમ્મત." આ વાત નિશાળમાં જનારાં બચ્ચાંઓને સુદ્ધાં માલમ હોય છે; પણ તે ડાહ્યાઓને વિચાર કરવા લાયકની છે. ડિમોસ્થેનીસે જે ગુણની તારીફ કરી તે ગુણ સ્વભાવિક તેના અંગે નહોતો; પણ તેનો તેને ખાસ અનુભવ હતો; આથી તેણે તેવું કહ્યું. વિચારશકિત, ભાષણ રસિકતા વગેરે ભાષણ કર્તાના શ્રેષ્ટ ગુણો એક તરફ મેળી જે ગુણ માત્ર ઉપરનો છે અને જે ભાષણકર્તા કરતાં નાટકીને વિશેષ શોભે છે, તે ગુણની એટલી તારીફ થવી; એટલુંજ નહિ, પણ સઘળું કાંઇ તેજ ગુણમાં છે, ત્યારે માત્ર આ એક હોય એટલે પુરતો થશે એમ માનવું, એ અજાયબ બીના છે, પણ તેનું કારણ ખુલ્લું છે. માનવી સ્વભાવમાં સાધારણપણે ડાહાપણ કરતાં મુર્ખપણાનો અંશ વધારે છે, ત્યારે જે ગુણોથી મનુષ્ય માહેલો મુર્ખપણાનો ભાગ મોહિત બને છે તે ગુણનો પ્રભાવ વધારે. તેજ પ્રમાણે રાજ્ય પ્રકરણની હિમ્મતની વાત અજાયબ છે. રાજ્ય પ્રકરણી મુખ્ય શું? હિમ્મત. બીજું શું? હિમ્મત. ત્રીજું શું? હિમ્મત. ખરૂં જોતાં, અજ્ઞાન અને નિર્લજ્જપણું એમાંથી હિમ્મત ઉત્પન્ન થાય છે, અને તે ગુણ બીજા ગુણોની સરખાઇને પણ પોંહચે નહિ. પણ જેઓ છાલકી બુદ્ધિના હોય છે, અથવા હિમ્મતના કાચ્યા હોય છે ( વધારે સંખ્યા એવાઓનીજ હોય છે) તેમને મારી નાખો તે તેમને મોહિત કરે છે, એટલુંજ નહિ પણ જ્યારે ડાહ્યા ડોહરાંઓનું જીગર પાછળ પડે છે, ત્યારે તેમની ઉપર વટીક તેમનો અમલ ચાલે છે. આથી પ્રજાસત્તાક

રાજ્યમાં હિમ્મતવાન માનવીઓએ અજાયબ પરાક્રમો કર્યાં છે એવુ આપણે જોઇએ છિયે. જે ઠેકાણે રાજા અને રાજ્યસભા છે, તે ઠેકાણે તેમનું ઝાઝું ચાલતું નથી અને પ્રજાસત્તાક રાજ્યમાં પેહેલાં પેહેલાં હિમ્મતવાન મનુષ્યની જેવી કદર થાય છે તેવી કદરશનાશી પાછળથી થતી નથી. કારણ હિમ્મતવાન માનવી ફલાણી વાત કરી બતાવીશ કહે છે તેમ કરી બતાવતો નથી. શરીરને દવાદારૂનો ઉપાય કરવાનો ડોળ ઘાલનારા જેવા નીમહકીમો હોય છે, તેમ રાજ્યની સ્થિતિ સુધારવાનું ડોળ ઘાલનારા વૈદો હોય છે. આવા લોકોને એક બે વખત યશ મળેલો હોય છે, તે ઉપરથી તેઓ બીજાં કામો પણ પાર ઉતારવા હિમ્મત કરે છે; પણ તેમની વિદ્યાનો પાયો સશાસ્ત્ર નહિ હોવાથી તેઓથી ઘણો વખત ટકી શકાતું નથી. હિમ્મતવાન માનવી તો કોઇ કોઇ વેળા એક પેગંબરી ચમત્કાર કરી બતલાવે છે. એક ધર્મ-પ્રવર્તકે એક વેળા પોતાના અનુયાયીઓને કહ્યું કે "ડુંગર માહારી પાસે ચાલી આવે એમ હું કરૂં છું; અને તે ચાલી આવતાં હું તેના શિખર ઉપર ચઢી મારૂં ફરમાન પાળનારા લોકોનાં કલ્યાણ માટે આપણે ઇશ્વરની પ્રાર્થના કરીશું !". લોકોને તે ખરૂં લાગ્યું; તેઓ એકઠા થયા. તેણે ફરી ફરી હાંકો મારી ડુંગરને પોતાની પાસે ચાલી આવવા કહ્યું; પણ ડુંગર હિલ્યો નહિ. એમ જોઇ આ ઇશ્વરનો પ્રિય માનવી જરાએ ગુસ્સે નહિ થતાં પશેમાન થઇ બોલ્યો, "ડુંગર જો મારી તરફ આવતો નથી તો બંદો ડુંગર તરફ જશે," તેજ પ્રમાણે એ લોક જ્યારે મ્હોટી મ્હોટી ડફાંસ મારે છે, અને બોલવા મુજબ બનતું નથી ત્યારે તેની ફજેતી થાય છે. ત્યારે "હં: એમાં શું ?" એમ

કદી બીજી વાતો તરફ વળે છે, અને પોતાને તે વાતનું કશું લાગતું નથી એમ બતલાવે છે.

ખરૂં જોતાં હિમ્મતવાન માનવીની બડાઇ જોઇ, જેઓ મ્હોટા વિચારી હોય છે તેમને મોજ પડે છે; અને અલફાતુઓને પણ હિમ્મતદારી કાંઇક અંશે હસવા જેવી દિસે છે. કારણ મુર્ખાઇનું જો હસવું આવે તો ભારે હિમ્મતમાં થોડી ઘણી મુર્ખાઇ પણ હોય છે, એ માટે શક નથી. વિશેષ કરી હિમ્મતવાન મનુષ્યની જ્યારે ફજેતી થાય છે ત્યારે મોજ પડે છે; કારણ તે વેળા તેનું મ્હો કેવું ઉતરી ગએલું અને નિસ્તેજ થાય છે, અને તે તેમ થવુંજ જોઇએ. કારણ જે શરમાઉ છે તેને નાશીપાસ થવું પડતાં તેના મ્હોડાં ઉપરનું પાણી ઉતર ચઢ થાય છે, પણ તેવા પ્રસંગ પર હિમ્મતવાન મનુષ્યનાં મ્હો ઉપરનું તેજ એક વખત ઉતર્યું તે પાછું કદી આવતું નથી.

હિમ્મતવાન માનવીને ભવિષમાં પડનારાં સંકટો અને અડચણો જણાતી નથી. તે માટે માત્ર તે આંધળો હોય છે, એ ધ્યાનમાં રાખવું જોઇએ. એ થકી સલ્લાહ મસલ્લહત આપવા માટે હિમ્મતવાન મનુષ્ય કામનો નથી, કાંઇ બજાવવું હોય તો હિમ્મતવાન સારો. એ ઉપરથી એમ ઠરે છે કે, હિમ્મતવાન માનવી તરફ મુખત્યારીથી કામ સોંપવું નહિ; તેને બીજી પદવીનો અમલદાર બનાવવો, અને તેણે બીજાનીજ સલ્લા મુજબ વરતવું એજ તેને યોગ્ય છે; કારણ મસલ્લત કરતી વેળા ભવિષમાં આવનાર સંકટો જાણવાં એ સારૂં, અને બજાવતી વખતે તે જો (તે ઘણાંજ મ્હોટાં હોયા વિના) દેખાય નહિ એ સારૂં.

---

## (૧૩)

## ભલાઇ અને પરોપકાર બુદ્ધિ.

ભલાઇ એટલે માનવીનું કલ્યાણ કરવાની હોંસ. એનેજ ગ્રીક ભાષામાં "પરમાર્થ" એમ નામ આપેલું છે. પરોપકાર બુદ્ધિ એટલે જનનું કલ્યાણ કરવાની વાસના. આ વાસના મુજબ વર્તન રાખી લોકોનું કલ્યાણ કરવાની ટેવ પાડતાં તે ભલાઇનો ભંડાર બને છે. ભલાઇ એ ગુણ ઇનસાનનાં સર્વ ગુણોમાં શ્રેષ્ટ છે, કારણ તે ગુણ ઇશ્વરનો છે અને તે જો માનવીમાં નહિ હોય તો મનુષ્ય તદન નીચ, બુરો અને કંગાલ પદાર્થ બનશે, અને તેની કિંમત કીડી જંતુ કરતાં વધારે થશે નહિ. ભલાઇ અને ધર્મશાસ્ત્ર માહેલી પરહિત બુદ્ધિ એકજ; તેમાં ભૂલ થવાનો સંભવ છે; પણ અપરિમિતપણું થવાનો સંભવ નથી. અતિશય સત્તા મેળવવાની ફરે-સ્તાઓને ઇચ્છા થવાથી ફરેસ્તાઓને હાંકી મેલયા. * અતિશય જ્ઞાન મેળવવાની માનવીને ઇચ્છા થતાં મનુષ્ય પણ હાંકી મેલાયો †. પણ પરહિત બુદ્ધિ અતિશયપણું નથી, કારણ તેનાથી ફરેસ્તાઓને

*પોતાને ઈશ્વર કરતાં વધારે સામર્થ્ય હોવું જોઇએ એમ ફરેસ્તાઓની ખાહેશ થતાં તેઓ ઈશ્વર તરફ નાફરમાન થયા ત્યારે ઈશ્વરે તેમને આકાશમાંથી હાંકી મેળયા. એવી ખ્રિસ્તી ધર્મ ગ્રંથમાં કથા છે.

† ખ્રિસ્તી કથા મુજબ પ્રથમ આદમ અને ઈવના જોડાને પેદા કરી ઈડનનાં બાગમાં તેમને રાખ્યા. આ વેળા તેમને હોકમ કીધો હતો કે " આ બાગમાનાં સર્વ ફળ ખાજો પણ જ્ઞાનવૃક્ષનાં ફળ ખાશો નહિ." આ આજ્ઞા-તેઓએ માની નહિ. " જ્ઞાન વૃક્ષનાં ફળ ખાશો તો તમોને ઈશ્વર પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થશે. " એમ સાંપે કહેવાથી તેઓએ તે વૃક્ષનાં ફળો ખાધાં, ત્યારે ઇશ્વરે તેમને તે બાગમાંથી હાંકી મેળયા હતા.

અદેખાઇ અને અપક્રિયા ઉમજ થાય છે. બીજાની વિટંબના જોઇ એવા લોકોને મજાહ પડે છે, અને તેમનું કામ હમેશાં દુ:ખમાં ડાહામ દેવાનું હોય છે. લાઝારનો કોઢ* ચાહનાર કુત્રા જેવડા પણ તેઓ સારા હોતા નથી; પણ તાજા જખમ ઉપર ભમનારી માખો પ્રમાણે તેઓ હોય છે. તેમને માનસોનો કંટાળો હોય છે; લોકોને જેર કરવા એજ તેમનો હમેશાં ચાલુ ઉદ્યોગ હોય છે, પણ એકાદ જેર થએલો મનુષ્ય જો છવ આપવા તૈયાર થયો તો ટીંગાઇ રહેવા માટે, "ટિમોન"† પ્રમાણે તેઓ એક ઝાડ સુદ્ધાં રાખતા નથી. આવી પ્રકૃતિનાં માનવી ઇન્સાનીયત મીજાજને માત્ર અપવાદ છે; તથાપિ, મ્હોટા રાજદુવારી પુરૂષ બનવા તેઓ અતિ ઉત્તમ. તેઓ ગોળ લાકડાં પ્રમાણે હોય છે. ખુણાદાર લાકડાં વાહાણ બાંધવા માટે સારાં; કારણ વાહાણને ઝોકા ખાવા માટે બનાવેલું હોય છે, પણ તે ઘેર બાંધવાના ઉપયોગનું નથી; કારણ ઘેર તો સ્થિર રહેનારાં છે.

ભલાઇની નિશાનો અનેક છે, અને જૂદી જૂદી નિશાન જૂદા જૂદા સ્વભાવ દર્શાવે છે. જો કોઇ મનુષ્ય પારકા સાથે મમતા તથા આદરસત્કારથી વર્તે છે, તો તે વિશ્વ કુટુંબી છે એમ સમજવું;

*લાઝારસનો કોઢ—બાઇબલમાં એવી કથા છે કે; "કોઇ એક શ્રીમાન ગ્રહસ્થ હતો, તે હમેશાં કિમતી વસ્ત્રો પેહેરી ઉંચા પકવાનો ખાતો. તેના બારણા નજદીક એક લાઝારસ નામે કંગાલ ભીખારી પડી રહેતો તેનું શરીર કોઢથી ભરાયલું હતું, અને ત્યાં અછીશ કટકા મળે તે માટે ત્યાં પડી રહેતો. કેટલાક કુતરાએ આવી તેનું શરીર ચાટયું; પણ તે શ્રીમંત ગ્રહસ્થે તેની પરવા કરી નહી. પછી બેઉ મરણ પામ્યા. લાઝારસ સ્વર્ગે ગયો અને શ્રીમાન ગ્રહસ્થ દોજખમાં પડયો.

†એથેન્સ શેહેરમાં 'ટીમોન' નામનો એક ક્રૂર શખસ રહેતો હતો. તેણે એવો તો ત્રાસ વર્તાવ્યો કે, જેઓ ફાંસો ખાઇ મરવા તઇયાર થતા, તેમને ફાંસો ખાઇ ટીંગાવા માટે એક પણ ઝાડ રહેવા દીધું નહોતું.

ના; તેને જવનાજ દાણા મલવાથી વધારે આનંદ અને સુખ થશે. ઇશ્વરના દાખલા ઉપરથી શિક્ષણ લો; " તે ન્યાયી અને અન્યાયી લોકો ઉપર વર્સાદ વર્સાવે છે, અને સૂર્ય પ્રકાશ પાડે છે; " પણ સંપતિ, અધિકાર, અને ગુણ એ સર્વ માનવીને સરખાં આપતો નથી. સાધારણ ફાયદા સર્વેને આપવા, પણ વિશેષ પ્રકારના ફાયદા પાત્ર જોઇ આપવા, અને તસવીર ચિતારતાં અસલ નમુનો ભગ્ન નહિ થાય તેની ચોંપ રાખજો: કારણ અમારી પોતા ઉપરની માયા એ ઇશ્વરે નમુનો કીધો છે; પડોશી ઉપરની પ્રીતિ એ તદન તેની તસવીર છે. "તાહરૂં સર્વસ્વ વેચી તું ગરીબોને વેંહેંચી આપ અને મારી પાછળ ચાલ." * "પણ માહરી પાછળ ચાલવું હોય તો સર્વસ્વ વેચી નાખ નહિ તો વેચતો ના." અર્થાંત પૈસાની મદદથી જેટલો પરોપકાર કરી શકાશે તેટલો સાધુ બન્યાથી અમે કરીશું, એવી તમારી ખાતરી હશે તોજ ગરિબી સ્વિકારશો, નહિ તો નાળાને પાણી પુરૂં પાડતાં પાડતાં ઝરો સુક્કો બનાવશો. સારી વિચાર શક્તિથી નિયમિત એવી પરોપકારની ટેવ હોય છે એમ નહિ; તો કેટલાક માનવીમાં તે વિષે સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે, તેમ બીજા પક્ષમાં સ્વાભાવિક દુષ્ટ બુધ્ધિ હોય છે. કારણ એવા પણ લોકો છે કે, જેમને બીજાનું સારૂં ગમતું નથી. આ દુષ્ટ બુદ્ધિ જો પ્રબળ નહિ હોય તો તેનાથી તરકડાપણું, અથવા નીચપણું, અથવા આડાઇ, અથવા દુરાગ્રહ અથવા તેવુંજ કાંઇ પણ ઉત્પન્ન થાય છે. પણ તે પ્રબળ હોય તો તેનાથી

* એક શ્રીમંતે જ્યુજસ ખ્રાઈસ્તને પુછ્યું "તારણ કરવા હું શું કરૂં ?" પેગંબરે ઉપલો જવાબ આપ્યો હતો.

કાર નરમ પડે છે, અને લોકોની આંખો રાજ્ય ઘરાણા તરફ ઓછી ખેંચાતી નથી. પ્રજાસત્તાક રાજ્યને અમીરોની ગરજ હોતી નથી. જ્યાં અમીર ઉમરાવોનાં ખાનદાનો છે, ત્યાંના કરતાં પ્રજાસત્તાક રાજ્યમાંની પ્રજા વધારે શાંત હોય છે, અને ફેસાદ કરવામાં એટલા તૈયાર હોતા નથી, કારણ એવા રાજ્યમાં પ્રજાની નજર કામકાજો તરફ હોય છે; વ્યક્તિ માત્ર તરફ નથી હોતી; અને વ્યક્તિ માત્ર તરફ હોય છે તો તે કામના સંબંધથી હોય છે; આ વ્યક્તિ પુરાતમ ખાનદાનમાંની હોય તેથી નથી હોતી. સ્વિસ લોકોમાં ધર્મભેદ પુશકળ છે, અને તેમના દેશનાં પ્રગણા પણ પુશકલ હોય છે; તોય તેમનું રાજ્ય નિયમિત ચાલુ છે. એનું કારણ એ છે કે, વ્યક્તિ સંબંધનો વિચાર તેઓમાં નથી; સાર્વજનિક ઉપયોગિતા એજ તેમને એકમન બનાવનારી ગ્રંથિ છે, નેધરલેંડ દેશમાં* એકમતથી રહેતો પ્રાંત છે, તેમનું રાજ્ય ઉત્તમ પ્રકારે ચાલે છે; કારણ ત્યાં સર્વે જણા સરખા દરજ્જાના હોવાથી દરેક વાતનો નિઃપક્ષપાતથી વિચાર કરવામાં આવે છે, અને કર વગેરે ભરવાનાં તે ત્યાંના લોકો વધારે સંતોષથી ભરે છે.

રાજ્યમાં મ્હોટા અને પ્રબળ એવા ઉમરાવો હોય તો વૈભવ વધારે દેખાશે, પણ તેની સત્તા ઓછી થશે. પ્રજામાં ચંચળાઇ અને ઝડપ ઉત્પન્ન થાય છે; પણ તેમની સંપતિની હાની થાય છે. ઉમરાવોની સત્તા રાજાની અથવા ન્યાયાધિશોની સત્તા કરતાં વધારે મ્હોટી હોવી નહિ જોઇએ; પણ તેમનો દરજ્જો એટલો ઉંચો હોવો જોઇએ કે, નીચ લોકોની બદમાશી એકદમ રાજા સનમુખ જવા પેહેલાં તે તેમની ઉપર અથડીને ભાગી જાય.

*નીકોલસ માકીઆવેલી—એક ઇટાલીયન ગ્રંથકાર.

ભૂમિપ્રદેશથી જેમ એક ટાપુ જૂદો પડે છે, તેમ તે પુરૂષનું મન માનવી કુટુંબથી જૂદું હોય છે, એમ સમજવું. બીજાનું દુઃખ જોઇ જો તેને કરૂણા આવતી હોય, તો તેનું હૃદય એક પ્રકારનાં સુગંધી ઝાડ પ્રમાણે છે એમ સમજવું. આ ઝાડ સુગંધ આપે છે ત્યારે પોતે જખમી બને છે. તો જો ગુન્હાની માફી સેહેજ રીતે કરી શકતો હોય તો એમ સમજવું કે, તેનું જીગર અપકાર ગ્રહણથી છેટે છે. આથી તેને અપકાર પુગશે નહિ. તે જો નાહના ઝીણા ઉપકાર માટે કૃતઘ્ન હશે તે એમ સમજવું કે, તે માનવીનાં મનના મ્હોટાપણા તરફ જુવે છે, તેનાં કૃત્યની બારકાઇ તરફ જોતો નથી. પણ જનનું કલ્યાણ કરવા માટે પોતાનું નુકસાન ખમનારો જો તે હશે તો એમ સમજવું કે, તેનામાં ઇશ્વરી ગુણનો સારો અંશ છે.

## ( ૧૪ )

## અમીર ઊમરાવ અથવા કુલીનપણું.

અમીર લોકો એઓ પાદશાહનાં એક અંશ છે, એવી નજરે પેહેલે વિચાર કરીએ. પછી અમીરી એ કેટલાક લોકોની હાલત છે એવી આંખે વિચાર કરીશું.

જે રાજ્યમાં તદન અમીર નથી, તે રાજ્ય જુલ્મી હોવું જોઇએ. દાખલા તરીકે તુર્ક લોકોનું રાજ્ય.* અમીર હોય તો રાજ્યનો અધિ-

* તુર્કસ્તાનનાં રાજ્યમાં અમીરો હોતાં નથી એ બેકને શા ઉપરથી કહ્યું હશે એ કોણ જાણે. કદાચ ચંગીજખાન, તઇમુરલંગ જેવા કેટલાક વિજેતા નાહની હાલતથી એક દમ મ્હોટાઈએ પોંહચી તેઓએ બળીયા ઉમરાવોનું જોર અગાઉ તોડી નાખવાથી તે વખતનાં તુર્ક રાજ્યમાં ઝાઝા બળવાન અમીરો નહી હોય અને તેથી સરદારો અને સીપાઈઓનો દોર વધારે હશે એ ઉપરથી અનુમાન કાઢ્યું હોય.

અને જે એકજ પગથી ઉપર સ્થિર છે, તેમને બીજાઓ ઉપર ચઢતો જોઇ તેની અદેખાઇ કર્યા વિના રહેતા નથી.

અમીર લોકો અને બીજા લોકો, એઓ વચ્ચે મ્હોટો અંતર હોવાથી, અમીરોની અદેખાઇ કરવામાં આવતી નથી; કારણ અદેખાઇ ઉપજવા સરખાઇ હોવી જોઇએ, અને અમીરોને માન મરાતબ અગાઉનાજ મળેલા હોવાથી માન માટે તેમની અદેખાઇ થતી નથી.

જે રાજાની દરબારમાં બાહોશ ઉમરાવ હોય છે, તેમની પાસેથી કામકાજ કરાવવાની સગવડ મળે છે અને તેમના હાથે કામ પણ નિયમિત થાય છે. કારણ પ્રજા વર્ગ તેમનું ચુપકીદીથી સાંભળે છે. લોકોને લાગે છે કે, હોકમ કરવાનો એમને કાંઇક અંશે હક્કજ મળેલો છે.

---

## (૧૫)

## દંગા અને ફેસાદ.

રાજ્યમાં ટંટાફેસાદ થવાના કયા કયા હિંગામ હોય છે તે પ્રજા રક્ષકોને જાણવાની જરૂર છે. જે પ્રમાણે વિષુવ ઉપર સુર્ય જવાના વખતે મ્હોટાં મ્હોટાં વાદળાં થાય છે, તેજ મુજબ રાજ્યમાં સઘળે સમાનતા થતાં ફેસાદ થવાના સંભવ વધારે રહે છે, અને જે પ્રમાણે વાદળ થવા આગમજ એક પ્રકારનો સુસવાટ ફુંકે છે, અને સમુદ્રનું પાણી અંદર અંદર ઉછળે છે, તેજ મુજબ રાજ્યમાં ગડબડ થવા આગમજ સુચક ચિન્હો જણાય છે. રાજ્યકર્તાની નિંદા અને તેના વિશે મર્મમાં ભાપણ ઉપરા ઉપર-અને ખુલ્લાં બોલાય છે; તેજ મુજબ

રાજ્યમાં ઉમરાવોની સંખ્યા મોટી હોય છે તો રાજ્ય કંગાલીયતમાં ડુબે છે અને રાજ્ય કારોબારમાં પણ ગેરબંદોબસ્ત વધે છે. કારણ તેમને બેહદ પૈસા ખર્ચવા માટે જોઇએ; અને કાલાંતરે તેઓમાંના ઘણાએક દ્રવ્યહીન થયા વિના રહેતા નથી. એટલે પછી તેમની મ્હોટાઇ અને ટેક એમનો મેળ રહેતો નથી.

હવે અમીરી એ કેટલાક લોકોની ઐહિક સ્થિતિ છે, એ સંબંધમાં વિચાર કરીશું. એકાદ જુનો કિલ્લો, અથવા જુની અને ભાગેલી ઇમારત, અથવા એકાદ પુરાણું જુનાટ વૃક્ષ, એ જોતાં આપણા મનમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે. એમ છે તો જે પ્રાચીન ખાનદાન કાલચક્રના દોરમાંથી બચી રહેલું હોય તે જોઇ આપણી પૂજ્યબુદ્ધિ કેટલી બધી તેજ થશે ? કારણ નવી અમીરી સત્તાથી બનાવેલી છે; પણ જુની અમીરી કાલક્રમે બનેલી છે.

જે પુરૂષો પેહેલાંજ અમીરી—પદે ચઢે છે તેઓ ઘણાખરા ગુણી હોય છે, તેટલા તેમના વંશજ હોતા નથી. પણ તેઓ તેમનાં વંશજો જેટલા નિર્દોશ હોતા નથી. કારણ, સત્કૃતિ અને દૂષ્કૃતિ એમનું મિશ્રણ થયા શિવાય માનવી ઘણુંકરી વધતો નથી. એમ હોય તો તેમનાં ગુણોની યાદ તેમનાં વંશજોને રહેવી જોઇએ, અને તેમની ખાંમી તેમની સાથેજ દટાઇ જાય, એજ સારૂં છે.

જેઓ બાપેદાદે કુલિન છે તેઓથી ઉદ્યોગ થતો નથી એવો સાધારણ ચાલુ નિયમ છે; અને જે ઉદ્યોગી નથી તે ઉદ્યોગી માનવીની અદેખાઇ કરે છે. શિવાય જે અમીરી દરજ્જે પુગેલો છે તેને તે કરતાં ઉંચે ચઢવા જગ્યા રહી નથી; તેને ત્યાં સ્થિરજ રહેવું જોઇએ

વળશે તો વાહાણની એકજ બાજુએ અધિક વજન થતાં જેમ વહાણ ડુબે છે તેવીજ રાજ્યની હાલત થશે." ફ્રાન્સ દેશમાં ત્રીજા હેન્રિના રાજ્ય અમલમાં આ બીના વધારે સ્પષ્ટ જણાઇ આવી હતી. તે રાજાએ પ્રોટેસ્ટંટ લોકોનો નાશ કરવા માટે જે એકસંપી કરી, તે થોડા દિવસ પછી તેની ઉપરજ ઉલટી પડયું, અને એમ બનવું સ્વાભાવિક છે. કારણ રાજા જો પોતાનું વજન એકજ પક્ષની બાજુમાં વધાર્યા જશે અને રાજસેવા ધર્મ સંબંધ કરતાં બીજો સંબંધ વધારે મજબૂત હશે, તો રાજ્યની સત્તા ઓછી થશે, એટલુંજ નહિ પણ કોઇ પ્રસંગે તેમને પદભ્રષ્ટ પણ થવું પડશે.

એજ મુજબ અપસ અપસમાં કલહ, તડાં અને ટંટા બખેડા એ ખુલ્લી રીતે બદમાશીથી થવા માંડશે, તો સરકારનો ભય નિર્મૂળ બનવાનું તે એક ચિન્હ છે. રાજ્યમાંના મ્હોટા લોકોની ગતિ ગ્રહોની ગતિ જેવી રહેવી જોઇએ. ગ્રહોની પોતાની ચાલ ધીમી છે; પણ તે બીજા ગ્રહોની ગતિમાં મળતાં જલ્દી ચાલે છે. ( એવી પ્રાચીન લોકોની સમજ છે. ) પણ મ્હોટા લોકોની પોતાની ગતિ જો ઝડપવાલી તથા રાજા વિષે ભુલકણી બનશે તો રાજ્યરૂપી ગ્રહમંડળમાં બગાડ થવાની તે એક નિશાની છે.

તેજ મુજબ રાજ્યનાં મુખ્ય સ્થંભ જે ધર્મ, ન્યાય, મંત્રી અને લક્ષ્મી તેઓ જો ઉલટી પડવા માંડે અથવા કમજોર બને, તો જરૂર બળવો થશે એમ સમજવું. પણ એવી ભવિષ્યવાણી કરવાનું છોડી આપણે બળવાનાં કારણો, તેમની ઉશ્કેરણી અને તેના ઉપાય એ ઉપર વિચાર કરીએ.

રાજ્યને બંદબેસ્તી એવી ખોટી ખબરો જ્યાં ત્યાં ફેલાય છે, અને સાંભળવા સમેત લોકો તે ખરી માને છે; આજ સંકટનાં કાંઇક ચિન્હો છે. અફ્વાની વંશાવળી આપતાં 'વ્હરજીલ' જણાવે છે કે "તે રાક્ષસોની બેહેન છે." જાણે કે અફ્વા એ થઇ ગયલા રાજદ્રોહનું અવશેષ છે; પણ ભવિષમાં થનાર રાજદ્રોહના એ પૂર્વ લક્ષણો પણ છે. તથાપિ રાજદ્રોહનાં ટંટાફેસાદ અને રાજદ્રોહની અફ્વા એઓ ભાઇ બેહેનો છે, એ તે જે કહે છે તે તદન ખરૂં છે. તેમાં ફરક એટલોજ છે કે, પેહેલો પુલ્લિંગ ને બીજો સ્ત્રીલિંગ. ઘણુંકરી રાજ્યકર્તાનાં ઉત્તમ અને વખાણવા લાયક કામો કે જેનાથી સંતોષ ઉપજન થવોજ જોઇએ, એવાં હોવા છતાં તેને લોકો નામ રાખે છે અને તેનો બીજોજ અર્થ ઉઠાવે છે; એમ થતાં તો રાજદ્રોહનું પૂર્વ ચિન્હ સમજવું. કારણ અસંતોષ મ્હોટો છે એ તે ઉપરથી સિદ્ધ થાય છે. પેલી ખોટી અફ્વાઓ જો કે સંકટ સુચક હોય છે છતાં તેઓને જ્યાંને ત્યાં દાબી નાખતાં સંકટ દૂર થાય છે એમ નથી; તેમની તરફ દુર્લક્ષ કરવાથીજ તેઓ અનેક વખતે પોતાની મેળે દબાઇ જાય છે; અને તે બંદ કરવા જતાં ઘણા દિવસ માત્ર રહે છે. તેમજ સરકારના હોકમ ઉપર તકરાર કરવી, કારણ જણાવવાં, ટીકા કરવી ઇત્યાદિ પ્રકાર એ પ્રજા ધર્મ તોડવાના અને નાફરમાની બતાવવાના પ્રયત્ન છે અને હોકમ કરનારા જો બિહીતાં બિહીતાં સમજાવી પટાવી બોલવા માંડશે અને વિરૂદ્ધ પક્ષનાં હિમ્મતથી બોલવા માંડશે તો તે ચિન્હ વધારે ફેસાદનાં સમજવાં.

'મૅકિયા વ્હેલી' જણાવે છે તેમ, "રાજાએ તમામ રૈયતના મા બાપ બનવું જોઇએ. તેમ નહિ થતાં તેઓ જો એકજ પક્ષ તરફ

વધારે ભય, અને ગેરશિસ્ત હશે તો એથી દેહશત, એમ સમજવું નહિ. કારણ લોકોને એટલી સમજણ ક્યાંથી ? તેઓમાં વિચાર કરતાં અવિચાર વધારે હોય છે, અને કોઇ કોઇ વેળા તેઓ પોતાના લાભ ઉપર પણ લાત મારે છે. તેજ મુજબ ખેદયુક્ત વાતોથી અસંતોષ ઉત્પન્ન થાય છે, તેમના નાહના મ્હોટાપણાનાં પ્રમાણ ઉપરથી તેમાંથી થનાર અનર્થની તુલના કરી શકાય છે; કારણ કે જે વાતોથી કલેશ થાય છે, તે જો કે નાહની હોય અને તેનાથી થનાર ત્રાસ ઓછો લાગતો હોય, તોય જો તેનાથી ડર ઉત્પન્ન થાય છે, તો તેજ અલ્પ વાત અનર્થને કારણ થશે. કહેવત છે કે " દુઃખની સીમા છે, પણ બિહીકની સીમા નથી. " શિવાય જુલ્મી અમલમાં જે વાતોથી અસહ્ય કંટાળો ઉપજે છે તે વાતો હિમ્મતને નાહિમ્મત બનાવનારી હોય છે, આથીજ બેહદ કલેશ થતો હોય અને મનમાં આગ બળતી હોય તો તે મનમાંની મનમાંજ રહે છે. પણ બિહીકની વાત તેવી નથી, રૈયતને ભય ઉત્પન્ન થતાં તે પ્રજા જીવ ઉપર ઉદાર બને છે. તેમજ, અસંતોષ અનેક વખત થયા છતાં અથવા તે લાંબો વખત રહ્યા છતાં તેનાથી કાંઇ સંકટ નહિ પડવાથી રાજા અથવા સરકારે બેફીકર રહેવું નહિ. દરેક બાષ્પ તુષારથી અથવા પવનની લેહેરીથી વાદળાં જમાવ થતાં નથી એ વાત ખરી, પણ ઘણાં વાદળો ઉપરા ઉપર વિખેરાઇ જતાં, એકાદ સેવટે કદાપી વરસીયા વીના રહેતો નથી, એ પણ વાત ખરી. સ્પેનિશ લોકોમાં એક કહેવત છે કે " તાણેલી દોરી સેવટે સેહેજ ખેંચ્યાથી તુટે છે. "

**ફેસાદનાં કારણો અને પ્રવર્તકો છે તે આ–ધર્મમાં ફેરફાર,**

**બળવાનાં કારણો વિષે**—આ વાતનો વિચાર બરાબર કરવો જોઇએ. કારણ બળવો દાબી દેવાનો ઉત્તમ ઉપાય કહીયે તો તેનું મૂળ નિર્મૂળ કરવાનું છે. નહિ તો બળતણની સામગ્રી તૈયાર થતાં તેમાં ભડકો લેનારી ચીનગારી કઇ તરફથી આવશે એનો નેમ નથી. બળવાનાં કારણો બે છે. એક અત્યંત દારિદ્રતા, અને બીજો અતિ અસંતોષ. એ જરૂર સમજવું કે, જેટલા બધા સારી સ્થિતિમાંથી ગરિબાઇએ પુગા છે તેટલા બધા બળવો કરવા માટે પોતાનું મત આપશે. રોમમાં અપસમાં લઢાઇ થવા પેહેલાંની સ્થિતિ 'લૂક'ને આ મુજબ વર્ણન કરેલી છે. "વ્યાજ વટાવનો ધંધો અતિશય વધતાં તેનુ ભંડોળ ટુંક વખતમાં એકાએક વધી જવા માંડ્યું. લોકોમાં વિશ્વાસ નિર્મૂળ થયો, અને ઘણાકોને લઢાઇ ફાયદાકારક થઇ."

"ઘણાકોને લઢાઇ ફાયદાકારક થઇ પડી" એટલે રાજ્યમાં દંગા ફિસાદ કરવાની પ્રવૃતિ ઉત્પન્ન થઇ એવું ખાસ સમજવું, અને ઉંચી પદ્વિના લોકો ધનહીન હોઇ હલકી પદ્વિનાં લોકો જો અન્ન વસ્ત્રને મોહતાજ થએલા હોય તો પછી ભારે અનર્થ ગુજરશે એમ સમજવું. કારણ સર્વ બળવામાં પેટનો ફેસાદ ભારે ખરાબ હોય છે.

અસંતોષના સંબંધમાં એટલુંજ જણાવવાનું છે કે, જે પ્રમાણે આપણા શરીરમાંનો રસ કોઇ કોઇ વેળા અત્યંત સંતપ્ત બને છે, અને શરીરમાં અગ્ન સળગાવે છે, તેજ મુજબ અસંતોષ વધતાં રાજ્યની તેજ દશા થાય છે. અસંતોષને લીધે કેવું સંકટ ગુજરશે એનું પ્રમાણ અસંતોષના ખરા સ્વરૂપ ઉપરથી અથવા ગેરશિસ્તપણા ઉપરથી ઠેરવવું નહિ, એટલે અસંતોષ રાસ્ત હશે તો તેનાથી

અમીર ઉમરાવ અને બીજા મ્હોટા લોક અને અમલદારો એમની સંખ્યા બીજી પ્રજાના માનથી જો વધારે થશે તો રાજ્ય જલ્દીજ દૈન્ય દશાએ પુગશે. તેજ પ્રમાણે, ધર્મોપદેશકોની સંખ્યા એકદમ વધતાં તેમજ થશે; કારણ તેઓ કાંઇ કમાતા નથી; અને પ્રજા દ્રવ્યમાં કાંઇ ભરતીયું કરતા નથી. તેમજ નોકરીઓ કરતાં ચાકરી કરનારા વિદ્વાન વધારે થતાં એવીજ દશા થાય છે.

દેશની સંપતિ વધે છે તે ઘણુંકરી પરદેશથી ખેંચાઇ આવે છે એ ધ્યાનમાં રાખવું જોઇએ, કારણ એકને ખોટ ગયા વિના બીજાને નફો થતો નથી. આથી પરદેશ સાથે વેપાર કરવા તરફ વધારે ધ્યાન આપવું જોઇએ. એક દેશ બીજા દેશને ત્રણ વસ્તુઓ વેચે છે. તે આ મુજબઃ– દેશમાં ઉત્પન્ન થનારો કાચ્ચો માલ, દેશમાં બનેલો માલ, અને માલ લાવ લઇજાવ કરવાનાં વાહનો (વાહાણો, આગબોટ, આગગાડી અને ગાડીઓ); આ ત્રણ પદાર્થનો વેપાર વગર હરકતે ચાલતો હોય તો "ઉધાનની ભરતી" પ્રમાણે દેશમાંની સંપતિ વધશે. અનેક વેળા એમ બને છે કે માલમસાલા કરતાં કારીગીરીની કિંમત વધારે અંકાય છે, એટલે કોઇ દેશમાં સ્વાભાવિક ઉત્પન્ન થનારો કોઇ માલ નહિ હોય તોય ત્યાંના લોકો જો મહેનતુ અને ઠીકસબી છે અને તેમની પાસે ઉપર જણાવ્યા મુજબ સાધનો છે, તો કાચ્ચા માલની કિમ્મત કરતાં તેઓ વધારે દ્રવ્ય મેળવશે. દાખલા તરીકે નેધરલેંડ લઇએ. આ દેશમાં સ્વાભાવિક ઉત્પન્ન થનાર કાચ્ચો માલ કાંઇ નથી; છતાં ત્યાં કારખાનાં વગેરે ઉત્તમ પ્રકારનાં હોવાથી તે દેશ શ્રિમંત છે.

રૈયત ઉપર કર, કાયદા અથવા લોકાચારમાં ફેરફાર, રૈયતના હકની પાયમાલી, બધે જુલમ, અયોગ્ય મનુષ્યની ચઢતી, પરદેશી લોકોનું આગમન, દુષ્કાળ, નોકરી ઉપરથી ઓછા કરેલા સિપાઇ, જીવ પર ઉદાર થએલાં તડાં; અને જે જે કાંઇ લોકોને દુઃખ થાય છે; અને જેના જેનાથી પ્રજા એકસંપીમાં જોડાય છે; તે તે સઘળાં બળવાનાં કારણો છે.

હવે ઉપાય—એટલે જે કાંઇ સાધારણ ઉપાય છે તે જણાવીશું. પણ કયા પ્રસંગે કયો ઉપાય લાગુ પડશે એ કહેવાઇ શકાતું નથી. જેવો રોગ હોય તેવો ઉપાય કરવો જોઇએ. તે વિષે નીયમ બાંધી શકાતો નથી. પ્રસંગ જોઇ ઉપાય કરવો જોઇએ.

પેહેલો ઉપાય કહીએ એટલે, ઉપર જે ફેસાદનાં મુખ્ય કારણો જણાવ્યાં તે હરએક કોશેષથી દૂર કરવાં એ છે, તે કયા તો રાજ્યમાના જુલમ અને દારિદ્રતા એ દૂર કરવાના પણ ઉપાય કહું છું:—નવા નવા વેપાર ધંધા શરૂ કરવા; કળા કૌશલ્યાને ઉત્તેજન આપવું; આળસાઇ તજવી; અનિતી અને ઉડાઉપણું બંધ કરવું; જમીનમાં સુધારો કરવો; બજાર ભાવ ઠેરવવો; કર વગેરે માપ્કસરના રાખવા વગેરે સાધારણ નિયમ કહેલા છે. રાજ્યમાં ઉપજીવિકાનાં જેટલાં સાધનો છે તે કરતાં પ્રજાની સંખ્યા વધારે નહિ વધે તેનો ઇલાજ કરવો. પ્રજાની ગણત્રી સંખ્યા ઉપરથીજ કરવાની નથી; કારણ લોકો જોકે સંખ્યામાં થોડા હશે તોય તે જો ઓછા કમાનારા અને વધારે ખચ કરનારા છે, તો તેઓ દેશને જલ્દીજ ભિખારી બનાવશે, અને લોકોની સંખ્યા જોકે વધારે હશે તોય તેઓ જો ઓછો ખર્ચ અને વધારે કમાનારા છે તો દેશનું તેટલું નુકસાન થશે નહિ. આથી

થવા દેવો નહિ.) કારણ, શરિરમાના બુરા વિકાર જખમદ્વારે બાહેર નિકળી જતા હોય ત્યારે તેને અંદરને અંદર દાબીએ અને જખમ વહેવા નહિ દેતાં અંદરને અંદર વહેવા દીધો હોય તો જેમ શરીર બગડી તમામ શરીર નહિ સુધરે તેવું અથવા તેવોજ બીજો કોઇ ભયંકર રોગ ઉઠે છે, તેમજ રાજ્યનું પણ બને છે.

અસંતોષના સંબંધમાં *'એપિમેથિયસ' નું કરવું 'પ્રોમિથિયસ' ને શોભવા જેવું છે; કારણ તેના કરતાં અસંતોષ ઉપર બીજો સારો ઉપાય નથી. એપિમેથિયસે, દુઃખ અને સંકટો બાહેર ઉડી નિકળતાં, છેલ્લે ઢાંકણ ઢાંક્યું અને પેટીનાં તળીયામાં આશાને રાખી.

પ્રજાને યુક્તિ યુક્તિથી એક નહિ ને બીજી આશા ઉપર રાખવી એ અસંતોષરૂપી ઝેરનો ઉત્તમ ઉતાર છે. રૈયતને ખરેખર સંતોષ આપયો નહિ હોય તોય, માત્ર આશા બતલાવવી જેથી સરકાર લોકોનાં મન પોતા તરફ ખેંચી લીયે છે, અને જે એવી રીતે કારોબાર કરે છે કે, કોઇ પણ દુઃખની વાત હોય તોય તેમાં કાંઇ પણ આશા બતલાવી તે અસહ્ય લાગવા દેતા નથી, એવી સરકાર ડાહ્યી, અને એમ કરવું કાંઇ કઠણ નથી, કારણ વ્યક્તિ થઇ અથવા રાજ્યમાં તડાં પડયાં હોય, તોય તે (તેમની આશા ઉપર વિશ્વાસ નહિ હોય તોય) આશાપર ભુલીયા વિનાં રહેતાં નથી.

* એપિમેથિયસ—પ્રાચીન કથા છે કે પૃથ્વી નિર્માણ થઇ તે વખતે ઇશ્વરે તેના સ્વાધીન (એપિમેથિયસને) એક પેટી આપી હતી, અને કહયું હતું કે "આ પેટી ઉઘાડતો ના." પણ પેટારામાં શું ચીજ છે એ જાણવા માટે એપિમેથિયસ ઉત્કંઠા દાબી શકયો નહિ. ત્યારે દેવતાની આજ્ઞા નહિ માનતાં તેણે પેટી ઊઘાડી; તે સમેત તેમાંથી નરેહવાર દુઃખો અને સંકટો બાહેર નિકળી પડી તમામ દુનિયામાં ફેલાયાં એ જોઇ તે પેટી તરતજ બંધ કીધી. આથી એટલું થયું કે, સર્વેની નીચે તળીયામાં આશા હતી તે માત્ર પેટીમાં રહી ગઇ.

એટલું થયા છતાં, દેશમાહેલી સંપતિ થોડા લોકોનાજ હાથમાં નહિ જળવાઇ રહે એવી યુકિત યોજવી જોઇએ. નહિ તો દેશમાં સંપતિ ધણી હોવા છતાં ત્યાંની પ્રજા અન્નને મોહતાજ થશે. દ્રવ્ય એ 'ખાતર' જેવું છે; તેને સર્વત્ર ફેલાવ્યા શિવાય તેનો ઉપયોગ થતો નથી.

હવે અસંતોષ દૂર કરવાનાં, નિદાન તેમની દહેશત દૂર કરવાનાં ઉપાય કહીશું. દરેક રાજ્યમાં બે વિભાગ હોય છે; મ્હોટા લોકો અને સામાન્ય પ્રજા. જો એઓમાંથી એકજ પ્રકારનાં લોકો અસંતોષી થશે તો તેમાં મ્હોટો ભય છે. કારણ સામાન્ય પ્રજાને મ્હોટા લોકોની ચેતવણી મલ્યા શિવાય તેઓ પોતે થઇ એખાદ સાહાસકર્મ કરવા ધજતા નથી; અને મ્હોટા લોકોની સંખ્યા નાહની હોવાથી, સામાન્ય લોકો લઢવા તૈયાર નહિ હોય તો, તેમનું જોર ચાલતું નથી. પણ હલકા દરજ્જાના લોકો કયારે ગડબડ મચાવશે અને આપણે તેમને કયારે મળી જઇએ, એવી તક મ્હોટા લોકો જોતાં બેસશે એટલે માત્ર તેમાં ભય છે એમ સમજવું. પ્રાચીન કવિ એવી એક વાત કહે છે કે "જે વખતે બીજા સર્વ દેવતા જ્યુપિટરના હાથ બાંધવા તૈયાર થયા તે વખતે જ્યુપિટરે પાલાસના કહેવા ઉપરથી હજાર હાથના "બ્રિચારિયસ"ને પોતાની મદદે તેડાવી મંગાવ્યો. તેણે આવી સર્વ દેવતાઓનો પરાજય કર્યો." એ રૂપક છે. એ ઉપરથી એટલોજ સાર નિકળેછે કે, સામાન્ય પ્રજાની પ્રિતી મેળવવામાં રાજ્યની તદન સલામતી છે.

અસંતોષને નિકળી જવા થોડી પણ જગ્યા આપવી એ એક ઉત્તમ ઉપાય છે; (એટલુંજ કે તેને મજબૂત અથવા શિરજોર માત્ર

તેને અત્યંત નડયું હતું. કારણ તેજ ડિકટોરીનો અધિકાર કોઇ પણ દિવસે તે છોડી દેશે એવીજ લોકોને આશા હતી તે ઉપલાં ભાષણથી તદન નિરમુળ થઇ. "સિપાઇઓને મેં પગાર આપી રાખ્યા છે, તેમને કાંઇ વેચાતા લીધાં નથી" એમ 'ગેલબા'એ કહ્યું, તે ઉપરથી તેનો નાશ થયો; કારણ પાદશાહ તરફથી સીપાઇ લોકોને બક્ષેસ તરીકે જે પૈસા મળતા હતા તે મળવાની તેમને નિરાશા ઉપજી. 'પ્રોબુસ' પાદશાહે કહેલું હતું કે "હું જો જીવતો રહ્યો તો રોમન રાજ્યમાં લશકરનું કાંઇ કારણ પડશે નહિ." તે ઉપરથી સિપાઇ લોકો નિરાશ બન્યા, એવા અનેક દાખલાઓ છે. આથી નાજુક કામમાં અને આણીબાણીના પ્રસંગ ઉપર રાજાએ જે બોલવું તે વિચાર કરી બોલવું. વિશેષ કરી ઉપર પ્રમાણેનાં નાહનાં વાકયો વધુ વિચારથી બોલવાં. કારણ તે બાણ પ્રમાણે ચારે તરફ પસરે છે; અને તે મનમાંની છુપી નેમ દર્શાવનારાં છે એમ સમજવામાં આવે છે. લાંબાં પીંજણ આપનારાં ભાષણો રસહીન હોય છે, અને તેની તરફ કોઇ ધ્યાન આપતું નથી.

છેલ્લે એટલું જણાવવાનું છે કે, ફેસાદ ઉઠતાં તેને શરૂઆતમાં-જ દાબી દેવા માટે રાજાનાં પક્ષમાં એક અથવા બે વધારે શૂરા પુરૂષો જોઇએ, નહિ તો બળવાની ખબર સાંભળવા સમેત ઘણું કરી દરબારીઓમાં બેહદ ગભરાટ ફેલાય છે, અને રાજ્યને ફટકો બેસે છે, પણ તે શૂર પુરૂષો વિશ્વાસુ માત્ર જોઇએ. તેઓ એકાદ પક્ષના અથવા પ્રજાપ્રિય નહિ જોઇએ; અને તેઓ રાજ્ય માંહેલા બીજા મ્હોટા માણસોની બરોબરીના હોવા જોઇએ, નહિ તો રોગ કરતાં દવા ભારે થશે.

અસમાધાન પ્રજા જેમની તરફ વળશે અથવા જેમની સરદારી તળે એકત્ર થશે, એવા લાયક પુરૂષ રાજ્યમાં કોઇ નહિ રહે એવી ખબરદારી પ્રથમથીજ રાખવી. લાયક પુરૂષ એટલે તે મ્હોટો હોઇ નામના પામેલો ને પ્રજાપ્રિય જોઇએ; તેની ઉપર અસંતોષી લોકોને વિશ્વાસ જોઇએ, તે તેમના ધ્યાનમાં સેહેજ ઉતરી શકવા લાયક જોઇએ; અને તે ખુદ પોતે અસંતોષી હોવો જોઇએ. એવા પ્રકારનો મનુષ્ય હશે તો તેને સરકારે પોતાના પક્ષમાં મજબુત અને ખરી રીતે મેળવવો. નહિ તો તેનાજ પક્ષમાંનો કોઇ એક તેનીજ જોડમાંના બીજા મનુષ્યને ઉભો કરી તેમની વચ્ચે મતફેર ઉત્પન્ન કરવાં; એટલે પેહેલાની પ્રજાપ્રિયતા ઓછી થશે. સાધારણ નિયમ જોતાં, જે પક્ષ અથવા ટોળી રાજ્યને પ્રતિકૂળ હશે તેઓમાં ફાટ પાડી અપસમાં દ્વેષ અથવા સેહેજ અવિશ્વાસ પણ ઉત્પન્ન કરાવવો. આ કાંઇ ખરાબ ઉપાય નથી. નહિ તો રાજપક્ષમાં કલહ અને તડાં, અને સામી પક્ષમાં એકમત અને ઐકયતા થઇ એટલે રાજ્યની પડતી દશા આવી સમજવી.

રાજ્યનાં કાંઇક જેહેનદાર અને માર્મિક ભાષણો અસંતોષ ઉત્પન્ન કરવાને કારણભૂત થયાં છે એમ જણાય છે.

*" સુલા" અક્ષર શતરૂ હતો અને તેને 'ડિકટેટોરી' † નું કામ ચલાવતા આવડતું નહોતું" એવું જે સીઝરે ભાષણ કર્યું તે

* સુલા અથવા સીલા—એક રોમન સેનાધિપતી. એણે અનેક કામો બજાવી સેવટે ડિકટેટોર બન્યો હતો. એની કારકીર્દિ ભારે જુલમી નિવડી હતી. એ અતિ દુરાચરણી પણ હતો.

† ડિકટેટોર—રોમન રાજયમાં પેહેલી શેહેનશાહાત લય પામતાં રાજય કારોબાર તપાસનારો જે મુખય આધિકારી હતો તેને ડિકટેટોરની સંજ્ઞા હતી.

કારણ અસંખ્ય નાહનાં નાહનાં પરમાણું અથવા નાહનાં નાહનાં જ્યાં ત્યાં વેરાયલાં બીયાંમાંથી, દૈવી નિયમ વીના, આ મુખ્ય અવસ્થા અને સૌંદર્ય એ ઉત્પન્ન થયાં એ ખરું માનવા કરતાં, ચાલુ અસ્થિર તત્વો અને એક અસ્થિર પાંચમું તત્વ એ અનંત કાલથી વ્યવસ્તાથી ગોઠવેલાં હોઇ તેમને ઇશ્વરની જરૂર નથી, એ હજાર ઘણું વિશ્વાસપૂર્વક છે.

ખ્રિસ્તી ધર્મ પુસ્તકમાં એવું લખેલું છે કે "મુર્ખ મનુષ્ય પોતાના મનમાં કહેછે કે, ઇશ્વર નથી." ઇશ્વર નથી એમ મૂર્ખના મનમાં આવે છે એમ લખેલું નથી. આ ઉપરથી એમ જણાય છે કે, મૂઢ મનુષ્ય પોતાના મનની સમજ મુજબ "ઇશ્વર નથી" "ઇશ્વર નથી"; એવો પાઠ ભરડીયા કરે છે, પણ તેના મનની ખાતરી તેવી હોય છે અથવા તેનો ભાવ તેવો હોય છે એવું જણાતું નથી; કારણ ઇશ્વર નહિ હતે તો તેને ફાયદો થયો હતે. એવા લોકો શિવાય બીજા કોઇ ઇશ્વર નથી એમ બોલતા નથી. નાસ્તિક મત ફક્ત હોઠ ઉપર હોય છે, હ્રુદયમાં હોતું નથી. એ એક વાત ઉપરથી સ્પષ્ટ દેખાય છે તે એ કે, નાસ્તિક લોકો હમેશાં પોતાના મત વિષે બોલીયા કરે છે. જાણે કે તેમની તેમને ખાતરી હોતી નથી અને બીજાનું અનુમત મળવાથી તેમને ધીરજ મળે છે. એટલુંજ નહિ, તોબી પંથ પ્રમાણે અનીશ્વરવાદી પણ પોતાના ચેલાઓ મેળવવાની કોશેસ કરે છે, પણ એ કરતાં પણ વધારે અજાયબ વાત એવી છે કે, કેટલાક નાસ્તિકો પોતાનો જીવ વટીક આપે છે; પણ ઇશ્વર છે એમ બોલશે નહિ, પણ ઇશ્વર નામે કોઇ ચીજ નથીજ એવી જો ખરેખર તેમની ખાતરી છે તો એટલી બધી ભાંજગડ તેઓએ શા માટે કરવી ? એપીક્યુરસે એવું

## ( ૧૬ )

## નાસ્તિક મત.

આ વિશ્વનો કોઇ ચલાવનાર નથી એમ માનવા કરતાં રોમન કેથોલિક ધર્મી લોકોનાં 'લિજેન્ડ' નામે સંતચરિત્રમાં, જયુ લોકોનાં "તાલમદ" ગ્રંથમાં અને મોહમેદન લોકોનાં 'અલ–કુરાન' ગ્રંથમાં જે દંતકથાઓ છે તે વટીક હું ખરી માનીશ. ઇશ્વરનાં સાધારણ કામો તેનું અસ્તિત્વ સિધ્ધ કરવા પુરતાં છે; આથીજ નાસ્તિક મતવાદીઓની ખાતરી કરવા માટે ઇશ્વરે અદભૂત ચમત્કાર કદી કરી બતાવ્યાં નથી. થોડું ઘણું તત્વજ્ઞાન પ્રાપ્ત થતાં માનવીના મનની વલણ નાસ્તિક મત તરફ વળે છે. એનું કારણ એવું છે કે, જયાં સુધી માનવીની નજરે ફકત પૃથક્ પૃથક્ પ્રત્યક્ષજ કારણો જણાય છે, ત્યાંસુધી માનવી ઊગર કોઇ કોઇ વેળા ગુંતાઇ રહે છે; તેની બીજી તરફ જે આદિ કારણો છે ત્યાં સુધી તે જતો નથી. પણ જયારે આવાં કારણોની હારમાળા તેની નજરે પડે છે, અને સાંકળીના બંધન મુજબ તે એકમેકમાં ગુંતાયલી હોય છે, એમ જયારે તેની નજરે પડે છે, ત્યારે આ સર્વ ઇશ્વરી કરામત છે અને તેનો નિયંતા ઇશ્વર છે; એવી તેની ખાતરી થાય છે, એટલુંજ નહિ તો જે પંથ ઉપર નાસ્તિકપણાનો ભારે આરોપ છે તેજ પંથ ધર્મ માટે વધારે દાખલો આપે છે; એટલે લુસિપ્પસ,* ડિમોક્રિટસ,† અને એપીકયુરસ ‡ એમનો પંથ.

* લુસિપ્પસ–એક ગ્રીક તત્વવેત્તા. એ ઝીનોનો શિષ્ય હતો.

† ડિમોક્રિટસ–ઝીનોનોજ શિષ્ય હતો. ઝીનો પોતે પરિમાણુવાદનો મુખ્ય સ્થંભ હતો. આ મત મુજબ આ જગ સુક્ષ્મ પરિમાણુનું બનેલું છે. તે પરિમાણુમાં ચલન શક્તિ કલ્પી, એટલે ઇશ્વરની ગરજ નથી.

‡ એપીકયુરસ–એક ગ્રીક તત્વવેત્તા. એનું મત એવું હતું કે, સર્વ કાંઈ નિસર્ગનું બને છે. ઈશ્વરની ઝાઝી જરૂર નથી, સુખ એજ કાંઈ તે પ્રાપ્ત વસ્તુ છે. એનો અર્થ તેના પંથમાંના લોકોએ બીજોજ કરી, ખાવું, પીવું અને મોજ કરવી, એજ જીંદગીનું સાર્થક, એમ માનતા હતા.

તત્વવેત્તાઓ એકમતથી સામા થાય છે. અંતર્નિષ્ટ એવો નાસ્તિક કોઇજ હોય છે. ઘણું થયું તો, એકાદ ડિયેગોરસ,* અથવા બાયન,† અથવા કદાચ લુશિયન ‡ એટલે થયું. એમ હોય તોય નાસ્તિકોની સંખ્યા ખરેખર છે તે કરતાં વધારે જણાય છે. એનું કારણ એવું છે કે, ચાલુ રેહલા ધર્મને અથવા ઇશ્વર ભોળાઇને જે કોઇ દોષ આપે છે તેને પ્રતિપક્ષનાં લોકો નાસ્તિક કહે છે. ખરેખર મ્હોટું ધર્મ ઝનુન કહીએ તો ઢોંગી લોકો, તેઓ ધર્મશિક્ષતાનો જાહેર સાલ્લો પેહેરે છે, પણ તેમના હૃદયને ધર્મતત્વનો સેહેજ પણ સ્પર્શ હોતો નથી.

નાસ્તિકપણાંનાં કારણો છે તે આઃ—ધર્મમાં અનેક પંથ થવા એ એક કારણ છે. ધર્મમાં બેજ પંથ હોય તો બેઉ પક્ષનાં લોકોમાં ઉલટ ઉત્પન થાય છે; પણ અત્યંત પંથ થતાં નાસ્તિકપણું દાખલ થાય છે. બીજું ધર્મ રક્ષકોનો અનાચાર, એટલે "સેન્ટ બર્નાર્ડ§" એણે વર્ણેલી હાલત થાય છે. તે કહે છે કે "જેવા લોકો તેવા ધર્મગુરૂ, એવું કેહવાને વટીક જગ્યા રહી નથી; કારણ લોકોનું સુધ્ધાં આચરણ નથી, તેવું ધર્મગુરૂઓનું આચરણ થયલું છે." ત્રીજું, ધર્મ વિષયોની અફરા તફરી કરવાની ટેવ; તેથી હળવે હળવે ધર્મ ઉપરનું

* ડિઆગોરસ—એ ડિમોક્રિટસનો શિષ્ય, એનું નામ નાસ્તિક પણ હતું.

† બાયન—સિથીયા પ્રાંતમાંનો એક તત્વવેત્તા એને ઇશ્વર ઉપર ઝાઝું એકીન નહોતું.

‡ લુશિયન—એક ગ્રીક ગ્રંથ કર્તા. એ રમુજી અને નિંદક હતો. એનાં લખાણો ઘણાં ખરા એવાજ ધોરણ ઉપર લખાયલાં છે.

§ સેન્ટ બર્નાર્ડ—એક ખ્રિસ્તી ધર્મ ઉપદેશક.

કહેલું છે કે "નેક આત્માઓ છે, પણ દુનિયાઇ ફેરફારની તેમને ફીકર નથી. તેઓ સ્વતંત્રપણે પોતાની જીંદગી ગુજારે છે." એમ એપિકયુરસે પોતાનું ખરૂં મત જણાવેલું નથી, એવો તેમની પર આરોપ છે. તેઓએ વખત કાઢી લેવા માટે ઉપલો વાકય કહેલો છે, પણ ઇશ્વર નથી એવુંજ તેમનું ગુપ્ત મત હતું, એમ કહે છે. પણ આ તેમની ઉપર નાહક બોહાતન છે. કારણ તેમનું બીજા એક ઠેકાણે વચન છે તે ગંભીર અને ખુલ્લું છે. તે કહે છે "કણબી માળીના દેવતા ખરા નથી એમ કહ્યાથી ઇશ્વર નિંદા થતી નથી; પણ ઇશ્વર વિષે ખેડુત માળીઓની જે સમજ છે તે ઇશ્વરને ઉદ્દેશી કેહવી એ માત્ર ઇશ્વર નિંદા છે." એ કરતાં *પ્લેટોએ પણ વધારે કહ્યું નહોતે; અને દુનિયાં ચલાવવામાં ઇશ્વરનો કાંઇ સંબંધ નથી, એમ તેણે હિમ્મતથી કહ્યું છતાં ઇશ્વર નથી એમ બોલવાની તેની છાતી ચાલી નહિ. પશ્ચિમ ગોલાર્ધમાંના ઇંડીયન લોકોમાં દરેક દેવતાના જૂદાં જૂદાં નામો છે; પણ ઇશ્વરનું તેઓમાં નામ નથી. જેમ મૂર્તિપૂજક લોકોમાં જ્યૂપિટર, એપોલો, માર્સ એ નામો હોય પણ ઇશ્વર એ શબ્દ નહિ હોય. આ ઉપરથી ખુલ્લું જણાય છે કે, જંગલી લોકોમાં વટીક ઇશ્વર માટે કલ્પના છે, પણ તેની શક્તિ અને તેનાં વીસ્તારની કલ્પના નથી. એજ મુજબ નાસ્તિક મત વિરૂધ્ધ જંગલી પ્રજા અને મહાન મહાન

* પ્લેટો—એક ગ્રીક તત્વવેત્તા; અને સોક્રેટીસનો ચેલો. એ મોટો વિદવાન અને સાચ્ચો આસ્તિક હતો. એનો જન્મ ઈ. સ. પુર્વે ૪૨૮ માં થયો હતો. એણે એક સમે સીસીલિનાં રાજા સનમુખ "સદગુણ તથા સદધર્મ વિષે ભાષણ કર્યાથી રાજાએ ક્રોધે ભરાઈ દેશનિકાલ કરતાં, એ ગુલામીમાંથી મુકત થઈ સંકટો વેઠતો અથેન્સ જઈ રહી ધર્મ નિતિ, રાજયમોક્ષ, વગેરે ગ્રંથ ગધમાં લખ્યાં હતાં. ત્યાંજ એ ૬૧ વર્ષની વયે મરણ પામ્યો હતો.

"હે, રોમન ગ્રહસ્થો, અમે અમારી ગમે તેટલી તારીફ કરીએ તોય કોઇ તે 'ના કરો' એમ કહેનાર નથી. પણ એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ. તે એ કે, અમે 'ગૉલ' લોકોને છત્યા તે બાજુના બળે નહિ, 'હિસ્પાની' લોકોને હરાવ્યા તે સૈન્ય બળે નહિ; 'પીની' પ્રજાને છતી તે ચાલાકીથી નહિ; ગ્રીક લોકોને તાબે કર્યા તે યુક્તિથી નહિ; અથવા ખુદ ઇટાલિયન અને લૅટીન પ્રજાને અમારા અમલ તળે આણ્યા તે અમે એક દેશના અને એક જાતના છિયે એવા બાહાનાથી નહિઃ પણ, અમારા દિલમાં ઇશ્વર ભક્તિ છે, ધર્મ આધીન છે, અને સંપૂર્ણ જગત અમર્ગ ઇશ્વરની કૃપાથી ચાલે છે એ સમજવાનું અમારામાં જ્ઞાન છે, આથીજ અમે સર્વ પ્રજાઓ ઉપર અને રાજ્યો ઉપર મોટાઇ તથા છત મેળવી છે."

---

## (૧૭)
## ધર્મભોળાઈ, અથવા ધર્માંધપણું.

ઇશ્વરને અયોગ્ય એવી સમજ ઇશ્વર માટે ધરાવનારા કરતાં તે વિષે તદનજ કાંઇ સમજ નહિ હોય એ સારૂં. કારણ તદનજ સમજ નહિ હોય એ ફક્ત નાસ્તિકપણુંજ થાય છે; પણ ઇશ્વર માટે ઉલટી સમજ ધરાવવી એ ઇશ્વરની વિટંબના છે, અને ખરેખર ધર્માંધપણું એ ઇશ્વરને કલંક છે. પ્લુટાર્કનું કહેવું પણ એવુંજ છે. તે કહે છે કે, "પ્લુટાર્ક નામે કોઇ એક મનુષ્ય હતો, તે પોતાનાં છોકરાં જન્મતાક્ષણેજ ખાઇ જતો હતો," એવું લોકોએ કહેવા કરતાં "પ્લુટાર્ક નામે કોઇ મનુષ્ય નહોતો એમ કહેવાય તો ઘણું સારૂં."

એકીન નિર્મૂળ બને છે, અને છેલ્લું કારણ વિદ્યાનો પ્રસાર,—વિશેષ કરી શાંતતા અને સમૃદ્ધિ થઇ એટલે; કારણ સંકટ સમયે અને વિપત્તિકાળે માનવીના જીગર ધર્મ તરફ વધારે વળેલાં હોય છે.

ઇશ્વર નથી એમ જે લોકો બોલે છે, તેઓ માનવીની મોટાઇ નષ્ટ બનાવે છે. કારણ શરીરથી માનવી પશુ જાતીય છે, અને તે આત્માદ્વારે જો ઇશ્વરનો સંબંધી નથી તો તે એક નીચ અને હીન પ્રાણી છે. તેમજ તે યોગે માનવીનું ઔદાર્ય અને આત્મઉન્નતીની શકયતા એ પણ નિર્મૂળ બને છે. કારણ કુતરાનો દાખલો લેવો. માનવી પોતાનું રક્ષણ કરે છે એમ તેને સમજાતાં તે કેટલી મોહોબત અને ફીદ્દાગીરી બતલાવે છે? કુતરાને માનવી ઇશ્વરનાં અથવા શ્રેષ્ટ પ્રાણીને જગે છે. માનવી આપણા કરતાં શ્રેષ્ટ હોય છે અને પોતાનું રક્ષણ કરવા સમર્થ છે એવું કુતરાને નહિ સમજાતું હતે તો તેના અંગે તેવી ફીદાગીરી આવતે નહિ, એ ખુલ્લું છે. તેમજ માનવી જ્યારે ઇશ્વર ઉપર આધાર રાખે છે અને તેની કૃપાથી પોતાનું સંરક્ષણ થશે એમ ખાતરીપૂર્વક સમજે છે, ત્યારે તેના અંગે એકીન અને હિમ્મત એ ઉત્પન્ન થાય છે. એમજ તે કાંઇ માનવી સ્વભાવમાં દાખલ થતું નથી. માનવીનું ઇન્સાનની નબળાઇમાંથી છુટી પોતાની ચઢતી કરવાનું સાધન નાસ્તિકપણાં યોગે નિર્મૂળ બને છે. કારણ નાસ્તિકપણું સઘળી બાબતમાં નિંદ્ય છે. જે નિયમ વ્યક્તિને લાગુ છે તેજ રાષ્ટ્રને પણ બંદ-બેસ્તો છે. રોમન લોકોમાં જેવી મનની મ્હોટાઇ હતી, તેવી બીજા કોઇ રાજ્યમાં નહોતી. રાજ્ય માટે 'સીસરો' * શું કહે છે તે જોઇએ.

* સીસરો—એક રોમન વકતા અને ગ્રંથકાર તથા રાજદવારી નર.

ઢોંગ, વંશપરંપરા ચાલતી આવેલી કથાઓ તરફ પરમપૂજ્ય બુદ્ધિ, સ્વહિત માટે ધર્મ ઉપદેશકોની લુચ્ચાઇ, સર્વશક્તિમાનની કરામત તરફ નહિ જોતાં તેના વિચારને બેહદ માન્યતા આપવી (એટલે કૃતિ ખરાબ અને નિંદ્ય હોય તોય તે કરવાનો હેતૂ જો સારો હોય તો તેની તારીફ કરવી.), ઇશ્વરી વાતો ઇન્સાની નજરે ગણવી, (આમ કરવાથી ખરાબ કલ્પના માત્ર વધારે વધે છે,) અને જંગલી જમાનો-મુખ્ય કરી દુઃખો અને સંકટો જેમાં વધારે તે.

ધર્માંધપણાં ઉપર અચ્છાદન નહિ હોય તો તે બદ રૂપ દેખાય છે. વાંદરો માનવી જેવો હોવાથી જેવો બદસૂરત દેખાય છે, તેવુંજ ધર્માંધપણું એ ધર્મશ્રદ્ધા જેવું દેખાય છે; આથીજ તે ઘણું ખરાબ છે; અને જે પ્રમાણે સારૂં માંસ હોવા છતાં તેમાં ઝીણા ઝીણા કીડા હોય છે, તેજ મુજબ શરૂઆતમાં સારા નિયમ અને સારા દાખલા હોવા છતાં ભવિષમાં તેના નાહના નાહનાં સંસ્કાર બની તેમાં નિંદ્ય પ્રકાશ દાખલ થાય છે.

ધર્માંધપણું તદનજ તજી દેવું એ પણ એક ધર્મઘેલાઇ છે. માનવીને જો એમ ભાસે કે, ચાલુ ધર્માંધપણું તજી તદન ઉલટી દિશાએ જવું તો તે પણ એક પ્રકારની ધર્મઘેલાઇ છે. આથી ખરાબ સાથે સારૂં પણ નિકળી નહિ જાય તે માટે સંભાળવું. સામાન્ય જનસમૂહ જ્યારે ધર્મ સુધારો કરવા માંડે છે, ત્યારે તે ખરાબ સાથે સારૂં પણ કાઢી નાખે છે.

'પ્લૂટાર્ક'નું કહેવું પ્રાચીન લોકોનાં 'સેટર્ન' દેવતાને માટે છે. આ દેવતા પોતાનાં છોકરાં જન્મતાક્ષણેજ ખાઇ જતો હતો, એવું કવિઓએ વર્ણન કરેલું છે. જેટલી દેવતાની વિટંબણા વધુ તેટલું ધર્માંધ લોકોનો બીજા લોકોને વધારે ભય. મનુષ્ય કદી નાસ્તિક બનેછે છતાં તેને સારા વિચાર હોય છે, તત્વજ્ઞાનની સમજણ હોય છે, સ્વભાવિક પૂજ્ય બુદ્ધિ હોય છે, કાયદાનો ડર હોય છે, આબરૂની દાઝ હોય છે. આથી ધર્મ નહિ હોય છતાં નાસ્તિક માનવીનું આચરણ, જન સંબંધમાં નીતિનું હોય છે, પણ ધર્મઝનુન તે સર્વનો ભંગ કરે છે અને મનુષ્યના મનમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરે છે. તેમનાં નાસ્તિકપણાંને લીધે રાજ્યોને દગો થયલો નથી. કારણ મોત પછી આગળ કાંઇ નથી એવું નાસ્તિક લોકોનું મત હોવાથી તેમને પોતાની જીંદગીનો કંટાલો ઉપજે છે; અને નાસ્તિકપણું શાંતતાના સમયમાંજ ઉત્પન્ન થાય છે. (આગસ્ટસ સીઝર પાદશાહના અમલમાં નાસ્તિકપણાંનો ફેલાવો થયો હતો. કારણ તે સમય શાંતતાનો હતો.) પણ ધર્મ ઘેલછાઇથી અનેક રાજ્યોની પાયમાલી થઇ છે.

ધર્માંધપણાંનો સાગર કહીયે તો સામાન્ય જન એઓ છે, અને ધર્મ ભોળાઇનાં કામમાં જ્ઞાનીઓ પણ મૂર્ખની પાછળ વધે છે અને પછી આપણે જે રૂઢીએ ચાલીયે છિયે તે બરાબર છે કે નહિ એ જોવાનું છોડી દઇ, તે રૂઢીના સમર્થનાર્થ કારણો અને કોટિક્રમ શોધી કાઢી કોઇબી રીતે બંધ બેસાડે છે.

ધર્માંધપણાંનાં કારણો મનને આનંદ પમાડનારાં અને વિપર્યને વધારનારાં ક્રીયાકામો, બાહેરનાં અત્યંત વેષધારી દેખાવ અને ભક્તિનાં

જોવા લાયક અને ધ્યાનમાં રાખવા લાયક વાતો કહીએ તો, તે રાજ્યોની દરબાર; મુખ્ય કરી પરદેશના એલચીઓની મુલાકાત થાય છે તેવા વખતનો દમામ; ન્યાય દરબારનો દેખાવ, ધર્મગુરૂઓની સભા; મંદીરો અને મઠ; તેમાં યાદગારીની રાખેલી ચીજો; નાહનાં મ્હોટાં શેહેરમાંની દેવાલ અને કિલ્લેબંદી; તેજ મુજબ બંદરો અને ગોદી; પ્રાચીનકાળની ચીજો; જુની પડત ઇમારતો, પુસ્તકાલય, પાઠશાળા, હોય ત્યારે વાદવિવાદ અને ભાપણો; વાહાણો; કાફલા, મ્હોટા શેહેર નજદીક દરબાર અથવા મોજ માટે બાંધેલા બગીચા–મેહેલો, તોપખાના, બરાખ, દારૂખાના, બેંકો, વખારો, ચપળ ઘોડેસ્વારો ઘોડા ફેરવે છે તે; પટાબાજીનાં ખેલ, સિપાઇઓની કવાયત, વગેરે; સારાં લોકો જાય છે તે નાટકો; જવાહિર અને કપડાનાં કારખાનાં; મોલ્યવાન અથવા અપૂર્વ પદાર્થનાં સંગ્રહસ્થાન,–એમનો શિક્ષકોએ અથવા નોકરે ચોકસ શોધ કરવો. મોજશોખનાં ઠેકાણાં, મેજબાનીઓ, લગ્નસરા, મરણ ક્રિયા, ફાંશી આપવાનો દેખાવ એ કહેવું જોઇએ એમ નથી; તે પણ જોયા વિનાં વિસરવું નહિ. જુવાન માણસે થોડું ફરી થોડા સમયમાં ઘણો અનુભવ મેળવવો એમ તમારા મનમાં હોય તો કહું છું તેમ કરવું જોઇએ.

પ્રથમ ઉપર જણાવ્યા પ્રમાણે સફરે નિકળવા પેહેલાં જે દેશમાં જે જનાર તે દેશની ભાપાનું તેને કાંઇ પણ જ્ઞાન થવું જોઇએ. તેમજ તે દેશની ખબર ધરાવનારો કોઇ નોકર યા શિક્ષક તેની સાથે રહેવો જોઇએ. તેણે તે દેશનો નકશો અથવા જેમાં તે દેશનું વર્ણન કરેલું હોય એવું એકાદ પુસ્તક સાથે રાખવું. તેના યોગે તેને જોઇતી સમજ અને ખબર જોઇએ તે મળશે. તેણે 'ડાયરી'

## (૧૮)
## સફર અથવા પ્રવાસ.

પ્રવાસ એ જુવાનીયાઓના શિક્ષણનો એક ભાગ છે; અને મોટી વયના પુરૂષોને અનુભવ મેળવવાનો તે એક માર્ગ છે. બીજા દેશની ભાષામાં કાંઇક પ્રવેશ થવા પેહેલાં જે તે દેશમાં પ્રવાસ કરે છે, તે નિશાળમાં દાખલ થાય છે એમ કહેવું જોઇયે. તેની મુસાફરીને પ્રવાસ કહેવાઇ શકાતો નથી. જુવાનીયાઓએ એકાદ શિક્ષક સાથે અથવા અનુભવી નોકર સાથે સફર કરવી, એ મને ઠીક દેખાય છે. એટલુંજ કે, તે શિક્ષકને અથવા તે નોકરને પરદેશી ભાષાની સમજણ હોઇ તે માત્ર આગળ ત્યાં ગયલો હોવો જોઇયે. તે યોગે જે દેશમાં તે જનાર, તેમાં જોવા લાયક કઇ કઇ જગ્યા છે, કયાં કયાં ઓળખાણ કરવી, તે દેશમાં કયું શિક્ષણ મળે છે, એ સઘળું તેને સમજાશે; કારણ તેવો જાણીતો ભોમિઓ નહિ હશે તો જુવાનીયાઓ આંખો વીંચી ચાલશે, તેની નજરે ત્યાં કાંઇ પડશે નહિ.

સમુદ્ર પર્યટનમાં, એટલે જેમાં આકાશ અને સમુદ્ર શિવાય જોવા લાયક કાંઇ હોતું નથી, તેમાં લોકો "રોજનિશી" રાખે છે; પણ જમીન ઉપરની મુસાફરીમાં, એટલે જેમાં તર્હેવાર જોવાનું હોય છે, તેમાં ઘણું કરી રાખતા નથી; એ અજાયબ બીના છે. જેમ કે અવલોકન કરેલા દેખાવ કરતાં અકસ્માત થનારી વાતો લખી રાખવાની વધારે યોગ્ય હોય છે! સબબ રોજનિશી ઉપયોગમાં લેવી.

તદ્દનજ વિસારવો નહિ, તેમાં જે યોગ્યતા પામેલા ગ્રહસ્થો હોય, અને જેની ઓળખાણ થઇ હોય, તેમની સાથે કાગળ પત્ર–વેહવાર ચાલુ રાખવો.

આપણે સફર કરી છે એમ બતલાવવા માટે પોતાનો પેહેરવાનો પોશાક અને હાવભાવ બદલવા નહિ. સફર કરી છે એમ વાતચીત ઉપરથી બતલાવવું. કોઇ ખબર પુછે તો તે બરાબર જણાવવી, પણ આપણે થઇ સફરની વાતો કહેવી નહિ; આપણા રીતિ રિવાજ તજી પરદેશી રીતભાત સ્વિકારવી નહિ; પણ બીજા દેશમાં જે સારા રેવાજ જોઇએ તે સ્વિકારવામાં હરકત નથી.

---

## (૧૯)

## શેહેનશાહત.

ઇચ્છવા લાયક થોડી ચીજો જોઇએ, પણ ભય રાખવા ઘણી ચીજો જોઇએ, એવા પ્રકારની મનની હાલત થાય છે, તે દુઃખમય છે. પણ આવી સ્થિતિ ઘણી ખરી રાજ્યકર્તાઓની હોય છે. રાજા લોક ઐહિક સુખનાં શિખર ઉપર હોવાથી તેમને થોડીજ વાતોની ઇચ્છા રહેલી હોય છે. તે થકી તેમનું મન ઉલટમંદ નથી હોતું, અને તેમને સંકટની બિહીક ઘણી રહે છે, આથી તેમનું મન નચીંત રહેતું નથી. "રાજાનું અંતઃકરણ અગમ્ય હોય છે," એમ શાસ્ત્રમાં લખેલું છે, તેનું એ એક કારણ છે. કેમકે કોઇ પણ માનવીને જો ઉલટમંદ વિચાર નથી અને તેને અસંખ્ય શંકા છે તો તેનું મન સમજાવવા મુશકેલી પડે છે. આજ સબબથી એમ બને છે કે, રાજા લોક

રાખવી. ઘણા દિવસ એકજ શેહેરમાં રહેવું નહિ. જેવી સ્થળની યોગ્યતા હોય તેજ પ્રમાણે ત્યાં વધારે ઓછા દિવસ રહેવું, પણ ઘણા દિવસ રહેવું નહિ, અને એક મોહલ્લામાં રહેતા હોઇએ તો તેણે પોતાનું મકાન એક મોહલ્લામાંથી બીજા મોહલ્લામાં બદલ્યા કરવું. આથી તેની ઓળખાણ વધારે થશે. સ્વદેશી લોક જે તે શેહેરમાં વસતા હોય તેઓથી વેગળા રહેવું. તે ગામનાં સારાં લોકો જે ઠેકાણે એકઠાં થાય છે તેવે ઠેકાણે જમવા જવું. એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા પેહેલાં, તે બીજે ઠેકાણે રહેનારા એકાદ મોટા માણસ ઉપર ભલામણ પત્ર મેળવવું; એટલે જે જે જોવાનું હશે અથવા જે જે જોવા જાણવાનું હોય, તેમાં તે મોટા માણસની તેને મદદ મળશે, અને એ મુજબ થોડા વખતમાં તેને ઘણી ખબર મળી મોટા ફાયદા થશે.

હવે પ્રવાસમાં કયા કયા ઠેકાણે ઓળખાણ કરવી તે કહું છું. પરદેશી વકીલના એલચી અને બીજા લોકોની ઓળખાણ વધારે ફાયદાકારક છે; કારણ તેમની ઓળખાણથી એકજ દેશમાં પ્રવાસ કરી અનેક દેશની જાણ થશે. તેમજ બાહેરના જે ઘણા ખેતાબ પામેલા લોકો હોય તેમની મુલાકાત કરવી. એટલે તેમનું ખરૂં ચરિત્ર અને તેમની ફેલાયલી કીર્તિ એમાં કયાં સુધી સંબંધ છે એની તેમને સમજ પડશે. હુશિયારી અને સાહુચેતી રાખી વર્તવું અને કંકાસ ટાળવો. કજ્યાખોર અને તામસી મનુષ્યની સોહબત રાખવી નહિ; કારણ તે તેને પોતાના કજ્યામાં ખેંચશે.

સફર કરી ઘેરે ફરતાં જે દેશમાં પ્રવાસ કર્યો હોય તે દેશને

'અલેક્ઝાન્ડર ધી ગ્રેટ,'* 'ડાયોક્લિશન'† અને અમારી યાદદાસ્તમાંનો પાંચમો ચાર્લ્સ‡ તથા બીજા. એનું કારણ એવું છે કે જેમને આગળ વધવાની ટેવ પડી છે તેમને અટકાવ થતાં તે વિરસ અને મંદ બને છે.

હવે રાજ્યમાંની ખરી સુસંગપણા વિષે બે શબ્દ બોલીશું. સુસંગતપણું મળવું કઠણ છે; અને તે રાજ્યમાં કદાચજ હોય છે. સુસંગતપણું અને વિસંગતપણું એ એકમેકથી વિરૂધ્ધ વાતોથી ઉત્પન્ન થાય છે; પણ પરસ્પર વિરૂધ્ધ એવી વાતોની યોજના કરવાની તે ડાહપણથી કરવી જોઇએ. વ્હેસ્પેશન પાદશાહને 'એપોલોનિયસે' જે જવાબ આપ્યો તે ઉપરથી સારૂં જ્ઞાન મળવા જેવું છે. વ્હેસ્પેશને પુછ્યું, "નીરોને સારંગી વજાડતાં આવડતી હતી, અને તેનો હાથ પણ સારો ચાલતો હતો, પણ રાજ્ય રૂપી સારંગીની ખુંટીઓ તે કણુ કણુ એકદમ ચઢાવી મેળતો, અને કણુ કણુ એકદમ ઉતારી મેળતો." અને ખરેખર, જે વગર કારણે કોઇ વેળા અત્યંત સખ્તાઇથી વર્તે છે અને કદી અત્યંત ઢીલાપણાથી વર્તે છે તેની દેહેશત નિર્મૂળ બનવા તેજ કારણ હોય છે. બીજું કાંઇ કારણ હોતું નથી.

એ વાત ખરી છે કે, સંકટો પાસે આવતાં, તેમાંથી કુશલતાથી પાર કેમ પડવું એ સમજવું તેને હાલના જમાનામાં રાજકીય ડાહપણ સમજે છે. વિચારશિલપણાંથી અને દૂરદર્શીપણાંથી સંકટો દૂર કરવાં એમાં મોટું ડાહપણ સમજવામાં આવતું નથી, પણ એ ગંભીર ભૂલ

* અલેક્ઝાન્ડર ધી ગ્રેટ—સીકંદર. મહા પ્રતાપી વિજેતા થઈ ગયો છે.
† ડાયોક્લિશન—રોમન પાદશાહ.
‡ ચાર્લ્સ પાંચમો—સ્પેનનો રાજા.

અનેક પ્રસંગે પોતાની ઇચ્છા ઉત્પન્ન કરે છે અને શોભિતી વસ્તુ ઉપર ચાહ રાખે છે. કોઇ ઇમારત બાંધે છે, કોઇ પદ્ધિઓ સ્થાપન કરે છે; અને એકાદ મનુષ્યને ચઢતી હાલતે પોંહચાડવાનું મનપર લીયે છે; કોઇ એકાદ હુન્નરકળામાં બાહોશી મેળવવાની ઇચ્છા કરે છે. દાખલ તરીકે 'નીરો'* પાદશાહ સારંગી વજાડવામાં એકકો હતો. 'ડોમિશિઅન' † તીર મારવામાં બીનહરીફ હતો; 'કામોડસ' ‡ પટાબાજીમાં, 'કારાકેલસ' § રથ હાંકવામાં વગેરે. એનો ભેદ શું છે એ જેને ખબર નથી તેને એ વાત ખરી લાગશે નહિ. ભેદ એજ કે "મહાન વાતોમાં ચિત્ત નાખવા કરતાં નાહની નાહની વાતોમાં પ્રવિણતા મેળવવામાં માનવી મનને આનંદ ઉપજે છે, અને ઉમેદ આવે છે." આપણે એવું પણ જોઇએ છિયે કે, રાજાઓએ જુવાનીમાં ઘણા દેશો જીત્યાં, તેમને બીજા જીતવાને અમર્યાદ ભૂમિ મળવી શકય નહિ હોવાથી અને તેમની જીંદગીને અટકાવ થવાથી તેઓ બુઢાપામાં ઉત્સાહરહિત અને ધર્માંધ બને છે. દાખલા તરીકે

---

* નીરો—રોમન પાદશાહ, એ ઘણોજ જુલમી હતો, એને સેવટે આપઘાત કરી મરણ પામવું પડયું હતું.

† ડોમિશિયન } રોમન પાદશાહ.
‡ કામોડસ }

§ કારાકેલસ—આ ક્રૂર અને પ્રપંચી રોમન શેહેનશાહ પોતાના કપટ ભાવથી વેર લેવા માટે જાણીતો થઈ ગયો છે. જન્મ લિયોન્સમાં ઈ. સ. ૧૮૮ માં ને મરણ ઈ. સ. ૨૧૭ માં ૮ મી એપ્રીલે 'કાહીં' માં ખુનીને હાથે નીપજ્યું હતું. એણે ઈ. સ. ૨૧૨ માં આસ્રેહેની પ્રાંતના હાકમ તથા અશકાની શેહેનશાહ અર્દવાનને ઘાતકી દગાથી જીત્યા હતા.

તેનો અટકાવ કરવો. ઇંગલંડનો આઠમો હેન્રી, ફ્રાન્સનો પેહેલો ફ્રાન્સિસ, અને સ્પેનનો પાંચમો ચાર્લ્સ એમની ત્રગડી હતી. તેઓ એક મેક માટે એટલી તો સંભાળ રાખતા કે, તેઓમાંનો જો કોઇ એક રાજા જમીનનો તસુ જેવડો કટકો સંપાદન કરતો, એટલે બેઉ જણા તરતજ અપસમાં એક સંપી કરી, અને જરૂર પડવે ત્રીજા સાથે લઢાઇ કરી, સમતોલતા રાખતા હતા. અને સમતોલ થયા વિના લઢાઇ બંધ કરતા નહોતા. કેટલાકોનું એવું મત છે કે, આપણું નુકસાન થયા વિના અથવા આપણને ખિજવીયા વિના લઢાઇ કરવી ન્યાયી નથી; પણ આ મત બરાબર નથી. કારણ આપણી ઉપર જો કે કોઇએ હાથ ઉંચકયો નહિ હોય, તોય જો સંકટ આવવાનું ખરેખર ભય હશે તો લઢાઇ કરવાને તેટલું કારણ પુરતું છે. એ વિષે કાંઇ શંકા નથી.

**સ્ત્રીના સંબંધમાં:**—કેટલાક રાજાઓની સ્ત્રીઓ ઘાતકી હતી એવા દાખલા ઇતિહાસમાં મળે છે. લિવ્હયાએ* ભર્તારને ઝેર દઇ મારી નાખી પોતાની કીર્તિને કલંક લગાડયો હતો. સુલેમાનની સ્ત્રી રાકસોલાનાએ 'મુસ્તફા' સુલતાનનો પ્રાણ લીધો અને તેના કુટુંબ માહેલા લોકોનો પણ અનેક રીતે ઘાત કીધો હતો. ઇંગલંડના બીજા એડવર્ડ† રાજાને પદભ્રષ્ટ કરવામાં અને તેનો જીવ લેવામાં તેનીજ

*લિવ્હિયા—રોમના આગસ્ટ પાદશાહની સ્ત્રી.

† એડવર્ડ બીજો—આ ઈંગ્લંડનો રાજાનો જન્મ ઈ. સ. ૧૨૮૪ માં થયો હતો. એ ઇ. સ. ૧૩૦૭ માં ગાદીનશીન થયો હતો. એણે ચાર્લ્સ સાથે સુલેહ કરવા પોતાની રાણીને પારીસ તરફ ઈ. સ. ૧૩૨૩ માં મોકલી હતી. ત્યાં જતાં રાણીએ કુંવરને તાબામાં લઈ રાજા સામે થઈ. આ રાણી કુછંદી હતી, તે એડવર્ડ રાજાને તદન હલકો સમજતી હતી. રોજર માર્ટીમર નામે એક ખુબસુરત જવાન ઉમરાવ સાથે તેણી પ્રેમમાં પડી હતી. રાણીએ ઈંગલંડપર ચઢાઈ કરી રાજાના ભાઈઓને ફીતૂર કરી એડવર્ડને ઈ. સ. ૧૩૨૭ માં ૨૦ મી જાનેવારીએ પદભ્રષ્ટ કરી કેદમાં પુર્યો. રાણી એલીયાનોરે સેવટે એડવર્ડપર પુરકળ હાલ પાડી એજ વર્ષની ૨૮ મી સપટેંબરે તેના કાળજામાં લાલચોળ સીગ ભોંકી મારી નાખ્યો હતો.

છે. એમ વરતવાથી નસીબને સામે થવા જેવું બને છે. જે વાતમાંથી ભવિષમાં સંકટ આવવા જેવું છે, તે વાત થવા દેવી નહિ અને થઇ જતાં તેની તરફ બેદરકાર થવું નહિ. કારણ આતશની ચીન્ગારી ક્યાંથી આવશે એ કોઇથી કહી શકાતું નથી; અને તે આવી લાગતાં તેનો અટકાવ કરી શકાતો નથી. રાજ્ય કારોબારમાં ઘણી અડચણો છે, પણ અનેક વખતે સર્વમાં ભારે અડચણ કહીએ તો રાજાનું મન એજ એક છે. કારણ સાધારણ રીતે રાજાઓની ઇચ્છા પરસ્પર વિરૂધ્ધ એવી હોય છે. દાખલા તરીકે, રાજ્યમાં સુધારો થવો જોઇએ એમ તેમને લાગે છે; પણ જે રીતે સુધારા થશે તે રીતો તેમને સહન થતી નથી.

પડોસનાં રાજા, ખુદની બાનુ, બચ્ચાં, ધર્મગુરૂ, ઉમરાવ, વગેરે ગ્રહસ્થ, શેઠ સાહુકાર, રૈયત અને લડાયક લોકો, એટલા લોકોથી રાજાને પ્રસંગ પડે છે; અને સાહુચેતી અને હુશિયારી રાખી નહિ હોય તો એ સઘળાથી તેમને ભયનું કારણ છે.

પ્રથમ પડોશના રાજા માટે જોઇએ. આ કામમાં હમેશા બંધ બેસે એવો નિયમ મુકરર કરી શકાતો નથી. કારણ પ્રસંગ જૂદા જૂદા પ્રકારનાં હોય છે. એક સાધારણ નિયમ માત્ર દેખાય છે. તે એ કે, પડોશનો એકાદ શેહનશાહ ( રાજ્ય વિસ્તારથી અથવા વેપારથી અથવા પરદેશમાં દાખલ થઇ અથવા એવાજ કોઇ પ્રકારથી ) આપણને કંટાળો આપવા વધારે બળીયો થશે નહિ, એમ વિચારી આંખમાં ધૂળ છાંટી અંધારામાં બેશી રહેવું નહિ. આ કામ ઘણું કરી પ્રધાનનું હોય છે. તેણે દૂર વેર નજર રાખવી, અને કોઇ રાજા વધારે જોરાવર થતો હોય તો

એના જેવા બીજા અનેક દાખલા છે. પણ એવા શકથી પિતાનું કલ્યાણ થએલું હોય એવા દાખલા થોડા; બીલકૂલ નથી એમ કહીએ તો ચાલશે. માત્ર જે ઠેકાને બેટાએ પિતા વિરૂધ ખુલ્લાં બંડ કીધાં હતાં એવા દાખલા ગણવા નહિ જોઇએ. પેહેલા સલીમે બાયઝેટ વિરૂધ્ધ અને બીજા હેન્રિના ત્રણે છોકરાઓએ પિતા વિરૂદ્ધ બળવો કર્યો હતો. આ પ્રકાર પણ એવામાંનોજ છે.

**ધર્મ આધિકારીઓના સંબંધમાં**:- ધર્મગુરૂઓ મગરૂર અને શિરજોર થતાં તેઓથી રાજાને ભય ઉત્પન્ન થાય છે. 'ઍન્સેલમસ'* અને થોમસ ઑવ બેકેટ† એના સમયમાં એવુંજ બન્યું. વિલ્યમ રૂફસ, પેહેલો હેન્રિ અને બીજો હેન્રિ એમના જેવા માનવંત અને શૂરા રાજાઓ સામે જો કે તેમને થવું હતું, છતાં તેઓ તે રાજાઓ સામે લડવા ઉભા રહ્યા હતા. ધર્મગુરૂઓને પરરાજ્યની મદદ હોય છે એટલે તેમનાથી વધારે ભય છે એમ સમજવું.

**ઉમરાવના સંબંધમાં**:-અમીર ઉમરાવોને દૂર રાખવામાં કાંઇ ગેરવાજબી નથી; પણ તેમને દાબી રાખવા નહિ. તેમને દાબી રાખતાં, રાજા વધારે છુટાપણું ભોગવશે, પણ તેની સલામતી ઓછી થશે. અને કોઇ કઠણ કામ બજાવવું તેના મનમાં હશે તો તે કરવા તેને વધારે

* એન્સેલમસ—ઈંગલંડનો રાજા બીજો વિલીયમ અથવા વિલીયમ રૂફસની કારકીર્દીમાં એ વડો ધર્માધિકારી હતો. વિલીયમ રાજા પાદ્રીઓની વિરૂધ્ધ હતો, તેની સાથે કજીયા થતા હતા.

† ટોમસ–ઓવ–બેકેટ–ઈંગલંડના રાજા બીજા હેન્રિની કારકીર્દિમાં એ વડો ધર્માધિકારી હતો. તેની સાથે રાજાને ચાલુ કજીયા થયા હતા. એક વેળા રાજાએ પોતાના મનમાંથી બેકેટને કોઈ મારી નહિ નાખે ? એવા ઉદગાર નિકળતા સાંભળી તેના વફાદાર સરદારોએ તેને મારી નાખ્યો હતો. જે માટે રાજાએ પાછળથી પશ્ચાતાપ કર્યો હતો.

રાણીનો મુખ્ય હાથ હતો. છોકરાંને અધિકાર મળવા માટે કારસ્તાન કરનારી ઓરતો હોય અથવા તેઓ વ્યભિચારિણી હોય છે તો તેઓ વધારે દગો દેશે એવો ભય રાખવો.

**છોકરાંઓ સંબંધમાં:**—છોકરાંઓએ દગો કીધો છે એવા પણ અનેક દાખલા મળે છે. સાધારણ રીતે બાપોએ છોકરાં માટે શંકા રાખવાથી બાપોનો નાશ થયલો છે†. ઉપર જણાવેલા મુસ્તફાનું ખુન સુલેમાનનાં વંશજોને એટલું બધું ભયંકર નિવડયું કે, સુલેમાનથી તે આજવેરનાં તુર્ક પાદશાહ અસલનસલનાં નહિ હોઇ પારકા લોહીના છે એવી શંકા છે (ઇલિઝાબેથના રાજ્ય સુધીનાં સમજવાં). કારણ બીજા સલીમ પાદશાહને બનાવટી સમજવામાં આવે છે, તેજ મુજબ કૉન્સટનટીન ધી ગ્રેટ ‡ એણે પોતાનો બેટો ક્રિસપસ એનો જે નાશ કીધો તે તેના વંશને ધાતક નિવડયો; કારણ તેના બન્ને પુત્રો 'કાન્સટન્ટિનસ' અને 'કાન્સટાન્સ' એઓ જલ્લાદને હાથે માર્યા ગયા; ત્રીજો પુત્ર કાન્સટાન્ટિયસની પણ તેજ દશા થઇ; તે બેમારીમાં મરણ પામ્યો એ ખરૂં; પણ જુલિયાનસે તેની સામે બંડ કીધા પછી મેસિડોનનો રાજા બીજો ફિલીપ એના પુત્ર ડિમેત્રિયસની કતલ બાપને સંતાપજનક નિવડી; કારણ તે પશ્ચાતાપથી મરણ પામ્યો, અને

† અઊરંગજેબ એણે પોતાના પિતા શાહાજહાનને કેદ કરી ભારે ગમખારીમાં મરવા દીધો હતો; તથા પોતાના ભાઈઓને એક પછી એક મારી નખાવ્યા હતા.

‡ કૉન્સટાન્ટિનસ ૧ લો—આ રોમન શાહે ઈ. સ. ૩૦૬ થી ૩૩૭ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો. એનો જન્મ ઈ. સ. ૨૭૪ માં 'અપર માસિયા'માં થયો હતો. એણે ઈ. સ. ૩૧૩ માં મિલાનમાં ખ્રિસ્તી ધર્મ સ્વિકાર્યો હતો. એણે ઇ. સ. ૩૨૮ માં રોમમાંથી પાયતખ્ત બાઇઝેન્શીયનમાં લઈ જઈ સ્થાપ્યું હતુ. એનું મરણ નિકોમિડીયામાં નિપજ્યું હતું.

**લઢાયક લોકોનાં સંબંધમા** :—લઢાયક લોક એક જથ્થામાં રહેતા હોય અને તેમને ઇનામ મળવાની ટેવ હશે તો તેમનાથી વધારે ભય રહે છે. તેમના દાખલા આપણે 'જેનીઝેરીસ'* અને રોમનાં 'પ્રિટોરિયન' ટોળીઓમાં જોઇએ છિયે. પણ હથિયારબંધ લોકોને કવાયત શિખવવી, તેમને જૂદા જૂદા મથકો પર અને જૂદા જૂદા સરદારોના હાથ તળે સોંપવા, અને તેમને બક્ષેસની ટેવ નહિ પાડવી, વગેરે વાતોથી ભય નથી તે હીતકારકજ નિવડે છે.

ગ્રહોથી જેમ સારૂં માઠું થાય છે, તેમ રાજાથી પણ બને છે. તેમજ ગ્રહ પ્રમાણે રાજાઓને પૂજા મળે છે, પણ શાંતી મળતી નથી. રાજાને જે વાતો કહેવી છે તે આગલા બે વાકયમાં સમાવવામાં આવી

*જેનીઝેરીસ—તુર્કસ્તાનનું પેહેલું કવાયદ પામેલું લશકર. સુલતાન ઓરખાને ૧૩૩૦ માં કેદ થએલા ખ્રિસ્તી સીપાહોને જબરીથી મોહમેદન ધર્મ કબુલાવી તેમના બાળકોને મુસલમાન તરીકે ઉછેરી લઢાયક કેળવણી આપી હતી, પણ આ લશકરનું ચોકસ બંધારણ ૧૩૬૨ માં ઓરખાનના બેટા ૧ લા અમુર્થના વખતથી બંધાયું. જેનીઝેરોસનાં તે વેળા બે વર્ગ કરેલા હતા. તેમાંનો એક ભાગ કોન્સટન્ટીનોપલની બરાખમાં વસ્તો, જેનો બીજો ભાગ બીજા ભાગમાં વસ્તો; જેમની સંખ્યા ૧,૦૦,૦૦૦ ની રહેતી, અને બીજું બંધારણ વિનાનું લશ્કર ૩,૦૦,૦૦૦ થી ૪,૦૦,૦૦૦ નું રહેતું. આ તમામ લશ્કરના વડા સરદારને આગા કહેતા. તેને મોતની સજા કરવા જેટલો અધિકાર રહેતો. સુલ્લેહના સમયમાં આ લશ્કર પોલીસ સીપાઈ તરીકે કામ બજાવતું. લઢાઈમાં પાયદળ લશ્કર તરીકે કામ કરતા. સુલતાનના બોડીગાર્ડો પણ એજ ટોળાના રેહેતા. આગળ જતાં આ લશ્કરીઓની સત્તા એટલી વધી કે તેઓ મ્હોટા ઓધ્ધેદારો બની સુલતાનને પરદેશી દુશમનો કરતાં પણ વધુ દબાવનારા થયા. છેલ્લા સુલતાન મહમદ બીજાના સમયમાં ૧૮૨૬ માં જેનીઝેરીઓના ખળભળાટથી લઢાઈ ઉઠી તેમાં સુલતાને તેમને બરાખ તરફ હટાવી મેલી તેમાંના ૮૦૦૦ ને તો બળતામાં હોમાવ્યા અને ૧૫,૦૦૦ ને કતલ કર્યા. તથા ૨૦,૦૦૦ ને દેશનિકાલ કર્યા હતા. ૧૮૨૬ માં ૧૭ મી જુને બાહેર પાડેલા જાહેરનામા પછી જેનિઝેરીઓનું લશ્કર સદાનું વિખેરી નાખયું અને 'નિજામી' લશ્કરની સ્થાપના થઈ.

મેહેનત પડશે. ઇંગલંડનો સાતમો હેન્રિ પોતાના અમીરોને દાબી રાખતો હતો, આથી એમ બન્યું કે, તેની કારકીર્દિમાં જ્યાં ત્યાં ફેસાદ અને સંકટ તથા અડચણો ઉત્પન્ન થતાં હતાં, કારણ તેના અમીરો જો કે રાજ્યનિષ્ટ હતા તોય તેઓ કારોબારમાં તેને મદદ કરતા નહોતા, આથીજ બધીજ વાતો તેને પોતાને કરવી પડતી હતી.

**બીજા ગ્રહસ્થોના સંબંધમાં:**—તેમનો સમૂહ જૂજ હોવાથી તેમનાથી ઝાઝી બિહિક નથી. તેઓ કોઇ કદાચ ઠાલી બબડાટ કરશે; પણ તે બડબડાટમાંથી અપાય થતો નથી, શિવાય અમીર લોકો પ્રબળ થવા માંડતા તેમનાથી સમતોલપણું રાખવા ગ્રહસ્થો ઉપયોગી થઇ પડે છે, અને પ્રજા સાથે તેમનો નિકટ સંબંધ હોંવાથી રૈયતની ગડબડ શાંત કરવા માટે તેઓ સારી રીતે ઉપયોગી થઇ પડે છે.

**શેઠ સાહુકારો માટે:**—કાળજામાં લોહી લઇ જનારી જેવી મોટી ધમની છે, તેવા રાજ્યમાં દોલત લાવનાર શેઠ શાહુકાર એ એક રાજ માર્ગ છે. આથી એમની રેલછેલ નહિ થશે તો રાજ્ય કારોબાર જો કે ઉત્તમ હશે તોય તે શુષ્ક અને નબળાં પડશે. તેમની ઉપર કરનાં બોજા નાખવાથી સરકારી ખજાનાને ફાયદો કદાચજ થાય છે. કારણ પ્રગણામાં જે મળે છે તે પ્રાંતમાં ખર્ચાય છે; એટલે વેપારપર કર બેસાડતાં કરના પૈસા વધારે વસુલ થાય છે, પણ તેથી સામટા વેપારમાં મંદી આવે છે.

**પ્રજા સંબંધમાં:**—રૈયતને મ્હોટા અને બંળવાન એવા આગેવાનોની મદદ નહિ હશે, અથવા તેમના ધર્મમાં, તેમની ચાલચલણમાં અને તેમની ઉપજીવિકાના સાધનમાં હાથ નાખીએ નહિ, તો રૈયતની ઝાઝી બિહીક નથી.

તાણાતાણ થશે, અને એમ થતાં છાકટ મનુષ્યનાં ઝોંક પ્રમાણે તેમનામાં નબળાઇ અને અનિશ્ચિતપણાંની ભરતી થશે. સલાહનું જોર કેટલું છે, એ સાલોમનના બેટાના અનુભવમાં આવ્યું; અને તેની આવશ્યકતા કેટલી છે એ તેના પિતાની નજરે પડયું. કારણ ઇશ્વર ઇચ્છાનું પ્રિય રાજ્ય (જ્યુ લોકોનું) પ્રથમ ખરાબ સલાહથી અસ્તાવ્યસ્થ અને ભગ્ન થયું, તે આ મસલતોમાં બે નિશાનો છે તે ઉપરથી અત્રે બોધ લેવો અને ખરાબ મસલત કઇ એ હમેશાં ઉત્તમ રીતે ઓળખવી. તે મસલત એવી હતી કે, સલાહકારના સંબંધમાં જોતાં તે કુમળી સલાહ (અર્થાત કાચી) હતી, અને કાર્યના સંબંધમાં જોતાં તો તે ભારે સલાહ (અર્થાત અનર્થકારક) હતી.

રાજાએ સલાહ લેવી જરૂરની છે, અને તેઓએ સલાહનો ઉપયોગ ડાહાપણથી કરવો એ બતલાવવા માટે પ્રાચીન કવિઓએ રૂપકો બનાવ્યાં છે. એક રૂપક એવું છે કે જ્યુપિટરે મેટીસ સાથે લગ્ન કીધું. જ્યુપિટર એ દેવતાઓનો રાજા હતો; અને 'મેટીસ' આ શબ્દનો અર્થ "મસલત" એમ થાય છે. ત્યારે આ રૂપક ઉપરથી એમ સમજવું કે, રાજા અને મસલત એમનો હમેશાં સંબંધ હોવો જોઇએ. બીજું રૂપક એવું છે કે "જ્યુપિટરે" 'મેટીસ' સાથે લગ્ન કીધા પછી તેણીને તેનાથી ગર્ભ રહ્યો પણ તેણી પ્રસુત થાય ત્યાં સુધી જ્યુપિટર થોભ્યો નહિ. તે મેટીસને ગળી ગયો. આથી ખુદ જ્યુપીટરને ગર્ભ રહ્યો, અને પ્રસુતકાળે સર્વ આયુધથી સજ્જ થએલી એવી પાલાસ તેના માથામાંથી બાહેર નિકળી. આ કથા અઘટિત જણાય છે, પણ રાજ્ય નજરથી તે માર્મિક જણાય છે. રાજાએ

છે. " તમે મનુષ્ય છો એ ધ્યાનમાં રાખજો, અને તમે ઇશ્વર અથવા ઇશ્વરના પ્રતિનિધી છો એ ધ્યાનમાં રાખજો. " પેહેલી વાત તેમની સત્તા, અને બીજી તેમની ઇચ્છામાં સમાય છે ( આ બે વાતો ધ્યાનમાં રાખવાથી રાજા લોક મનમાં આવે તે મુજબ પોતાની સત્તા બજાવશે નહિ, અને મનમાં આવે તેમ વર્તન રાખશે નહિ.).

---

## (૨૦)

## મસલત.

વિશ્વાસની સર્વ વાતોમાં એક મનુષ્યે બીજા માનવીને સલાહ આપવી એ વાત અત્યંત વિશ્વાસની છે, કારણ બીજી વાતોમાં માત્ર એક એક બાબત મનુષ્ય બીજાપર સોંપે છે ; જેમ કે પોતાની જમીનો, પોતાની માલમત્તા, પોતાના છોકરાં, પોતાની ઇજ્જત, અથવા બીજું કાંઇ વિશેષ કામ; પણ જેમને તે સલાહકાર કરે છે તેમના સ્વાધીનમાં સઘલું કરે છે. ત્યારે પેલા સલાહકારોએ કેટલી હદ સુધી વિશ્વાસુ અને પ્રમાણિક થઇ રહેવું જોઇએ વારૂં ? મોટો ડાહ્યો જો કે રાજા થયો છતાં સલાહ લેવામાં તેના આધકારને અથવા ડાહપણને ઓછુંપણું છે, એમ તેણે સમજવું નહિ. ઇશ્વર વટીક સલાહકાર વગર રહેલો નથી; પણ તેણે પોતાના "પવિત્ર" પુત્રોને મ્હોટાં મ્હોટાં નામો આપેલાં છે, તેમાં "સલાહકાર" ( ફરેસ્તા ) એ એક છે. મસલત લીધાથી સુરક્ષિતપણું આવે છે એમ "સાલોમને" કહેલું છે. ચીજોની ખેંચતાણ પહેલાં અથવા પાછળથી થનારજ; મસલતના કોટીક્રમ ઉપર તેમની ખેંચતાણ થઇ નથી, ત્યારે નસીબની લેહેર ઉપર તેની

તેજ જણાવવું. શિવાય "શું કરવું" એવા વિષે જે સલાહ લીયે છે તેણે આપણ શું કરનાર છિયે એ જણાવવું જોઇએ એમ નથી. રાજાએ પોતાનું અનુમાન ખુલ્લું કરવું નહિ. ખાસ વજીરના સંબંધમાં એટલું જણાવવાનું છે કે, છુપી વાતો તેમની તરફથી બાહેર પડવાનો વધારે સંભવ છે એ ધ્યાનમાં રાખવું. સલાહ આપનારા મંત્રી ઘણા હોય તોય ભેદ ખુલ્લો કરવો નહિ એ આપણી ફરજ છે એમ સમજનારા જો તેઓ છે, તો તેમનાથી વધારે અપાય થનાર નથી, પણ એકજ મંત્રી હોઇ તે જો ભરભડીયો છે તો તે વધારે અપાય કરશે.

એ ખરૂં છે કે, કેટલીક વાતો એવી હોય છે કે તે અત્યંત છુપી રાખવી જોઇએ. રાજા અને એકાદ બીજો મનુષ્ય એમના શિવાય અને બીજા કોણની જાણમાં તે જતાં સંભાળવું એવી રીતે તેમને છુપી રાખતાં કામ ઉત્તમ બને છે; તે બાહેર ફુટતી નથી એ એક; અને બીજું, તેમાં થોડા લોકોનું અંગ હોવાથી જે મસલત મળે છે તે હમેશાં એકજ દિશાએ જનારી હોય છે. તેની ખેંચતાણ થતી નથી, પણ એવાં કામો કરનારો રાજા ડાહ્યો અને જાતે કામ કરનારો જોઇએ, અને તેવાજ મંત્રી પણ ડાહ્યા, વિશ્વાસુ અને મુખ્ય કરી રાજ્યની ધારણાથી નહિ ડગમગનારા જોઇએ. ઇંગલંડનો સાતમો હેન્રિ એવો હતો. તે મ્હોટાં મ્હોટાં કામો 'મૉર્ટન' અને 'ફૉક્સ' એમના શિવાય બીજા કોઇને જણાવતો નહોતો.

**અધિકાર નબળો પડવાના સંબંધમાં:**—અધિકાર ઓછો નહિ થવા દેવાનો ઉપાય ઉપલી જ્યૂપિટરની વાતમાં જણાવ્યો છે. શિવાય

મસલતનો ઉપયોગ કેમ કરવો, એ તેના ઉપરથી સમજ પડે છે. પ્રથમ રાજાએ એકાદ કામ પોતાના સલાહકારોને જણાવવું (ગર્ભ સંભવ તે એજ), તેમનાં પેટમાં તે રહેતાં ત્યાં તેમને આકાર વગેરે પ્રાપ્ત થઇ તે ત્યાં તૈયાર થતાં, એટલે તે મસલતદારને બાહેર લાવવા દેવું નહિ. કારણ તેમ કરવાથી તે તેણે કીધું એમ થશે. આથી રાજાએ ફરી તેને પોતાના હાથમાં લેવું, અને હોકમ આપીએ છિયે તે ખુદ પોતે આપે છે એમ દુનિયાંને બતલાવવું. [રાજાનાં ફરમાન ડાહપણનાં હોવાં જોઇએ, અને તેમને હથીયારોની મદદ હોવી જોઇએ, એ બતલાવવા માટે તેમને સજ્જ થએલી પાલાસ (રોમન લોકોની સરસ્વતી)ની ઉપમાં આપેલી છે.], અને તે હોકમ પોતાના અધિકારથી આપવામાં આવેલો છે એટલુંજ નહિ પણ તે ખુદ પોતાનાં મગજમાંથી નિકળેલો છે એમ બતલાવવાં, એટલે તેની કીર્તિ વધારે વધશે.

હવે મસલત લેવામાં કયા કયા ગેરફાયદા છે અને તે કેમ દૂર કરવા એ જણાવીશ. સલાહ લેવામાં ત્રણ ગેરફાયદા છે. પેહેલો છુપી વાતો ખુલ્લી કરવી પડે છે, બીજો રાજાનો અધિકાર નરમ પડે છે, ત્રીજો અપ્રમાણિકપણાંની સલાહ,–એટલે જેના યોગે સલાહ લેનાર કરનાર કરતાં મસલત આપનારનું કલ્યાણ થશે, એવો ભય હોય છે. જો ગેરફાયદા દૂર કરવા માટે ફ્રાન્સના કેટલાક રાજાએ ખાસ મંત્રિ-ઓની યોજના કરી, પણ આ ઉપાય દરદ કરતાં ખરાબ નિવડયો.

**છુપાપણાના સંબંધમાં:**–રાજાએ સઘળા વજીરોને બધીજ વાતો જણાવવી જોઇએ એમ નથી. પોતાની મર્જી મુજબ કોણને શું કહેવું

તો વજીર ખરી સલાહ આપશે એવો સંભવ છે. સ્વભાવ ખબર હશે તો ધણીની મરજી પ્રમાણે બોલશે. રાજાએ સઘળા મંત્રીઓની સલાહ સભામાં એક જગે, અને ખાનગી રીતે પૃથક્ પૃથક્ લેતાં ઘણી ઉપયોગી થઇ પડશે. કારણ ખાનગી રીતે આપેલું મત વધારે ખુલ્લા–મને આપેલું હોય છે, અને બીજાઓની સામે આપેલું મત વધારે સંકોચાયલું હોય છે; એકાંતમાં મનુષ્ય પોતાનું મત નિર્ભયપણે આપે છે, પણ મંડળીમાં બીજાનાં મત પ્રમાણે બોલે છે; આથી બેઉ રીતે મત આપવાં એ ઠીક. જેઓ ઓછા દરજજાના હશે તેમનું મત એકાંતમાં લેવું, એટલે તેમની સ્વતંત્રતાનું રક્ષણ થશે. મોટા દરજ્જાના હોય તેમનું મત સભામાં લેવું, એટલે તેમનું માન બોજ રહેશે. રાજાએ કામના સંબંધમાં મસલત લઇ મનુષ્યોના સંબંધમાં લીધી નહિ હોય તો ફોકટ; કારણ કામ કાંઇ આપોઆપ થતું નથી, તે કરનારો જેમ મનુષ્ય હશે તેમ તે થશે. આથી મનુષ્યની સારી ચુંટણી કરવી; પણ ફલાનાં એક કામને કયો મનુષ્ય કયા પ્રકારનો હોવો જોઇએ એટલીજ પરપુછ પુરતી નથી, પણ, જે મનુષ્યની યોજના થવાની તે કેવો છે તે જોવું. કહેવત છે કે "સલાહ આપવાને મુવેલાં માણસ ઉત્તમ" એ ખરૂં છે. કારણ જીવતો મસલતદાર જે પ્રસંગે આસકારો તે પ્રસંગે ગ્રંથો તડને ફડ જવાબ આપે છે. આ થકી ગ્રંથ અવલોકન કરતાં રહેવું, મુખ્ય કરી જેણે જાતે કામો કર્યાં હોય, એવાના ગ્રંથો જોવા.

હાલના પ્રધાનમંડળ ઘણુંકરી મિત્રમંડળ જેવા હોય છે. તેમાં કામના સંબંધમાં વાતચીત થાય છે, પણ ખરો વાદવિવાદ થતો

પ્રધાન મંડળમાં પાદશાહ પ્રમુખસ્થાને હોવાથી રાજાનું તેજ ઓછું નહિ થતાં ઉલટું વધારે વધે છે. પ્રધાન મંડળ યોગે જેમની સત્તા નિર્મૂળ બની છે એવો કોઇ રાજો આજવેર થયો નથી; એક વખત વજીર ઘણોજ બળવાન થયો, અથવા અનેક મંત્રી મળી અત્યંત અખંડિત એકસંપીથી વરતવા માગશે તો તેમ બનવાનો સંભવ છે, પણ આ વાતો જલ્દીજ ખુલ્લી થનારી છે અને તેનો ઉપાય પણ તુરતા તુરત કરી શકાય તેમ છે.

લોકો પોતાના હીત ઉપર ધ્યાન રાખી સલાહ આપશે, એ છેલ્લો ગેરફાયદો છે. એ વિષે એટલુંજ જણાવવાનું છે કે "તેને પૃથ્વી ઉપર વિશ્વાસ જડનાર નથી." એમ જે જણાવેલું છે (ખ્રિસ્તી શાસ્ત્રમાં) તે સમયના સંબંધમાં છે, વિશિષ્ટ સુચના સંબંધમાં નથી. સ્વાભાવિક વિશ્વાસુ, ખુલ્લા દિલનો, સાદો અને સત્ય બોલનાર, અને કાવત્રાંબાજ તથા અંતર ગાંઠી નહિ એવા પણ પુરૂષ હોય છે. મુખ્ય કરી આવા પુરૂષો રાજાએ પોતાના દરબારમાં રાખવા, શિવાય પ્રધાનોમાં ઘણું કરી એકસંપી હોતી નથી. પોતામાંના એકમેક ઉપર તેઓ સાહુચેતી સાથે નજર રાખતા રહે છે. આથી તેમાંના એક પોતાની અથવા પોતાના પક્ષના લાભની સલ્લાહ આપતાં તે વાત ઘણું કરી રાજાના કાન ઉપર જાય છે, પણ ઉત્તમ ઉપાય કહીએ તો કયો વજીર કેવો છે એ રાજાએજ ઓળખી લેવો ઠીક.

મસલત આપનાર વજીરે રાજાના સ્વભાવ માટે નિપૂણ રહેવું નહિ, ધણીના કામમાં કુશલ રહેવું એજ વજીરની ફરજ છે. ધણીના સ્વભાવ સાથે તેમને ફરજ નથી. ધણીનો સ્વભાવ માલમ નહિ હોય

મુજબ કરશે; પણ તે ચોખૂણાકાર હશે તો નીચલા છેડા પર જે સલાહકાર બેસે છે, તેમનું મત લેવું પડશે. આ ઘણું ઉપયોગી છે. પ્રધાન મંડળના પ્રમૂખસ્થાને રાજા બીરાજેલો હશે તો તેણે પોતાના મનની વલાણ ઝાઝી બતલાવવી નહિ. નહિ તો સલાહકાર તેની વલણ પ્રમાણે બોલશે અને તેને ખુલ્લા મનથી મસલત નહિ આપતાં તેને "એમજ ખરૂં" એમ કહી ટેકો આપ્યા કરશે.

---

## (૨૧)
## વિલંબ અથવા ઢીલ.

નશીબ એ બજાર પ્રમાણે છે; થોડો વખત થોભીયાથી બજાર ભાવ અનેક વખત ઉતરે છે, અને ફરી તે કદી કદી "સિબેલ"ની માગણી પ્રમાણે હોય છે;* સિબેલે પ્રથમ સઘળા માલની ચોકસ કિંમત માગી, અને પછી તે માલમાંથી થોડો માલ બાળી નાખ્યો; પછી રહેલામાંથી પણ થોડો બાળયો, અને બાકી રહેલાની તેટલીજ કિંમત માગી. કહે છે કે, વખત પ્રથમ પોતાની આગલી બાજુનાં ઝુલફાં આગળ કરે છે, અને તે પકડયા નહિ હોય તો તે પીઠ ફેરવે છે;

*જે સ્ત્રી ગુપ્ત વિધાની મદદથી ભવિષ જાણવાનું ગ્નાન મેળવતાં તેમને રોમન લોકો સિબિલી કહેતા. એક વેળા રોમના ટાનકિવન પાદશાહ પાસે સિબિલા ભવિષ્યનાં ૯ ગ્રંથો લઈ આવી, પણ તેમની કિંમત અત્યંત માગવા લાગી. આથી પાદશાહે તે લીધાં નહિ. પછી સિબિલે તેમાંના ત્રણ ગ્રંથો બાળી નાખ્યા, અને બાકીનાં છની પણ તેટલીજ કિંમત માંગી. ત્યારે પાદશાહે કબુલ કર્યું નહિ. છેલ્લે તેણે ફરી ત્રણ ગ્રંથો બાળી નાખ્યાં, અને નવ ગ્રંથોની જેટલી કિમ્મત માગી હતી તેટલીજ બાકી રહેલાં ત્રણ ગ્રંથોની કિમ્મત માગી ત્યારે પાદશાહને અજાયબી ઉપજી, આથી તેણે તે વેચાતાં લીધાં. એમ કહે છે કે આ ત્રણ ગ્રંથોમાં રોમન રાજ્યપર ભવિષમાં પડનાર વિટંબના અને તે ટાળવાનાં ઉપાય એમનું વર્ણન હતું.

નથી; અને અમલ બજાવણી કરવાની અત્યંત ઉતાવળ કરવામાં આવે છે. મહત્વનાં કામમાં એક દિવસે કામનો પ્રસ્તાવ વધારવો અને બીજે દિવસે તેમની ચર્ચા કરવી એ ઉત્તમ કારણ. રાતની વેળા વધારે વિચાર સુજે છે. અરજ સાંભળવા માટે દિવસ મુકરર કરી રાખવો એ મને ઉત્તમ દેખાય છે. એમ કરવાથી કયે દિવસે હાજર રહેવું જોઇએ એ અર્જદારોને ખાસ જણાશે, અને તે દિવસે સાર્વજનિક કામકાજની પણ અડચણ રહેશે નહિ. કામનો પૂર્ણ વિચાર કરવા માટે કમિટી નેમવી, તે સમતોલ રહેવી જોઇએ; પણ તેમાં બેઉ પક્ષ તરફના દુરાગ્રહી લોકોની યોજના કરી સમતોલ કર્યા કરતાં, અપક્ષપાતી લોકોની યોજના કરી સમાધાન કરવું એ સારૂં. તેમજ, વ્યાપાર, ખજાનો, લઢાઇ, અરજ અને કાંઇ પ્રદેશ, વગેરેનો વિચાર કરવા માટે હમેશનાં 'કમિશનો' હોવાં જોઇએ એમ મને લાગે છે. જે લોકોને પોત પોતાના ધંધા સંબંધમાં વાકિપ કરવાનાં હોય, (દાખલા તરીકે, વકિલો, દર્યાવર્દી લોકો, સીક્કા પાડનારા લોકો વગેરે) તેઓએ પોતાનાં એટલે પ્રથમ 'કમિટી'ને જણાવવું, અને પછી વખત આવતાં પ્રધાનમંડળને જણાવવું પણ તેઓએ ટોળું બની અથવા ઘુમાણુમ કરતાં 'કમિટી' સનમુખ જવું નહિ; કારણ એમ કરવું એટલે વાકિપ કરવા જેવું નથી, પણ સલાહથી કાન બેહેરા કરવા જેવું થશે. સભાની ટેબલ લાંબી હોવી જોઇએ અને તે ચોખુણાકાર હોવી જોઇએ; અથવા કોઇની ખુર્સી દેવાલ પાસે ગોઠવવી, આ વાતો વેહવારિક છે, પણ તે મહત્વની છે. કારણ ટેબલ જો લાંબી હશે તો તેના ઉપલા છેડા ઉપર જે થોડા મુત્સદ્દી બેઠા હશે તેઓજ સઘળું કામ પોતાના મન

તેની શરૂઆત સો આંખોવાળા આર્ગસ* તરફ સોંપવો, અને તેમની આખેરી સો હાથના 'બ્રિએરિયસ'† તરફ સોંપવી. એનો અર્થ એટલોજ કે, આંખો ખુલ્લી રાખી વખતની વાર જોવી અને તે આવી લાગતાં ઝડપથી કામ બજાવવું. પ્લુટો* ની ટોપી જે પેહેરતો હતો તે અનદીઠ બનતો હતો, એવી પ્રાચીન કથા છે. આ વાતમાં, છુપી રીતે સલાહ કરવી અને ઝડપથી કામ બજાવવું, એ દર્શાવ્યું છે.‡ કામની એક વખત મજબૂત તૈયારી થઇ એટલે ઝડપ જેવી બીજી છુપી રીત નથી. દાખલા તરીકે, બંદુકની ગોળી હવામાંથી એટલી ઝડપે વધે છે કે, તે દેખાતી વટીક નથી. ઝડપ એજ ગુપ્તપણું.

---

## (૨૨)

## ખંધાઈ.

ખંધાઇ એટલે નિંધ અથવા નીચ ડાહપણ એમ અમે સમજીએ છિયે, અને ખરેખર, ધૂર્ત મનુષ્ય અને ડાહ્યો માનવી એમની વચ્ચે લાંબો અંતર છે; તે પ્રમાણિકપણાંના સંબંધમાં છે એમ નથી, તો બાહોશીના સંબંધમાં પણ છે; કેટલાક લોકો એમ સમજે છે કે તેમને રમવાનાં પાનાં ગોઠવતાં આવડે છે, પણ બરાબર રમતાં આવડતુ નથી: તેજ પ્રમાણે કેટલાકો એવા હોય છે કે પોતાનાં તરફનાં મતો મેળવ-

---

* આર્ગસ અને બ્રીઅરીયસ—એ ગ્રીક અને રોમન લોકોના રાક્ષસ માનવામાં આવે છે. આર્ગસને ૧૦૦ આંખો અને બ્રીઅરીયસને એકસો હાથ હતા એમ તે લોકો સમજતા હતા.

† પ્લુટો—એ પણ રોમન દેવતા.

‡ જમતું તેડું કેમ અને ક્યારે આવશે તે જણાતું નથી, અને તે આવી લાગતાં બીલકૂલ ફુરસદ મળતી નથી.

પછી તેનું લીસું ટાળકું માત્ર પકડવા મળે છે; અથવા પેહેલાં બાટલીનું મ્હો આગળ કરે છે; અને તે પકડીયું નહિ હોય તો પછી બાટલીનું તળીયું સામું ધરે છે. તે મોટું હોવાથી પકડવું મુશકેલ થઇ પડે છે.

આપણને જે કામ કરવું હોય, તેની શરૂઆત ઠીક વખત જોઇ કરવી એના જેવું બીજું ડાહપણ નથી. ભવિષ્યમાં આવનાર સંકટનો ચોકસ વિચાર કરવો, તે નજીવાં દેખાય છે તે ઉપર ભૂલવું નહિ, કારણ એક વખત તે નજીવાં જણાવા માડતાં ભવિષમાં તેજ ભારી થાય છે. સંકટ નાહનું હોઇ મોટું દેખાય તેમાં હરકત નથી, તેમ થવાથી અનહિત થશે નહિ પણ તે નજીવાં છે એમ સમજી માનવી અનેક વેળા ફસી પડયું છે. કેટલાંક સંકટો એવાં હોય છે કે, તે જો કે આપણી પાસે આવતાં નથી પણ તેમનો લાંબો વખત સુધી વાર જોયા કરતાં જલ્દીજ આપણે સામે થઇ તેમને અર્ધા રસ્તા ઉપરજ ભેટી પડીએ એ સારૂં, કારણ માનવી જો લાંબો વખત તેની વાર જોતો બેસી રહેશે તો નવાણું ટકા તે સુઇ જશે. પણ બીજી રીતે સંકટની છાયા મોટી દેખાય છે, આથી તેમાં ફસી અકાળ આપણો મરો શરૂ કરી, અથવા વખત આવવા પેહેલાં કમર બાંધી સંકટની સામે થઇ તેને આપણી ઉપર ચાલી આવવા શિખવવું, એ બીજી બાજુની સીમા છે. ચંદ્ર ક્ષિતિજ પાસે હોઇ તેનો પ્રકાશ શતરૂ તરફનાં લોકોની પીઠ પાછળ પડવાથી તેમની છાયા લાંબે પડેલી જોઇ કેટલાક ફસેલા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સમય સારો છે કે નહિ એનો હંમેશાં વિચાર કરવો, અને સાધારણપણે મ્હોટાં મ્હોટાં કામો કરવાનાં હોય

એકાદ વાત કહી તેનું મન રંજન કરી ખુશ કરવો. એ થકી કે તમો જોઇતી વાત કાઢતાં તેને બહાનાં કાઢવાનું દેહભાન ઝાઝું રહે નહિ. મારી ઓળખાણનો એક વજીર અને 'સેક્રેટરી' હતો, ઇંગલંડની ઇલિઝાબેથ રાણીની સહી બીલ ઉપર લેવા આવતાં, હમેશાં રાજ્ય કારોબારની કાંઇ પણ વાતો પેહેલાં છેડી રાણીને વાતમા રોકતો; એ થકી કે, રાણીજીએ બીલ તરફ ઝાઝું ધ્યાન નહિ આપતાં 'બીલ' ઉપર સહી કરવી.

તેજ મુજબ મનુષ્ય ઉતાવળમાં હોય એટલે કામની શરૂઆત કરવી, કારણ તે વખતે કામનો ચોકસ વિચાર કરવાની તેને ફુરસદ હોતી નથી અને તે બેફામ હોય છે.

એકાદ કામ બીજો માનવી સારી રીતે અને મન પ્રમાણે પાર પાડશે એવો અંદેશો કોઇને હોય તો, અને તે તોડી પાડવાનું તેના મનમાં હોય તો તેણે એવું બહાનું કરવું કે "એમ થશે તો ઠીક" અને તેણે તે કામની પોતેજ શરૂઆત કરવી, તે એવી રીતે કે કામ સેવટે પાર ઉતરેજ નહિ.

તમે કોઇ સાથે વાત કરતા હોવ અને ગુસ્સાના બાહારમાં આવતાં જાણે શું આપણે જાગૃત થયા હોઇએ તેમ બતલાવી તમારે ચાલુ સંભાષણ એકદમ બંધ કરવું તો તેથી વધારે જાણવાની તેની જીજ્ઞાસા વધશે.

તમે પોતે થઇ એકાદ વાત કહેવા કરતાં, તમારી પાસથી તેઓ સવાલો કરી જાણી લેશે તો લોકોને સારૂં લાગશે; આથી તમારો હમેશનો જે ચેહેરો અને દેખાવ હશે તેથી જૂદોજ

વામાં અને સંપ કરવામાં બાહોશ હોય છે, પણ બીજા કામમાં નબળા હોય છે. ફરી મનુષ્યની પરિક્ષા કરવી એ વાત જૂદી અને કોમની પરિક્ષા કરવી એ જૂદી; કારણ ઘણા લોકો માનવી સ્વભાવ માટે હુશિયારી બતલાવે છે, પણ કામનો ખરો ભાગ સમજવામાં ઘણા હુશિયાર થોડા હોય છે. જેણે ગ્રંથો કરતાં માનવી અધ્યયન વધારે કરેલું હોય છે તે એવી તર્હાનો મનુષ્ય બને છે. આવા લોક મસલત આપવા કરતાં ખેડવા માટે વધારે યોગ્ય હોય છે, અને તેઓ પોતાની જાણીતી બાબતમાં વધારે સારા હોય છે, નવા મનુષ્ય સાથે તેમની ઓળખાણ પડતાં તેમની નેમ ચુકે છે. એટલે મૂર્ખ અને ડાહ્યા ઓળખવાનો એક જુનો નિયમ એવો છે કે, “અંજાણા લોકોમાં તેમને નગ્ન હાલતમાં મોકલો, એટલે જોશો.” તે તેમને કદાચજ લાગુ પડે છે. અને જે અર્થે આ ખંદા માનવી પરચુરણ ચીજો વેચનાર વેપારી જેવા હોય છે તે અર્થે તેમની દુકાન ખુલ્લી કરી બતાવવામાં કાંઇ ગેરવાજબી નથી.

જેમની સાથે તમો વાત કરો છો તેમના ચેહેરા ઉપર નજર રાખવી એ દૂર અંદેશ નજરની એક ખુબી છે, એમ જેઝુઇટ લોકો કહે છે. કારણ ઘણા ડાહ્યા માણસ એવા હોય છે કે તેમનાં અંતઃકરણ છુપાં હોય છે, પણ તેમનો ચેહેરો પારદર્શક હોય છે, પણ તમે એમ કરતી વેળા કદી કદી તમારૂં માથું મિસ્કીનપણે નીચે નમાવો; જેસુઇટ પણ એમજ કરે છે.

બીજી ખુબી એવી છે કે, જ્યારે તમોને કાંઇ પણ હાથોહાથ જોઇએ, ત્યારે જેમની પાસેથી તે મેળવવાનું હોય છે, તેને બીજીજ

મારી ઓળખાણનો એક બીજો ગ્રહસ્થ હતો, તે કાંઇ બોલવા માડતાં મનમાંની મુખ્ય વાત તદન છુપાવતો અને ચાલી જતો, અને ફરી પાછો આવી તે વાત જણાવતો; જાણે તે વાત તદનજ ભૂલી ગયો હોય !. કેટલાક લોકો એવી તજવીજ કરે છે કે, જેમની સાથ તેમને કામ હોય છે તેમને આકસ્મીત ભેટી; અને તે એવે વખતે કે જયારે તેમના હાથમાં એકાદ કાગળ હોય, અથવા હમેશની વહિવટ બાહારનું કામ તે કરતો હોય; એ થકી કે, જે વાત કહેવા તે તૈયાર હોય છે તે માટે તેમને સવાલ પુછવામાં આવે.

ખંદાઇની બીજી એક ખુબી એવી છે કે, જે શબ્દ બીજાએ સાંભળવા અને ઉપયોગમાં લેવા એવી ઇચ્છા હોય તે મનુષ્યે પોતેજ બોલી બતલાવવા; અને તે બીજાના ઉપયોગમાં લાવતાં તેનો ફાયદો મેળવવો. મારી ઓળખાણના બે ગ્રહસ્થો હતા, તેઓ ઇલિઝાબેથ રાણીના સમયમાં ‘ સેક્રેટરી ’ ની જગાના ઉમેદવાર હતા, તથાપિ તેઓ અપસમાં મિત્રાચારીથી વરતતા, અને કામના સંબંધથી એકમેક સાથે બોલતા; તેમાંથી એક જણ બોલ્યો કે, રાજ્યની પડતી હાલતમાં સેક્રેટરી બનવું જોખમનું કામ છે, અને તેથી તે આપણને જોઇતું નથી; બીજો તરતજ તે શબ્દને મલતો થયો, અને તે પોતાના કેટલાક મિત્રો પાસે એવું બોલ્યો કે, રાજ્યની પડતી હાલતમાં સેક્રેટરી થવાની ઇચ્છા ધરાવવાનું આપણને કારણ નથી. તે પેહેલા ગ્રહસ્થે તેજ વાત પકડી રાણીના કાન ઉપર તે વાત પડે એવી તજવીજ કરી; “રાજ્યની પડતી દશા ” આ શબ્દ રાણીએ સાંભળીયા ત્યારે તેણીને એટલું તો

બતલાવી સવાલ કરવા માટે તમે ઉલટ બતલાવજો; એ થકી કે, ચર્ચામાં ફેરફાર થવાનું કારણ પુછવાને બીજાને ઉલટ અને તક મળે. એજ મુજબ 'નેહૅમ્યાસે'* કર્યું હતું. "અને તે પેહેલાં, રાજા સન્મુખ હું એટલો દુઃખી કદી થયો નહોતો."

નાજૂક અને અણગમતી વાતોમાં કોઇ પણ બીજા મનુષ્ય તરફથી એટલે તેનો બોલ ઓછા વજનનો છે એવા તરફથી શરૂઆત કરવી, અને જેનો શબ્દ વધારે વજન પામનાર છે તેણે પાછળ રહેવું અને થોડી નવરાશે ચાલવું; જાણે કે તે અકસ્માતિક આવી લાગો; એ થકી, પેહેલા ગ્રહસ્થે જે જણાવ્યું તે માટે તેને પ્રશ્ન પુછી શકે. 'મેસાલીના'† અને 'સિલિયસ'‡ એમનાં લગ્નની ખબર 'કલોડિયસ'§ ને કહેતાં 'નારસિસે' એમજ કર્યું.

જે વાતમાં માનવીને પોતાનું અંગ છે એમ બતાવવું નહિ હોય તેણે દુનીયાં પર હવાલો આપવો, એ એક ખંદાઇની ખુબી છે; એટલે એમ કહેવું કે "દુનીયાં એમ કહે છે" અથવા "લોકોને મોહડે એમ સાંભળીયું."

મારી ઓળખાણનો એક શખસ હતો, તે જ્યારે કાગળ લખતો ત્યારે મહત્વની ખબર તાજે કલમમાં લખતો; જાણે કે મજકૂર પરચૂટણ હોય.

---

* નેહેમીયાસ—એ એક જ્યુ હતો. તે ઈરાનના રાજા આર્ટાઝર્કસીસને શરાબ આપવાના કામપર હતો. જેરૂસલેમના શેહેરનો કોટ પડયો અને લોકો ભારે સંકટમાં છે, એ સાંભળી, તેને ઘણું દુઃખ ઉપજ્યું. એક દિવસે તે રાજાને શરાબ રેડવા ગયો ત્યારે તેનો ચેહેરો દુઃખી જોઈ રાજાએ તેનું કારણ પુછ્યું. તેણે સર્વ બનેલી હકીકત કહી, ત્યારે જેરૂસલેમ જવાની રજા મળી.

† મેસાલીના, ‡ સિલિયસ, § કલોડીયસ — રોમનો પાદશાહ કલોડીયસ. એની સ્ત્રી મેસાલીના હતી. આ રાણી અત્યંત કુછંદી રાણી હતી. સીલીયસ તેણીનો યાર હતો. કલોડીયસે તેણી સાથે છુટા છેડા કરતાં તેણીએ સીલીયસ સાથે લગ્ન કર્યાં હતા.

છે. એક મનુષ્ય પોતાનું નામ બદલી 'પૉલ્સ રસ્તામાંથી જતો હતો,' બીજો એક તેની પાછળથી એકાએક આવી ચઢ્યો અને તેણે તેને તેના ખરા નામથી હાંક મારી, તે સમેતજ તેણે પાછળ ફરી જોયું.

પણ ખંદાઇના આ નાહના નાહના પ્રકાર અને અલ્પ ખુબીઓ અસંખ્ય છે. તેની એક ટીપ કરી હોય તો ઠીકઃ કારણ ખંદા લોકોને ડાહ્યાઓમાં ગણવામાં આવે તે કરતાં રાજ્યમાં વધારે નુકસાનકારક બીજું કાંઇ નથી.

પણ ખરેખર કેટલાક એવા હોય છે કે, કામના દાવપેચ તેમને ખબર હોય છે, પણ મુખ્ય ભાગમાં તેમનાથી દાખલ થવાતું નથી: જેમ કે, એકાદ ઘેર હોય છે, તેના લાયકના દાદર અને બારી હોય છે, પણ માહે એક પણ સારી ઓરડી હોતી નથી. આથી તમોને એવું જણાશે કે સિધ્ધાંતમાં તેઓ ઉત્તમ નાહાસવાના છુપા માર્ગ શોધી કાઢશે, પણ વિષયની પરીક્ષા કરવામાં અથવા જાણવામાં તે બિલકુલ સમર્થ નથી. તથાપિ સામાન્યતઃ તેઓ પોતાના અસમર્થ-પણાનોજ ફાયદો મેળવે છે, અને અમે પોતે માર્ગ બતલાવવાના કામમાં ચપળ છિયે એમ બતલાવે છે. કેટલાક લોક પોતાની કૃતિની એબ કરતાં, બીજાની ખાંમી કાઢવામાં અને (આપણે હમણા કહિએ છિયે) તેની ખાપણ કાઢવામાં પોતાની ફરજ સમજે છે; પણ સાલો-મન કહે છે;—"ડાહ્યા પોતાનાં પગલાં તરફ ધ્યાન આપે છે, અને મૂર્ખ લુચ્ચાઇ તરફ વળે છે."

---

માઠું લાગું કે, પેલા બીજા ગ્રહસ્થની વિનંતી ફરી સાંભળવાનીજ બંધ કરી.

ધૂર્તપણાનો એક પ્રકાર છે તેને અમે ઇંગલંડમાં "લોઢી ઉપરની રોટલી ફેરવવી" એમ કહીએ છિયે. તે પ્રકાર એવો છે કે, જે એક માનવી બીજાને કહે છે, તે બીજાએ પોતાને કહ્યું એમ તે કરી બતલાવે છે, અને ખરૂં જોતાં જ્યારે એવો પ્રકાર બેઉ વચ્ચે બને છે, ત્યારે પ્રથમ કોણે કોણ પાસે વાત કરી એ ઠેરવવું સેહેલ નથી.

કેટલાક પાસે એટલી વાતો તથા કથા તૈયાર હોય છે કે તેમને કાંઇ પણ કહેવું હોય છે તોય તેઓ તે વાત ગુંથી લીયે છે; આથી બે મતલબ બર લાવેછે: તેઓ ખુદ સાવધ રહે છે, અને બીજા તેમનું કહેવું ખુશીથી કબુલ કરે છે.

આપણને જે જવાબ જોઇએ તે માનવીએ પોતાનાજ શબ્દોથી અને અગમચેતીથી બનાવવા, એ ધૂર્તપણાંની એક ઉત્તમ ખુબી છે કારણ, તેના યોગે બીજો મનુષ્ય ઓછી ગુચવણમાં પડે છે.

કેટલાક માણસો પોતાના મન માહેલી મતલબ બોલી બતાવવા કરતાં કેટલીક વેળા તેની વાર જુવે છે; અને તક મળતાં એટલે ઇચ્છિત વાત છોડી તેઓ ઘણે લાંબે દોરવાય છે; અને તેની તરફ વળવા આગમજ બીજા અનેક વિષયો જાણી લીયે છે, એ જોઇ અજાયબી ઉપજે છે. એમ કરવું અત્યંત હિમ્મત અને દમનું કામ છે, તથાપિ તે ઘણું ઉપયોગી છે.

એખાદ આકસ્મિક, ધિટ્ટાઇનો અને અકલ્પિત સવાલ પુછતાં મનુષ્ય ઘણી વેળા ભાનભૂલો બને છે, અને તેનું ખરૂં સ્વરૂપ બાહેર પડે

નોકરી દ્વારે મદદ કરવી એવી જો રાજાની ઇચ્છા હોય તો તે વાત જૂદીજ. ધણીનો લાભ અને નોકરનો લાભ એમની વચ્ચેનું પ્રમાણ તદ્દન નિકળી જાય છે, આથી આ ગુણનો પરિણામ એટલો અપકારક બને છે. ધણીના લાભ કરતાં નોકરના લાભ તરફ ધ્યાન પોંહચાડવું એ એક વિષમભાવ થશે. પણ નોકરના થોડા લાભ માટે ધણીના મોટા લાભ ઉપર તદ્દનજ પાણી ઢોળવું, એ અત્યંત વિષમભાવ. પણ બુરો અધિકારી, ખજાનચી, પરદેશ મોકલવામાં આવનારા એલચી, સેનાપતિ અને બીજા અપ્રમાણિક અને લાંચીયા નોકરોની એજ વાત. ધણીનાં મોટાં અને મહત્વનાં કામો ગમે તો ડુબતાં હોય તોય તેઓ પોતાનો નજીવો સ્વાર્થ મેળવ્યા વિના રહેતા નથી. તેઓ પોતાનો જે લાભ કરી લીયે છે, તે તેમની યોગ્યતા પ્રમાણેજ નાહનાં હોય છે, પણ તે લાભ મેળવવા માટે તેઓ જે નુકસાન પોંહચાડે છે તે ધણીની યોગ્યતા મુજબ મ્હોટું હોય છે. જેઓ અત્યંત આપસ્વાર્થી છે, તેમનો સ્વભાવ એવો હોય છે કે, પોતાનાં ઇંડા ભૂજવા માટે તેઓ બીજાનું ઘેર બાળશે; પણ આવા પ્રકારના લોકો ઘણુંકરી ધણીના માનીતા હોય છે; કારણ તેમનું ધ્યાન ધણીને ખુશ રાખી પોતાનું કામ કાઢી લેવા તરફ હોય છે, અને ધણીને મેહેરબાન રાખવા માટે અથવા પોતાનું ઘેર ભરવા માટે તેઓ ધણીનો કારભાર ડુબાડવા ચુકતા નથી.

સ્વાર્થનું ડાહપણ એ અનેક રીતે નીચ છે. ઉંદરનું ડાહપણ વટીક તેવુંજ છે; ઘેર પડવા માંડે એટલે તેમાંના ઉંદર નિકળી જાય છે. શિયાળનું ડાહપણ પણ એવું છે; શિયાળ બીજાના દરમાં રેહવા

(૨૩)
## સ્વાર્થનું ડાહપણ.

કીડીઃ—આ પ્રાણી પોતા પુરતી ડાહી હોય છે, પણ તે વાડ અથવા બગીચામાં નુકસાની કરે છે. તેજ મુજબ જે લોકો અત્યંત સ્વાર્થપરાયણ હોય છે, તેઓ સાર્વજનિક લાભનું નુકસાન કરે છે. સ્વાર્થ અને જન-લાભ એઓમાં વિચારથી ભેદ રાખવો; સ્વાર્થ તરફ નજર રાખવી; નજર રાખવી નહિ એમ નથી, પણ પોતાનો સ્વાર્થ શોધતાં બીજાનું અને મુખ્ય કરી રાજાનું તથા સ્વદેશનું નુકસાન કરવું નહિ, એવી સંભાળ રાખવી. માનવીએ પોતાને કેન્દ્ર કલ્પી સઘલું કાંઇ પોતાને માટે કરવું, એ ઠીક નથી; તેમ મીનોઇનું સ્નેહાકર્ષક પૃથ્વી કરે છે. તે માત્ર પોતાના કેંદ્ર આસપાસ ફરે છે. બાકીની સર્વ ચીજો જેમનો આકાશ સાથે કાંઇક સ્નેહ છે તેઓ બીજાના કેંદ્ર આસપાસ ફરે છે, અને તેમને લાભ કરે છે. રાજાએ સર્વ વાતો પોતા માટે કીધી હોય તો તે ચાલી શકે તેમ છે; કારણ રાજાઓનો જે સ્વાર્થ તે માત્ર તેમનોજ સ્વાર્થ હોય છે. તેમનું સારૂં તે જગતનું સારૂં, અને તેમનું ખરાબ તે દુનિયાનું બુરૂં. પણ રાજાના નોકરોને જગે અથવા પ્રજાસત્તાક સંસ્થાનમાંના એકાદ માનવીને જગે સ્વાર્થ બુધ્ધિ બળવાન હોવી એ ઘણું ખરાબ. કારણ એવા મનુષ્યના હાથથી જે જે વાતો જાય છે તે તે પોતાના સ્વાર્થ તરફ વળાવે છે, અને તેનો સ્વાર્થ ધણીના અથવા સંસ્થાનના કલ્યાણથી વારંવાર તદન ભિન્ન હોવાનો. આથી જે મનુષ્યમાં આ ગુણ નથી, તેમનેજ રાજાએ અથવા સંસ્થાનોએ નોકરીએ રાખવા, પણ તેમને સ્વાર્થ સાંધવાને

હાલત છે. મનુષ્ય સ્વભાવ પતિત બનેલું હોવાથી* જે ખરાબ છે તેનું જોર હમેશાં રહે છે; પણ સારૂં છે તેનું જોર પેહેલાંજ માત્ર હોય છે.

ખરેખર દરેક દવા એટલે નવો માર્ગ છે. અને જે નવા ઉપાય કરશે નહિ તેણે નવાં દર્દોનો માર ખમવા તૈયાર રહેવું જોઇએ.

નવી સ્થિતિ ઉત્પન્ન કરનારા કાલમાન જેવું બીજું કોઇ નથી, અને કાલમાનથી જો આપણી હાલત બુરી થતી હશે અને વિચારથી તથા ડાહપણથી આપણે તે સુધારાનો પ્રયત્ન કર્યો નહિ, તો શું પરિણામ આવશે વારૂં ?

એ ખરૂં છે કે, જે બીના રૂઢીથી તદ્દન મુકરર થયલી છે, તે હાલમાં સારી નહિ હોય તોય તે ઠીક છે એમ તે વેળા લાગે છે. જે વાતો લાંબા કાળ સુધી એકમેકના સંબંધથી બનતી આવી છે, તે એકમેકની જાણે કે મિત્રોજ છે એમ દેખાય છે. તેમ નવી અને જુની વાતોનો મેળ હોતો નથી. નવી વાતો ઉપયોગી હોવાથી જો કે તેમની મદદ જોઇતી હોય તેનાં કજોડપણાંને લીધે તે ત્રાસદાયક દેખાય છે. પારકા લોકોની જેવી હાલત થાય છે, તેવીજ તેમની પણ બને છે. પારકા લોકોની તારીફ કરે છે પણ હાથ ઉંચકી કોઇ તેમને આપતું નથી, તેજ મુજબ નવી વાતો સારી જણાયા છતાં તે ઝાઝી પ્રિય થતી નથી. વખત જો સ્થીર રહેતે, તો સઘળું ઠીકઠીક થતે; પણ વખત સ્થીર નહિ રહેતાં તે એટલી ઝડપથી દોડે છે કે, નવી

* આદમ અને હવ એઓએ ઈશ્વરનો આજ્ઞાનો ભંગ કર્યા પછી સર્વ માનવ જાત પતિત બન્યું, એવું ખ્રિસ્તી મત છે.

જગ્યા માંગી લીયે છે, અને પછી દરનો માલેક થઇ બેસી દરના ધણીને બાહેર કાઢી મેળે છે. મગરનું ડાહપણ એજ પ્રકારનું છે. મગર પોતાનો ભક્ષ ગળી જવા પેહેલાં આંખમાંથી આંસુ પાડે છે. પણ લક્ષમાં રાખવા લાયક એક વાત છે, કે જેઓ અત્યંત સ્વાર્થ પરાયણ હોય છે, તેઓ અનેક વખતે કમનસીબ હોય છે. તેઓ પોતાની હુશિયારીથી લક્ષ્મીને ભારે ડાહપણથી મજબૂત પકડી રાખે છે; પણ હમેશાં પોતાના સ્વાર્થ માટે બીજાનો નાશ કરતાં કરતાં તેનાં ચંચળપણાનાં છેલ્લે પોતેજ ભોગ તરીકે પઢે છે.

---

( ૨૪ )

## નવા રીતી રેવાજ.

જે પ્રમાણે સૃષ્ટ પ્રાણીનાં બચ્ચાં પ્રથમ બદસૂરત હોય છે, તેજ મુજબ પેહેલાં સર્વ નવા રેવાજ પણ હોય છે. નવા રેવાજ એ કાલ-માનની સંતતિ છે. આ નિયમ જો કે સાધારણપણે ખરો છે તોય તેનો ઉલટો પ્રકાર પણ કદી થતો નથી એમ નથી.

જે પુરૂષ પોતાનું ઘેર પેહેલાં મોટાઇએ ચઢાવે છે, તે જેટલો ગુણવાન હોય છે તેટલા તેના વંશજો હોતા નથી. તેમજ પેહેલાંનો સારો રેવાજ જેટલી યોગ્યતાનો હોય છે, તેટલી યોગ્યતાનો પાછળથી અનુકરણથી સ્વિકારેલો રેવાજ હોતો નથી. જે ગતિ સ્વાભાવિક હોય છે, તે જેમ જેમ કાયમ થાય છે; પણ જે ગતિ ખેંચીતાણીને આણેલી હોય છે, તે શરૂઆતમાંજ માત્ર જોરદાર હોય છે; તેવીજ માનવીની

(૨૫)

## ઝડપ.

બતાવવા માટે કીધેલી ઝડપથી કામને અત્યંત હરકત પોંહચે છે. તબીબો જેને "ઝડપી પાચનક્રિયા" કહે છે, તેનાથી જેમ શરીરમાં અપક્વ રસ સંચય થાય છે અને દર્દનાં બીયાં છુપી રીતે ઉત્પન્ન થાય છે, તેવુંજ જુઠી ઝડપથી કામનું થાય છે. ઝડપનું પ્રમાણ કાઢવાનું તે દર બેઠકને જે વખત લાગે છે તે ઉપરથી કાઢવું નહિ. જેટલું કામ પાર પડે છે તેટલા ઉપરથી ઝડપનું માપ કાઢવું, અને શરતમાં જેમ લાંબી લાંબી ફલાંગ નાખીએ અથવા કુદકા મારવાથી ઝડપ બને છે એમ નથી, તેમજ કામ કરવામાં પણ સમજવાનું. એકજ વખતે ઘણું કામ નહિ કરતાં તે થોડું થોડું પણ નિયમથી કર્યાં જવાથી ઝડપથી બને છે. કેટલાકોની એવી ચાલ હોય છે કે, આપણે જલ્દીથી કામ આટોપીયે છિયે એમ બતલાવવા તેઓ કાટબી રીતે કામનો નિવેડો લાવે છે, અથવા કાંઇ હિકમત કરી કામ પુરૂં થયું એમ બતલાવે છે, પણ સર્વ કામ પોતાના હાથમાં આણી તે કરવું અને કેટલાક કામને છોડી દઇ તે થોડું કરવું, આ બે વાતો તદન જૂદીજ છે. એકાદ કામ એકજ બેઠકમાં નહિ થનાર હોય તો તે વારંવાર હાથમાં લેવું પડે, અને દરેક વખતે તેમાંનો કાંઇક ભાગ છોડી દઇ જો તેનો કોઇબી રીતે અંત આણ્યો, તો એવી રીતે કરેલું કામ કદી પુરૂં થશે નહિ. તેમાં ઘોંટાળો થવાનો. મારી પિછાનમાંનો એક સુજ્ઞ ગ્રહસ્થ હતો, તે કોઇને ઝડપથી કામ કરતો

ચાલ સ્વિકાર્યાથી જેટલી ગડબડ થશે એમ લાગે છે, તેટલીજ જુની ચાલ અવિચારથી પકડી બેસવાથી બને છે; અને જેઓ તે બાબતમાં જુના વખતના રેવાજને ધરી બેસે છે, તેમની નવા જમાનામાં હસી માત્ર થાય છે. આથી નવા રેવાજ પ્રચારમાં આણવાના કામમાં વખતનો દાખલો લઇ વરતવું સારૂં. વખત પોતે જલદીજ બદલાય છે, અને પોતાની સાથે નવી નવી ચાલો પણ ઘણી લાવે છે; પણ તે કેમ હળવે હળવે વગર ગડબડે લઇ આવે છે તે સમજ વટીક પડતું નથી. તેમ કરીએ નહિ તો નવી ચાલ એકદમ સ્વિકારવાને લોકો તૈયાર હોતાં નથી; અને તે પ્રચારમાં લાવતાં તેમાંથી કેટલાકોને લાભ થાય છે, કેટલાકોનું નુકસાન થાય છે. જેમનું હિત થાય છે તે આપણું નસીબ ખિલ્યું એમ સમજે છે, અને વખતનો ઉપકાર માને છે. પણ જેમનું નુકસાન થાય છે તે આ નવી ચાલ કાઢનારે પોતાને નુકસાન પોંહચાડયું એમ કહે છે. નવા રેવાજની અત્યંત જરૂર હોયા વિના, અથવા તેથી ફાયદા પોંહચશે એ સ્પષ્ટ જણાયા વિના, ફકત તે શરૂ કરવાથી શું બને છે એ જોવા માટે રાજ્યમાં નવા રેવાજ દાખલ કરવા નહિ; અને તે યોજવાની જરૂરજ પડે તો રાજ્ય માહેલા ફેરફારને લીધે નવા રેવાજની જરૂર છે એમ બતલાવવું. નવો રેવાજ પ્રચારમાં લાવવાની ઇચ્છાથી રાજ્યમાં ફેરફાર કરીએ છિયે, એમ નહિ સમજવામાં આવે તે માટે સાવધ રહેવું. છેલ્લે એટલુંજ જણાવવાનું છે કે, નવી વાતો અમાન્ય કરીએ નહિ તોય તે વિષે શક રાખવો અને ખ્રિસ્તી ધર્મ ગ્રંથમાં જણાવેલું છે તેમ "આપણે જુના માર્ગમાં ઉભા રહી આપણી આસપાસ જોવું, અને સીધો ખરો માર્ગ કયો તે જોઇ આગળ વધવું."

ભાષણની શરૂઆતમાં વ્યક્તિ માટે પ્રસ્તાવના, ઉપોદ્ઘાત, ક્ષમા માગવી વગેરે ઢોંગ કર્યાથી ઘણો વખત ફોકટ જાય છે; અને તે વાતો હિમ્મતથી કરવામાં આવે છે એમ દેખાયા છતાં તે માત્ર બઢાઇની હોય છે. પણ લોકોનું મત અગાઉથીજ કામ થયલું હોય અને તેથી તમોને હરકત અથવા અડચણ થવા જેવું હોય, તોજ માત્ર પ્રતિપાદ્ય વિષય તરફ એકદમ ફરશો નહિ. તેવે પ્રસંગે પેહેલાં પ્રસ્તાવના જેવું ભાષણ કરવું જરૂરનું છે કારણ, જે ઠેકાણે મલમ ચોપડવાનો તે જગ્યા પેહેલાં શેકવી, એટલે મલમ અંદર પચે છે. તેમજ લોકોનાં મનનો પૂર્વસંકલ્પ થયલો હોય એટલે તેને દાબવા માટે પ્રસ્તાવના જોઇએ. એક વાત મુખ્ય કરી ધ્યાનમાં રાખવી જોઇએ, તે એ કે, કામની વ્યવસ્થા અને વિભાગ કરવા અને એક વખતે એકેક ભાગ હાથમાં લેવો એજ ઝડપનો મુખ્ય ભેદ છે. પણ વિભાગ કરવાના તે અતિ સૂક્ષ્મ હોવા નહિ જોઇએ. જેઓ કામના વિભાગ કરતા નથી તેમનો તે કામમાં સારી રીતે પ્રવેશ થતો નથી; અને જે ઘણા વિભાગ કરે છે તે તેમાંથી સીધી રીતે બાહેર પડશે નહિ. યોગ્ય વખતે કામ કરવાથી, અને અયોગ્ય વખતે કામ કરવાથી પવનને હાંકી કાઢ્યા મુજબ, શ્રમ ફોકટ જાય છે. કામના ભાગ ત્રણ છે. એટલે, તેમની રચના કરવી; તે વિષે વાદવિવાદ કરવો, અથવા તેમની બાંમી ખુબી જોવી, અને તેને પાર ઉતારવું. ઝડપ જોઇતી હોય તો તેમાંના બીજા ભાગનું કામ ઘણા એકને સ્વાધીન કરવું, અને પેહેલા તથા ત્રીજા ભાગનું કામ થોડાઓનેજ કહેવું.

આપણને જે સુચના કરવી હોય, તે લખી રાખી વિચાર કરવા

જોઇને કહેતો—"એટલી ઝડપ ના કરો, જરા ધીરજ ધરો એટલે કામ જલ્દી થશે."

બીજી રીતે ખરી ઝડપ એ અતિ બેમૂલ ચીજ છે. જેવી ચીજોની કિંમત પૈસાથી થાય છે તેમ કામની કિંમત વખતથી થાય છે, અને જે કામ થોડી ઝડપથી થતું નથી તે મોઘું થાય છે, એમ કહેવું જોઇએ. સ્પાર્ટન લોક અને સ્પેનિયર્ડ લોકો એઓ ઝડપથી કામ કરતા નથી, એ બીના જાહેર છે; આ ઉપરથી કહેવત પડેલી છે કે "મને મોત આવશે તે સ્પેનમાંથી આવો." કારણ ત્યાંથી તે કદી જલ્દી આવશે નહિ.

કામમાં પ્રથમ સમજ આપવા માટે આવે છે તેમનું બરાબર સાંભળી લેવું. તમોને જો કાંઇ કહેવાનું હોય તો તે પ્રથમ કહી રાખજો. તેઓ બોલવા માડે તો તેમને વચ્ચેજ થોબાવતા ના કારણ જે રીતથી મનુષ્ય પોતાની વાત કહે છે, તે રીતથી તેને બોલવા દીધો નહિ હોય તો તે ધભરાય છે અને યાદ કરવા મંડી જાય છે, એટલે તેનું બોલવું કંટાલાભર્યું દેખાય છે; તેજ તેને ગમે તેમ બોલવા દીધું હોય તો તેમ થશે નહિ. પણ કબુ કબુ એમ પણ થાય છે કે, નટ કરતાં સૂત્રધાર વધારે કંટાળાભર્યો થઇ પડે છે.

ફરી ફરી તેજ તેજ બોલવાથી ઘણું કરી વખત ફોકટમાં જાય છે. પણ જે પ્રશ્નનો વિચાર ચાલે છે, તે સવાલ શું છે એ ફરી ફરી કહેવાથી ઘણો વખત બચશે. કારણ તેમ કરવાથી દમસાસ વગરનાં ભાષણને દાબી રાખવું પડે છે. શરતમાં ઝબ્બો અથવા લાંબો ઝુલતો જામો જેટલો ઉપયોગી થઇ પડે, તેટલીજ ઝડપના કામમાં લાંબા પીજણ પાટલા અને સણગારેલાં ભાષણ ઉપયોગી થઇ પડે છે.

નથી એમ કરી બતલાવે છે. એટલે બીજાઓ ધારે કે એમને ઘણી ખબર છે, પણ તેઓ કહેતા નથી. પણ ખરેખર જોતાં તો તેઓ જે બોલે છે તે તેમનેજ પુરૂં પાધરૂં ખબર હોતું નથી; એ તેઓ બરાબર સમજે છે. પણ બાહેરથી માત્ર ઉલટું બતલાવે છે. કેટલાક લોકો મોહોની હીલચાલ અને હાવભાવ ઉપરથી આપણને સર્વ ખબર છે, એમ નિશાનીથી બતલાવે છે; 'પીસો' માટે 'સીસરો' એમ કહે છે કે, જ્યારે તે જવાબ આપે છે ત્યારે એક ભવાં કપાળ ઉપર ચઢાવે છે, અને બીજી હડપચીને લાગે એટલી નીચે નમાવે છે. કેટલાકો એવી યુક્તિ કરે છે કે, મ્હોટા શબ્દ ગોઠવી બોલે છે, અને કોઇ વાત સિદ્ધ કરતાં આવડતી નહિ હોય તો તે ખરી છે એમ માની લઇ એકસરખું બોલ્યા કરે છે. કેટલાક એવા હોય છે કે, જેટલું કાંઇ તેમની સમજથી દૂર છે, તેટલું સર્વ તુચ્છ માની તેને ઉડાવ્યા કરે છે; અને તે તદ્દન નજીવું અને નિરૂપયોગી છે એમ કહે છે, એટલે વિચારીપણાંનું બહાનું કરી પોતાનું અજ્ઞાનપણું ઢાંકે છે. કેટલાકને ભેદ કરવાની ખાંમી હોય છે, અને એકાદ વિષય નિકળતાં તેમાં સૂક્ષ્મ અને નાજુક ભેદ કાઢી તેઓ લોકોને ખુશી કરે છે, અને આ યુક્તિથી મૂળ વિષય એક તરફજ રાખે છે. એવા પ્રકારનો એક દાખલો પ્લેટોએ પોતાના 'પ્રોટાગોરસ' નામના નિબંધમાં આપેલો છે. તેણે આવા લોકોનો ઉપહાસ કરવા માટે 'પ્રોડિકસ' નામનું એક પાત્ર ગોઠવી તેના મુખમાં એક લાંબુ ભાષણ ગોઠવેલું છે, તેમાં શરૂઆતથી સેવટ સુધી તદ્દન ભેદ ભર્યું છે. વિચાર કરવાના કામમાં એવા લોકોને ઘણું કરી બંદોબસ્તા પક્ષ તરફ રહેવાને સેહેલું પડે છે. શક કાઢી આગળ

માટે આગળ લાવવી. એમ કરવાથી ઘણું કરી કામ જલદીજ થશે. કારણ આપણી સુચના જો કે તદન અમાન્ય થશે તોય, તેટલા ઉપરથી આગળ શું કરવું તે સમજાશે; તેમજ મ્હોડાનો મોઘમવાદ કીધાથી સમજાશે નહિ. એનો દાખલો—ધૂળ અને રાખ આ પદાર્થ જો કે સરખાજ અભાવરૂપી છે, તોય ધૂળ કરતાં રાખ વધારે ઉતપાદક છે. (કારણ રાખ ખાતર તરીકે ઉપયોગી થઇ પડે છે.)

---

(૨૬)

## જાહેર ડાહપણ.

એવું એક મત છે કે ફ્રેંચ લોકો દેખાય છે તે કરતાં વધારે ડાહ્યા હોય છે; અને સ્પેનિયર્ડ લોકો હોય છે તે કરતાં વધારે ડાહપણ ડોળે છે. રાષ્ટ્રના સંબંધમાં તે ગમે તેમ હોય તોય તે વ્યક્તિમાં એવો પ્રકાર હોય છે એ ખરૂં. "કેટલાક લોકો ભક્તિનું ડોળ ઘાલે છે, પણ ખરેખર તે તેમના અંગે હોતું નથી," એમ એક ધર્મગુરૂએ કહેલું છે. તેજ પ્રમાણે કેટલાક લોક ડાહપણનો અને બાહોશીનું પોકળ ડોળ બતલાવે છે. તેઓ કાંઇ કામકાજ કરતા નથી; અને કરે છે તો તે ઘણું થોડું; અને તે પણ ઘણી ગંભીરતાથી અને મેહેનતથી કરે છે. જે ગુણ આપણા અંગે નથી તે છે એમ કરી બતલાવવા કરતાં એ પોકળ ડોળઘાલુ લોકો કેવી કેવી યુક્તિ લઢાવે છે એ જોઇ સમજુ લોકોને હસવું આવે છે. કેટલાક એટલા તો થોડું બોલનારા અને અંતરમાં ઉંડા હોય છે કે, તેઓ સ્પષ્ટપણે કાંઇજ બોલી બતલાવતા નથી. એકાદ બીજો શબ્દ બોલે છે અને બાકીનું આપણે કહેતા

બિકટ થઇ પડયું હતે. કારણ કોઇ પણ માનવીના મનમાં જનસમૂહ વિષે સ્વાભાવિક તિરસ્કાર ધરાવવો એ કેટલીક રીતે જંગલી પશુપણાનું લક્ષણ છે, એ તદન ખરૂં છે. પણ તેમાં સેહેજબી દેવતાઇપણું છે તે તદન ખોટું છે. હવે એક એ કે, એકાંતવાસમાં સુખ ઉપજે છે. આથી એકાંતવાસ નહિ સ્વિકારતાં જે લોકો આત્મોન્નતિ માટે માનવી વસ્તીથી દૂર રહે છે તેમનો માત્ર ક્રમ સ્તુત્ય કહેવાય છે. આવો પ્રકાર મૂર્તિ-પૂજકોમાં હોય છે, પણ તે જુઠો અને ઢોંગી હોય છે. દાખલા તરીકે ક્રેન્ડિયાનો *એપિમેનિડેસ, રોમનો નુમા,† સિસીલિનો ‡એમ્પેડોકિલસ અને ટિયનાનો §ઍપોલોનિયસ; અને ખ્રિસ્તી ધર્મની શરૂઆતમાં જેઓ જંગલવાસી અને પુણ્યવાન પુરૂષ થઇ ગયા, તેઓમાં પણ ખરી રીતે અને વાસ્તવિક હતું; પણ એકાંતવાસ એટલે શું અને તેની હદ કયાં સુધી છે, એ લોકોને બીલકુલ સમજ પડતું નથી; કારણ મનુષ્યના જમાવ એટલે કાંઇ મંડળી નથી. અને જ્યાં પરસ્પર પ્રિતી નથી ત્યાં લોકોનાં મ્હો નજરે પડે, તોય તે ચિત્રામણ છે; અને તેમનું બોલવું ઝાંઝ વજાડયા પ્રમાણે થાય છે. લૅટિન ભાષામાં એક કહેવત છે, તે એ કે–"મ્હોટું શેહેર એટલે ભારે એકાંતવાસ છે." કારણ મ્હોટા શેહેરમાં મિત્રો દૂર દૂર અંતર ઉપર પસરેલાં હોય છે. તેથી ઓછી વસ્તીના ઠેકાણે જેટલો સ્નેહભાવ હોય છે તેટલો બધો શેહેરમાં રેહતો નથી. પણ અમે તે કહેવતથી દૂર નજર પોંહચાડીએ

* એપીમેનીડસ–એક પ્રાચીન કવી. ગ્રીસ દેશનાં ૭ ડાહ્યાઓમાં એની ગણના કરવામાં આવી છે. એ એક ગુફામાં ૫૭ વર્ષ સુધી સુઈ રહયો હતો, એવી દંતકથા છે.

† નુમા—રોમનો બીજો પાદશાહ, એ અતિ ધર્મી હતો.

‡ એમ્પેડોકીલસ–એક તત્વવેત્તા પીથાગોરસનો અનુયાયી.

§ આપોલોનીયસ—પ્રાચીન કાળનો એક વીદવાન.

આવનાર હરકતો જણાવી તેઓ ડાહપણ ડોળે છે. કારણ જે સુચના વિચાર માટે નિકળેલી હોય છે તેમને અમાન્ય કરતાં નિકાલ થાય છે, તે કબુલ કરીએ તો વધુ કામ કરવું પડે છે. પણ આવા પ્રકારની મિથ્યા ડાહપણથી કામની ધુલધાણી થાય છે. સારાંશ, આ પોકળ લોકો ડાહપણનું ડોળ નાખવા જેટલી હિકમતો લડાવે છે, તેટલી એકાદ વેપારી–જેનો વખત ફર્યો છે, અથવા જે પડી ભાગ્યા છે એ લોકોને ખબર નથી,–તે પોતાની દોલત કાયમ છે એમ બતલાવવા માટે કરતો નથી.

જાહેરમાં ડાહ્યા લોક કદાચજ જનસમાજ તરફથી પોતાને ડાહ્યા કહેવાડે છે. પણ કોઇએ આપણું કામ તેમની તરફ સોંપવું નહિ. કામ કરવા માટે આવા અત્યંત ડાહ્યા કરતાં સેહેજ મુરખ માનવી વધારે સારો.

---

## ( ૨૭ )

## મિત્રાચારી.

" જેને એકાંતવાસમાં રહેવાથી આનંદ ઉપજે છે, તે જંગલી પશુ હોવો જોઇએ એ એક; અથવા દેવ હોવો જોઇએ એ એક." એમ જેણે કહેલું છે (એરિસટોટલે),* તેને એ કરતાં વધારે સચ્ચાઇ અને જુક્તાઇ જેમાં છે એવું બીજું ટુંક વાકય બનાવવા

* એરીસટોટલ—એક મહાન વીદવાન, એનો જન્મ ઈ. સ. પુર્વે ૩૬૪ માં મેસીડોનીયામાં સ્ટેગાઈરામાં થયો હતો, એણે પલેટોનું શીક્ષણ લઈ મેસીડોનની દરબારમાં એલચી તરીકે જતાં ત્યાં એ અલેકઝાન્ડર ધી ગ્રેટનો શીક્ષક થયો હતો. એને સેકંદરનાં મ્હોત પછી ગેરઈન્સાફ મળતાં એ એટારનીઆના રાજાના દરબારમાં જઈ રહી પાછળથી કેલસીસમાં ઈ. સ. પુર્વે ૩૨૨ માં મરણ પામ્યો હતો.

જે અંતર હોય છે તે કાઢી નાખી એકાદને મ્હોટાઇએ ચઢાવી પોતાનો સોબતી અર્થાત પોતાની સરોબરીનો બનાવ્યા વીના તેમને દોસ્તીનાં આ ફળનો ઉપભોગ લઇ શકાતો નથી, અને તેમને ચઢાવતાં અનેક વખતે ગેરફાયદા થાય છે. એવા લોકોને હાલની ભાષામાં રાજાના મર્જીમાના અથવા વ્હાલમાના કહે છે. આ નામ ઉપરથી રાજા તેમની ઉપર મેહેર અથવા અનુગ્રહ કરે છે એમ જણાય છે. પણ રોમન લોકોમાં જે સંજ્ઞા હતી તે ઉપરથી તે લોકોનો ખરો ઉપયોગ સમજાય છે. રોમન લોકો એમને "ફિકરના ભાગીયા" એમ કહેતા અને તેઓ મિત્રની ચિંતાના ભાગીયા થાય છે; આથી રાજા સાથે તેમની એટલી મિત્રાચારી હોય છે. આવા પ્રકારના લોકોને નબળા અથવા છંદી રાજાઓએ પાસે રાખ્યા એમ નથી, પણ આજ સુધી જેઓ ઘણા ડાહ્યા અને રાજ્ય કારસ્તાની રાજા થઇ ગયા તેઓએ વખીક પોતાના નોકર માહેલા એક બે જણાને પોતાની નજદીક રાખ્યા હતા; તેમને તેઓ પોતે મિત્ર કહેતા, અને બીજાઓ તરફથી મિત્ર કહેવાડતા.

જ્યારે સુલાનો અમલ રોમ શેહેરપર ચાલુ થયો, ત્યારે તેણે પૉમ્પી* (જેને મોટો પૉમ્પી કહેતા)ને એવી મોટી યોગ્યતાએ ચડાવ્યો, કે પોતે 'સુલા' કરતાં પણ મોટો છે એવી વાતો કરવા લાગો. એક સમે 'કૉનસલ'†ની જગ્યા ખાલી થતાં તે મેળવવા 'સુલા'એ

*પોમ્પી—રોમમાં પેહેલો ત્રિયંવિરેત (ત્રયી)બની તેમાંનો એક. તેમાંના સભાસદ સીઝર અને ક્રીસસ એ હતા. પોમપી અને સીઝર એમનો પ્રથમ સ્નેહ હતો, અને સીઝરે પોતાની બેટી પોમપી સાથે પરણાવી હતી. આગળ તેઓ હરીફ થયા. ફાર્સેલીયામાં બેઉ વચ્ચે લડાઇ થઇ, તેમાં પોમ્પીની હાર થઇ.

†કૉનસલ—રોમ શહેરમાંનો મુખ્ય અમલદાર.

છિયે, અને એમ કહીશું કે મિત્ર નહિ હોય એ તદ્દન સાદું અને દુઃખદાયક એકાંતવાસ છે. મિત્ર વિના આ દુનિયા તદ્દન જંગલ જેવી વેરાન છે, અને તેમાં જે કોઇ પ્રકૃતિ સ્વભાવને લીધે અથવા મનોવિકારને લીધે દોસ્તી કરવા લાયક નથી, તેના અંગે પશુપણું છે, માનવીપણું નથી એ કહેવું જોઇએ.

મિત્રાચારીનાં મુખ્ય ફળ જોતાં, સર્વ પ્રકારના મનોવિકારથી ભરપૂર થએલું અંતઃકરણ ખુલ્લું કરવાની તેનાથી જોગવાઇ મળે એ છે. જે રોગને બાહેર પાડવાને માર્ગ હોતો નથી અને મનુષ્યને બેચેન કરી મેળે છે, તે શરીરને અત્યંત ઘાત્તક છે. માનસિક રોગની પણ તેજ હાલત. લોહી સાફ કરવા માટે તમે 'સાર્સાપૅરિલા' પીશો, તલ્લીનો રોગ સારો કરવા લોખંડનો અર્ક લેશો, ફેફસાં માટે ગંધકના ફુલ લેશો, ભેજાનાં વરમમાં કેસ્ટોરિયમ લેશો, પણ જીગર ખુલ્લું કરવા ખરા મિત્ર શિવાય બીજી દવા નથી. પાપશ્રવણગુરૂ પાસે જે મુજબ કાંઇ એક છુપાવી નહિ રાખતાં સર્વ પાપ કબૂલ કરવાં, તેજ મુજબ દુઃખ, આનંદ, ભય, આશા, શક, હિકમત,–કાંઇ અંતઃકરણ ઉપર જડ ઘાલી બેઠાં હોય, તે સર્વ મિત્રને જણાવ્યા વિના મનને નચીંતાઇ મળશે નહિ.

મિત્રાચારીનું એ જે ફળ જણાવ્યું, તેની કિંમત મોટા મોટા રાજા અને શેહેનશાહ કેટલી બેમૂલ ગણે છે એ જોઇ અજાયબી ઉપજે છે. તેમને તેનું એટલું તો મહત્વ લાગે છે કે, તે માટે તેઓ ખુદનું રક્ષણ અને મોટપણાંને વટીક ઘણી વેળા જોખમમાં નાખે છે. કારણ રાજા અને તેની પ્રજા અથવા નોકર એમના દરજજા વચ્ચે

તો તેનો જીવ લો; એ શિવાય ત્રીજો ઉપાય નથી." "ટિબેરિયસ* સીઝરે" સેજાનસ†નો એટલો તો વધાર્યો કે, તેમને જાની મિત્ર કહેતા. ટિબેરિયસે તેને એક કાગળમાં એવું લખ્યું હતું કે, "આપણી મિત્રાચારીને લીધે આ વાતો હું તમારાથી છુપાવી રાખતો નથી." સારાંશ છુપી વાતો સુધ્ધાં તે તેને જણાવતો હતો, અને તેમની વચ્ચે જે મજબુત મિત્રાચારી હતી તેની યાદગારીમાં સર્વ સેનેટ સભામાં, એકાદ દેવીનું મંદીર બાંધે છે તે મુજબ મિત્રાચારીનું દેવળ બાંધ્યું. તેવીજ ઉલટી–તે કરતાં વધારે, 'સેપટીમસ સેવ્હેરિયસ' અને "પ્લૌટિયાનસ" એમની વચ્ચે ઘાડી મિત્રાચારી હતી. સેવ્હેરસે પોતાના વડા બેટાનું લગ્ન પ્લૌટિયાનસની બેટી સાથે કર્યાં હતાં; અને પ્લૌટિયાનસ જમાઇની અપ્રતિષ્ટા કરવા માડતાં 'સેવ્હેરસ' 'પ્લૌટિયાનસ'ના પક્ષમાં મળી જતો. તેણે સેનેટ સભાને પણ એક પત્ર મોકલ્યું. તેમાં એવું લખેલું હતું કે "આ શખસ ઉપર મારો એટલો બધો જીવ છે કે તેની આગમજ મારૂં મોત નિપજે એજ મારી ઇચ્છા છે." હવે આ પાદશાહ જો ત્રાજન‡ અથવા "માર્કસ ઓરેલિયસ" જેવા હતે, તો તેમના અત્યંત સુસ્વભાવને પ્રતાપે આવી વાતો બની એમ કહેવાઇ શકાતે. પણ તેઓ એટલા બધા ડાહ્યા,

* ટેબીમસ સુટસ—(જુઓ સીઝર–નિબંધ ૪ થાની ફુટનોટ)

† ટીબેરીયસ અને સેજાનસ—(જુઓ નિબંધ ૨ જાની ફુટનોટ)

‡ ત્રાજન—રૂમનો પાદશાહ. એનું આખું નામ માર્કસ આલ્પીસ ત્રાજન હતું. એનો જન્મ સ્પેનમાં ઈ. સ. ૫૨ માં થયો હતો ને મરણ ૧૧૭ માં નીપજ્યું હતું. એના સદગુણને લીધે ઈ. સ. ૯૮ માં "નર્વા" પાદશાહે એને પાલક કરી બીજે વર્ષે ગાદીએ બેસાડ્યો હતો. એણે પાર્થીયન તથા ડેસીનીયન પ્રજા સાથે લડાઈ કરી હતી.

કોરોસ કરવા માંડી; પણ પૉમ્પીએ તેની સામે કોરોસ કરી તે પોતાના એક મિત્રને મેળવી આપી. એ જોઇ 'સુલા'ને સ્હેજ ગુસ્સો આવ્યો અને તે પોમ્પીને દોષ આપવા લાગ્યો. ત્યારે પોમ્પીએ તડને ફડ જવાબ આપ્યો કે, "અસ્ત પામતા સૂર્યની પૂજા કર્યા કરતાં ઉગતા સૂર્યની પૂજા કરનારા વિશેષ લોકો હોય છે." આ જવાબ સાંભળી 'સુલા'ને ચુપજ બેસવું પડ્યું. "ડેસિમસ બ્રૂટસે"* જુલીયસ સીઝરના મન ઉપર એવો તો છાપ મારી કાબુ મેળવ્યો હતો કે "મારા પૌત્ર પછી સર્વ સંપતીનો માલેક બ્રૂટસ છે" એમ સીઝરે પોતાના વસીહતનામાંમાં લખ્યું હતું; અને તેણેજ એવટે સીઝરને મોતના ડાચામાં હોમાવ્યો હતો. કારણ, કેટલાક દુશ્ચિન્હને લીધે, અને મુખ્ય કરી 'કેલપરનિયા' (સીઝરની સ્ત્રી) ને જે દુષ્ટ સ્વપનું આવ્યું તેથી, સીઝર 'સેનેટ' સભા બરખાસ્ત કરનાર હતો; તેટલાં આજ માણસે તેનો હાથ પકડી તેને હળવેથી ખુરસી ઉપરથી ઉઠાડી મેળી કહ્યું કે, "તારી બાઇડીને શુભ સ્વપનું પડે ત્યાં સુધી 'સેનેટ' બરખાસ્ત કરીશ નાહ!" આ શખસનો સીઝરના મન ઉપર એવો તો અમલ હતો કે, એન્ટોનિયસ તેને "મોહીની" કહેતો હતો,–જાણે કે તેણે સીઝરને મારી નાખ્યો હતો. એગ્રિપા જો કે નીચ કુળમાંનો હતો તોય આગસ્ટસે તેને એવી હાલતે ચઢાવ્યો હતો કે, જ્યારે આગસ્ટસની બેટી 'જૂલિયા' મોટી થઇ અને તેણીના લગ્નની કેવી તજવીજ કરવી એમ આગસ્ટસે 'મેસેનાસ' ને પુછ્યું, ત્યારે મેસેનાસે ખુલ્લે ખુલ્લું જણાવ્યું કે "તમે 'આગ્રિપા'ને એટલી યોગ્યતાએ ચઢાવ્યો છે કે હવે તમે તેને પોતાની છોકરી આપો; અથવા

આનંદ જણાવતાં જેનો આનંદ વધારે વધતો નથી, અથવા દુઃખ જણાવતાં જેનું દુઃખ ઓછું થતું નથી, એવો માનવી કોઇજ નથી. કિમીયાગરો પારસ'* ને અંગે એકમેકના વિરુદ્ધ પણ હિતકારક એવા શરીરને ગુણ લાવવાની શક્તિ છે એમ કહે છે, તેજ ગુણ મન ખુલ્લું કરવાથી મનમાં ઉપજે છે; પણ કિમિયું કરનારા પાસથી દાખલો નહિ લીધો હોય તોય સૃષ્ટિ ક્રમમાં આ વાતનાં ખુલ્લા દાખલા મળશે. પદાર્થ મધે જે સ્વાભાવિક ગુણ છે તે એકસંપીને લીધે મજબૂત અને કાયમનો બને છે; પણ તે પદાર્થ ઉપર બીજી એકાદ ક્રિયા જબરીથી કરી હોય તો તેજ ઐક્યતાને લીધે ક્ષીણ અને મંદ બને છે, તેમજ મનનું પણ છે.

મિત્રાચારી યોગે મનોવિકારોને શાંતી મળે છે, એ તેનું પેહેલું ફળ. તેના યોગે બુધ્ધિને આરોગ્યદાયક અને અકસીર એવી દવા મળે છે, એ બીજું ફળ. મનોવિકાર ઉછળી તુફાન ઉઠતાં મૈત્રિને યોગે તેનામાં શાંતતા ઉપજે છે એ ખરૂં; પણ વિચારોની ગુંચવણને લીધે બુદ્ધિપર જે અંધકાર છવાય છે તે પણ મિત્રાચારી યોગે દૂર બને છે. મિત્ર તરફથી ભરોસેદાર સલ્લાહ મળતાં એવું પરિણામ નિપજે છે, એમ સમજવું નહિ; પણ મિત્રને તમારી હકીકત જણાવવા પેહેલાં તેમ બને છે. જેના મનમાં પુશકળ વિચારો ભરાયલા છે, તે બીજા સાથે બોલવા માડતાં અને તેને પોતાના વિચાર જણાવવા માડતાં તેની બુદ્ધિ અને વિચાર શક્તિ એ જે ગુચવાયલી હોય છે તે છુટવા માંડે છે અને

* પારસ–પારસને અંગે લોઢાને સોનામાં ફેરવી નાખવાનો ગુણ છે એમ લોક સમજે છે. પણ આ પથ્થર યોગે માનવી શરીર માહેલા સર્વ દુઃખ દર્દો સારાં કરી શકાય છે એવી યુરપમાંના કીમીયાગરોની સમજ છે.

એટલા મજબૂત મનના, મજબૂત નિશ્ચયના અને એવા તો સ્વાભિમાની હતા કે, તેવી કલ્પના કરવાને જગ્યા નથી. ત્યારે માનવીને સર્વમાં જે મોટું સુખ તે જો કે તેમને હતું, તોય મિત્ર વિના તે તેમને અધુરૂં લાગ્યું એ ખુલ્લે ખુલ્લું સિધ્ધ થાય છે. પણ સઘળામાં અજાયબી ઉપજાવનારી એ વાત છે કે તેમને બાઇડી, છોકરાં, પૌત્ર એ સર્વે હોવા છતાં તેમનાથી તેમને મિત્રાચારીનું સુખ મલ્યું નહિ.

"કૉમિનિયસ"* પોતાના પેહેલા માલેક "ડયુક ચાર્લસ ધી હાર્ડી" વિષે જે બોલે છે તે યાદ રાખવા લાયક છે. તે એ કે તે પોતાની છુપી વાતો કોઇને કહેતો નહોતો, અને જે વાતો તેના મનને વધારે ખુંચતી તેતો તે તદનજ ખુલ્લી કરતો નહોતો. આથી તે કહે છે કે, તેના છેલ્લા દિવસોમાં તેનાં આવાં મક્કમપણાંને લીધે તેની બુદ્ધિ ભ્રષ્ટ બની થોડી ઓછી પણ થઇ હતી. એજ મુજબ કૉમિનીયસની મર્જીમાં આવતે તો તેનો બીજો માલેક જે અગિઆરમો લુઇ તેને માટે પણ તેને એમજ કહેતા આવડયું હતું. તેનું મક્કમપણું એ ખરેખર છળનારૂં હતું; પણ એક વાત ઘણીજ અજાયબી ભરી છે, તેટલી જણાવી મિત્રાચારીનાં પેહેલાં ફળનું વિવેચન પુરૂં કરીશું. તે વાત એ છે કે, મિત્ર પાસે અંતઃકરણ ખુલ્લું કરતાં પરસ્પર વિરૂદ્ધ એવાં પરિણામ નિપજે છે. એટલે એમ :—મિત્રને આનંદ જણાવતાં તે બમણો વધે છે; દુઃખ જણાવીએ છિયે તો તે અરધું ઘટે છે. મિત્રને

* કોમીનીયસ અથવા કોમીન (ફીલીપ)—એક ફ્રેન્ચ ઈતીહાસ કર્તા. એ પેહેલાં બરગંડીના ડયુક ચાર્લસના આશ્રયમાં હતો. પણ પાછળથી ફ્રાન્સનાં પાદશાહ ૧૧ માં લુઈની નોકરીમાં જોડાયો હતો.

નથી; તેજ મુજબ જ્ઞાનહીન મનુષ્યની વાત છે. એટલે તેમને પોતાને જ્ઞાન નહિ હોય તોય તેમની સાથે વાતચીત કરવાથી, વાતચીત કરનારાઓની બુધ્ધિ તેજ બને છે. સારાંશ, માનવીએ પોતાનાં વિચાર મનમાના મનમાં ગુંગળાવી નાખ્યા કરતાં, તે કોઇ પુતળા પાસે અથવા મિત્ર સનમુખ બોલી બતલાવવાં એ ઉત્તમ.

બીજી એક વાત જણાવતાં મિત્રાચારીનાં બીજા ફળનું વિવેચન થશે. તે વાત ખુલ્લી હોઇ સામાન્ય પશુની નજરે પણ પડવા જેવી છે. તે એ કે, મિત્રથી ખરી સલાહ મળે છે. "વિશુધ્ધ પ્રકાશ ઉત્તમ" એવું હીરાક્લિસ * પોતાના એક વાકયમાં રસિક રીતે જણાવે છે, અને એ પણ ખરૂં છે કે, જે બુધ્ધિપ્રકાશ માનવીને બીજાની સલાહથી મળે છે, તે તેની ખુદના બુદ્ધિપ્રકાશ કરતાં વધારે ચોખું અને શુધ્ધ હોય છે. કારણ માનવીના ખુદના બુધ્ધિપ્રકાશ મધે તેના મનોવિકારનું અને જન્મ ખાપણનું મિશ્રણ હોય છે, તેથી મિત્રની સલાહ અને હાંજી હાંજી કરવાની સલાહ એમાં જેટલું અંતર છે, તેટલુંજ અંતર,મિત્રની સલાહ અને આપણા પોતાની સલાહ એમાં છે. કારણ માનવીને પોતા જેટલો બીજો કોઇ ખુસામતખોર નથી; અને ખુદની ખુસામતને અકસીર મિત્ર જેવી બીજી દવા નથી.

સલાહની બે કામમાં જરૂર હોય છે; એટલે ચાલચલણના સંબંધમાં અને કામકાજના સંબંધમાં; પ્રથમ ચાલચલણનાં સંબંધમાં વિચાર કરીએ. આપણું મન નીતિ માર્ગમાં રાખવા માટે ખરા

* હીરાક્લીસ—એક ગ્રીક તત્વવેતા. તેને એકાંતવાસ અત્યંત પ્રીય હતો. તે લોકોની મુર્ખાઈ જોઇ રડીયા કરતો, આથી તેને 'શોકી' એમ કહેલો છે.

પૃથક બને છે, પછી તે પોતાના વિચાર જ્યાં ને ત્યાં લગાડે છે–તે સંભાળથી એક પછી એક બાહેર કાઢે છે–બોલી બતલાવે છે એટલે તે કેવા દેખાય છે એ તે જુવે છે–સારાંશ, પેહેલા કરતાં તે માનવી ડાહ્યો બને છે. અર્થાત એક કલાક બીજા સાથે વાતચીત કરતાં જેટલું ડાહપણ તેને મળે છે, તેટલું એક દિવસ સુધી પોતાની સાથે વિચાર કરવાથી મળતે નહિ.

"ભાષણ એ બીછાવેલા ગલીચા પ્રમાણે છે." એમ 'થેમિસ્ટોકિલસે'* ઇરાનનાં પાદશાહને કહ્યું તે તદન ખરૂં છે. ગલીચા ઉપર કાઢેલું નક્ષીકામ અને ચિત્રો ગલીચો બીછાવીએ ત્યારેજ જણાય છે, તેમજ ભાષાના અલંકાર મનમા ગોઠવી રાખ્યા પ્રમાણે હોય છે, તેજ ભાષણમાં આણતાં સ્વચ્છ દેખાય છે. જે મિત્રો સલાહ આપવા લાયક છે, તેમની સાથેજ વાતચીત કરવાથી બુદ્ધિ ખીલે છે એમ નથી. એવા મિત્રો મળે તો ઘણું ઉત્તમ; પણ તેવા નહિ હોય તો ભાષણને યોગે માનવી પોતે પોતાનુંજ શિક્ષણ સંપાદન કરે છે, અને પોતાના વિચાર જાહેર કરવાને શિખે છે. જે મુજબ સહરાણ ઉપર છરીને ધાર ચઢાવતાં તે તેજ બને છે, પણ સહરાણને કાંઇ તેજી આવતી નથી, અને તેના અંગે કાપવાનું સામર્થ્ય પણ આવતું

* થેમીસ્ટોકલીસ.—એક જાણીતો અથેનીયન સરદાર. જન્મ ઈ. સ. પૂર્વે ૫૧૪ માં થયો હતો ને મરણ ઈ. સ. પૂર્વે ૪૪૯ માં નીપજ્યું હતું. ઈ. સ. પૂર્વે ૪૮૧ માં એણે દરીયાઈ કાફલામાં મોટો સુધારો કર્યો હતો. એણે ઝર્કસીસનાં લશકરને બળતવારીથી પાછું હટાવ્યું હતું, પણ ઇ. સ. પૂર્વે ૪૭૧ માં એની ઉપર ઇરાનીઓને મળી જવાનું તોહમત મેલતાં એ નાહાશીને અર્ટાઝર્કસીસની દરબારે જઈ રહયો હતો. એ મરણ સુધી 'મેગનીશીયા'માં વસતો હતો.

સલાહ નહિ લીધા કરતાં સારૂં.) પણ તેમ કરવામાં બમણો ભય છે. એક તો તેને હાલી સલાહ મળશે નહિ; કારણ ખરા મિત્ર શિવાય કદાચજ હાલી સલાહ મળે છે. તેમાં સલાહ આપનારાનો કાંઇ પણ ઉદ્દેશ હોય છે, અને તે ઉદ્દેશને અનુસરી તેની સલાહને વળણ મળે છે. બીજો ભય એવો છે કે, (સલાહ આપનારાની નેમ સારી હોય તોય) તેની સલાહ અપાયકારક અને ભૂલાવો ખવાડનારી હોય છે: તેમાં ગુણ અને અવગુણનું મિશ્રણ હશે. જેમ એકાદને કાંઇક રોગ થતાં તે તબીબને તેડાવે છે, તે રોગ સારો કરવા માટે તબીબની નામના હોય છે, પણ તેને દરદીની પ્રકૃતિની ખબર હોતી નથી. આથી એમ બને છે કે, તેની દવાથી તે રોગ સારો થાય છે, પણ બીજીજ એકાદ બલા ઉત્પન્ન થાય છે. સારાંશ, રોગ સારો થાય છે પણ રોગી મરણ પામે છે. તેજ પ્રકાર ભલતા માનવીની સલાહથી નિપજે છે. પણ મિત્રને તો તમારી સર્વ વાતો ખબર હોય છે. ત્યારે એક કામ કરવા જતાં તમારાં બીજા કામમાં હરકત થશે, એવી સલાહ તે આપશે નહિ. આથી અનેક મનુષ્યનો તુટક વિચાર લેવો નહિ; કારણ તેથી કામની ગોઠવણ થવાને બદલે ઉલટો ઘોંટાલો ઉત્પન્ન થાય છે; અને માર્ગ નહિ જાણવાથી ભલતી તરફ જાય છે.

આ પ્રમાણે મિત્રાચારીનાં બે ઉત્તમ ફળો થયાં. હવે ત્રીજું ફળ રહ્યું. આ ફળ દાડમ જેવું છે. એટલે તેના પેટમાં અનેક દાણા હોય છે. તેનો અર્થ એટલોજ કે સર્વ કામમાં અને સર્વ પ્રસંગપર મિત્રોની મદદની જરૂર પડે છે. જીંદગીમાં મિત્રનો ઉપયોગ અનેક રીતે કેમ થાય છે એ જોવાનું હોય, તો માનવીને હાથે બનતી નથી

મિત્રોના સુવચન જેવી બીજી ઉત્તમ દવા નથી. માનવીએ પોતાની પોતેજ તપાસ કરવી, તો તેમ કરવું કોઇ કોઇ વેળા મનને ઘણું ખુંચે છે. નીતિવંત સારા સારા ગ્રંથ વાંચવામાં ઓછો દમ નથી. પોતાની એબ બીજામાં જોવી તો તે પણ કોઇ કોઇ વેળા અયોગ્ય હોય છે, પણ મિત્રની ચોંપ એ ઉત્તમ ઔષધ છે. તે લેવામાં પણ ઉત્તમ અને ગુણમાં પણ શ્રેષ્ટ. ઘણા લોક (મુખ્ય કરી મોટા લોક) ભારે ભૂલો કરતાં, અને અત્યંત પ્રંટાબાજપણાંની વાતો કરતા જોઇ આપણને અજાયબી ઉપજે છે. તે ભૂલોથી અને તે વાતોને લીધે તેમની નામનાને ભારે કલંક લાગે છે, પણ જો તે ભૂલો તેમની નજરે લાવનારા તેમના મિત્ર હોયછે તો તેમ થતું નથી.

હવે કામના સંબંધમાં જોઇએ. એક આંખ કરતાં બે આંખોથી વધારે દેખાતું નથી; રમતમાં પાસેના લોકોના ધ્યાનમાં જેવી વાતો આવે છે, તેવીજ રમનારાના પણ મનમાં ઉત્પન્ન થાય છે; અથવા ગુસ્સાના આવેશમાં આવેલો માણસ શાંત માનવી જેટલોજ વિચારી હોય છે; અથવા બંદુક કશા ઉપર પણ ટેકાવી જેમ નેમ લઇ શકાય છે, તેમજ તે હાથમાં પકડીને પણ મારી શકાય છે વગેરે, વાતો કોઇને ખરી જણાતી હોય તો ભલે, પણ અમોને તે દેવાનપણાંની લાગે છે, અને જેને અહંમપણું ઘણું છે એવા મનુષ્યનાં મનમાંજ તે ઉત્પન્ન થાય છે. પરંતુ ગમે તે થાવ તોય, સારી સલાહ મળવાથી કામ નિયમિતપણે ચાલે છે, એમાં શક નથી. પણ જો કોઇને એવું ભાસતું હોય, કે આપણે એક કામમાં એક માનવીનો વિચાર લઇએ અને બીજા કામમાં બીજાનોજ લઇએ, તો તે પણ ઠીક; (એટલે તદનજ કોઇની

( ૨૮ )

## ખર્ચ.

ખર્ચ કરવો એજ પૈસાનો ઉપયોગ; અને ખર્ચ કરવો તે નામના મેળવવા માટે અને સારાં કામમાં કરવો જોઇએ. આથીજ કોઇ કદાચ વધારે ખર્ચ કરવાનો સમય આવતાં પ્રસંગના મહત્વ પ્રમાણે ખર્ચ કરવો; પણ હમેશનો ખર્ચ માનવીએ પોતાની શક્તિ મુજબ કરવો. તેની તરફ આપણું ધ્યાન પુગાડવું; તેની ઉપર નજર રાખવી. નોકર નફરો ફસાવશે અથવા વધારે ખર્ચ કરાવશે એમ થવા દેવું નહિ, અને દોરદમામ એવી ખુબીથી રાખવો કે, યોગ્ય ખર્ચ લોકોનાં અનુમાન કરતાં ઓછોજ રાખવો. આપણને તંગી પડે નહિ એવી જેની ઇચ્છા છે, તેણે હમેશનો ખર્ચ પોતાના ઉત્પન્ન કરતાં અરધો રાખવો, તેણે હમેશનો ખર્ચ પોતાની કમાઇથી અર્ધો રાખવો, અને તવંગર બનવાની ઇચ્છા હોય તો ત્રીજા હિસ્સા જેટલો રાખવો. મનુષ્ય ગમે તેવી મ્હોટાઇએ પુગેલો હોય તોય તેણે પોતાની દોલત ઉપર દેખરેખ રાખવી; તેમ કરવામાં કાંઇ ઓછુંપણું આવતું નથી. કેટલાક લોકો ઉતાવળીયાપણાંને લીધે તેમ કરતા નથી, અને કેટલાક તો કદાચ આપણી સંપત્તિ ઓછી થઇ એમ જોઇ દુઃખ થશે આથી કરતા નથી, પણ જખમ શોધી કાઢયા શીવાય તે કેમ સારૂં કરી શકાશે? જેનાથી પોતાની માલ મિલકતની દેખરેખ રખાતી નથી તેણે નોકરો રાખવા તે બરાબર ચુંટી તપાસીને રાખવા જોઇએ; અને તેમને ઉપરા ઉપર રજા આપી તેમની જગ્યા પર નવાં માણસો રાખવાં જોઇએ. કારણ

એવી વાતો કેટલી છે, તેનો વિચાર કરો. માનવીની જીંદગી નિયમિત છે, આથી તેના મનમાં રહેલા વિચાર પાર પડવા આગમજ તેનું મરણ નિપજે છે, એવું અનેક વેળાં બન્યું છે. આપણી પાછળ આપણાં બચ્ચાં બાળીનું શું થશે, અથવા આપણે શરૂ કરેલાં કામો આપણી પાછળ કેમ પાર ઉતરશે તે કાળજી મરનારને હોય છે. પણ જો તેનો કોઇ ખરો મિત્ર હશે તો તે મિત્ર આપણી નેમ પાર ઉતારશે એમ તેણે જરૂર જાણવું. મિત્રને "બીજો હું" એમ કહે છે. આપણને એક દેહ છે અને તે એકજ જગે હોય છે, પણ મિત્રાચારી હશે તો, દુનિયાં માહેલા ઘણાખરા વહેવાર આપણે પોતે કરી શકીએ છિયે, અને તે મિત્ર મારફતે પણ કરી શકાય છે. માનવીને લજાવી અથવા શરમાવી શકાતો નથી એવી વાતો કેટલી છે વારૂં ? માનવીને પોતાના ગુણ ગોઠવીને બોલતાં વટીક આવડતા નથી; પછી તેમની પ્રશંસા કરવાની વાત શા માટે ! માનવીથી કદી કદી યાચના અથવા પગે પડી શકાતું નથી. એવી અનેક વાતો છે કે જે મિત્રના મોહડે સારી દેખાય છે, પણ પોતાને શરમાવનારી દેખાય છે. તેમજ માનવીના સંબંધમાં અનેક હોય છે, તેમનાથી તેમના સંબંધ પ્રમાણે વરતવું પડે છે. બેટા સાથે વડીલના નાતાથી વર્તવું જોઇએ, બાઇડી સાથે ભર્તારના દરજ્જાથી વર્તવું જોઇએ; શત્રૂ સાથે તેજ મુજબ વર્તવું જોઇએ, પણ મિત્ર ગમે તેવી રીતે વાતચીત કરી શકે છે. જેમની સાથે બોલવા માટે તેમનો સંબંધ તેને જોવો પડતો નથી. આવા પ્રકારની સઘળી વાતો કેહવા બેસતાં તેનો અંત આવશે નહિ. માનવીને કયાં કયાં કામો પોતાને કરતાં આવડતાં નથી, એ માટે અમે એક નિયમ જણાવ્યો; જેને મિત્ર નહિ હોય તો તેણે રંગભૂમિ ઉપરથી નિકળી જવું એ સારૂં.

ખરૂં જોતાં નાહના નાહના નફાને સંભાળવા કરતાં નાહના નજીવા ખર્ચ ઓછા કરવા એમાં અપ્રતિષ્ટા ઓછી છે.

જે ખર્ચ એક વખતે ચાલુ કીધા તે હમેશાં ચાલુજ રહેશે; આથી તેવા ખર્ચ હમેશાં ઘણી ચોકસાઇથી કરવા. પણ જે વાતો ફરી ફરી આવતી નથી તેમાં ખર્ચ કરતી વેળા હાથ જરા વધારે છુટો રાખ્યો હોય તો ચાલશે.

---

## (૨૯)

## રાજ્ય અને સંસ્થાનો–એમની ખરી મોટાઈ.

અથેન્સનો રહેવાશી 'થેમિસ્ટોકિલસ'* એનું ભાષણ તુચ્છકાર દર્શક અને ગરૂરીભર્યું હતું; કારણ તેમાં તેની પોતાની બડાઇ હતી. પણ તે સામાન્ય રીતે બીજાઓને લાગુ પાડયું હતે તો તે ઘણું ગંભીર ને ડાહપણભર્યું થયું હતે. એક મેજબાની પ્રસંગે તેને સીતાર વજાડવા માટે વિનંતી કરવામાં આવી ત્યારે તે બોલ્યો કે, મને સીતાર વજાડતાં આવડતી નથી, પણ નાહના ગામને મોટું ગામ બનાવતાં આવડે છે. આ શબ્દ ઉપરથી (રૂપકની થોડી મદદથી) રાજ્ય કારોબારમાં વસનારા લોકોને અંગે બે ભિન્ન ગુણ હોય છે, એ દર્શાવિ શકાય છે; કારણ પ્રધાન અને રાજદ્વારી પુરૂષ એમની જો ખરી તપાસ કરી હોય

*થેમિસ્ટોકિલસ.—આ અથેનીયન સરદાર તથા રાજદ્વારી પુરૂષનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૧૮ માં થયો હતો: અને મરણ ઈ. સ. પૂર્વે ૪૪૯ માં નીપજ્યું હતું. ઈ. સ. પૂર્વે ૪૮૧ માં એણે દરીયાઇ કાફલામાં મ્હોટો સુધારો કર્યો હતો. ઝર્કસીસ સામે કરેલી લડાઇમાં એ કાફલાનો વડો સરદાર હતો. ઈ. સ. ૪૭૧ માં એની ઉપર ઇરાનીઓને મળી જવાનો આરોપ આવતાં એ નહાશી આર્ટાઝર્કસીસની દરબારમાં જઈ ભરાયો હતો.

નવા માણસને ચોંપ વધારે હોય છે, અને તેથી તેઓ લુચ્ચાઇ ઓછી કરશે નહિ. જેને પોતાના પ્રપંચ તરફ વારંવાર ધ્યાન પોંહચાડવાની ફુરસદ હોતી નથી, તેણે પોતાનું ઉત્પન્ન કેટલું છે અને ખર્ચ કેટલો છે એનો નક્કી હિસાબ કરી રાખવો જોઇએ.

કોઇને કોઇ કામમાં વધારે ખર્ચ રાખવો પડે છે તો તેણે તેનો ખંગ બીજી તરફ કાઢવો જોઇએ. જેમકે, તેને ભોજન ખર્ચ વધારે હોય તો કપડાં લત્તાનો ખર્ચ તેણે માફકસર રાખવો; દિવાન-ખાનામાં વધારે ખર્ચ હોય તો તબેલામાં ઓછો રાખવો—વગેરે: કારણ જેનો ખર્ચ સઘળાંજ કામમાં દુલ્લો હોય છે તેને થોડાજ દિવસમાં માઠી દશા પ્રાપ્ત થયા વિના રહેતી નથી.

જેને પોતાની મિલકત કર્જદારીનાં દબાણમાંથી છોડવવાની છે તેણે ઓછી ઉતાવળ કરવી નહિ, અથવા અત્યંત બેદરકાર ઢીલાપણું રાખવું નહિ. બેઉ પ્રકાર અપાયકારક છે, કારણ એકદમ કર્જ મુક્ત થવા માટે જે કિમતે મિલકત જશે તે કિમતે તે વેચી નાખવી, અને વ્યાજ વધવા દેવું એ બેઉ વાતો ઘણી ખરી સરખીજ ખરાબ કેહ-વાય. શિવાય જે એકદમ કર્જ મુક્ત બને છે તે પૂર્વ સ્થિતિએ પોંહચશે, કારણ સકંજામાંથી આપણો છુટકો થયો, એમ પોતાને જોતાંજ તેની આગલી ખાંમીઓ પાછી ઉભાશે. પણ જે પોતાનું કર્જ થોડું થોડું ફેડે છે તેને કરકસર કરવાની ટેવ પડે છે, અને તેથી તેનું મન અને તેની મિલકત એ બન્નેમાં સુધારો થાય છે.

જે મનુષ્ય એક વખત ગુમાવેલી દોલત પાછી મેળવવાની કોશેષ કરે છે તેણે નજીવી વાતો તરફ બેદરકાર રહેવું નહિ, અને

દાખલ થવું નહિ, અથવા બીજી રીતે તેમની ઓછી યોગ્યતા સમજી તેઓએ બિહીકણપણાંની અને હિચકારાપણાંની સલાહ સ્વિકારવી નહિ.

આકાર અને વિસ્તાર આ સંબંધથી રાજ્યની મોટાઇ માની શકાય એવી છે; અને વસુલ તથા જમા એ સંબંધથી પણ મોટાઇની ગણના કરી શકાય તેમ છે. પ્રજા ગણત્રી "સેન્સસ" ઉપરથી જણાશે અને શેહેરો તથા ગામોની સંખ્યા તથા મોટાઇ નકશા ઉપરથી જણાશે. તથાપિ રાજ્યનું સામર્થ્ય અને રાજ્યનું લશકર એમની ખરી કિંમત ઠરાવવી અને તે વિષે વગર ભૂલે અભિપ્રાય આપવો, એના જેટલું મુલકી કારભારમાં બીજું કોઇ પણ બીકટ કામ નથી. આકાશના રાજ્યની તુલના* એકાદ મ્હોટા ગરના, (મગજનાં) અથવા કોટલાવાલાં ફળ સાથે કરેલી નથી, પણ રાઇનાં એક દાણા સાથે કરેલી છે. રાઇ એ ધાન્યમાં તદ્દન કનિષ્ટ છે, પણ ઝટ ઉગનાર અને ફેલાવો પામવાનો તેનામાં ગુણ છે. તેજ મુજબ કેટલાક રાજ્યો વિસ્તારમાં મોટાં હોય છે, પણ તેઓ વધવા લાયક અથવા બીજાઓપર અમલ ચલાવવા લાયકના હોતાં નથી, અને કેટલાક ઓછા વિસ્તારનાં હોય છે; પણ તેઓ મોટાં મોટાં રાજ્યના પાયા બનવા લાયકનાં હોય છે.

પ્રજાનું કૂળ અને અંગસ્વભાવ લઢાયક અને શૂરવીર ભર્યું નહિ હશે તો કિલ્લેબંદીવાલાં શેહેરો, ખજાના અને યૂદ્ધ સામગ્રી, ઉત્તમ જાતવાન ઘોડા, લઢાઇનાં રથ, હાથી, તોપો, તોપખાના, વગેરે એ સઘળું સિંહનું ચામડું ઓઢેલા બકરા જેવું છે. એટલુંજ નથી પણ જ્યાંના લોકો ઓછા શૂરા હોય છે ત્યાં લશકરની ઠાલી સંખ્યામાં કાંઇ

* જે હાલતમાં સદાચરણ અને પુન્ય અને સ્વર્ગ સુખ હોય છે તેને બાઇબલમાં "આકાશનું રાજ્ય" એમ કહેલું છે.

તો તેમનામાં એવા મળશે (પણ કદાચજ)કે જેમને નાહનું સંસ્થાન મોટું બનાવતાં આવડે છે, પણ સીતાર વજાડતાં આવડતી નથી, અને બીજી તરફ બીજા એવા મળશે કે, તેમને વાજીંત્ર ભારે કુશળતાથી વજાડતાં આવડે છે, પણ નાહનું સંસ્થાન મોટું બનાવવાનો હુન્નર તેઓમાં હોતો નથી. એટલુંજ નહિ પણ તેમનો ગુણ ઉલટી બાજુનો હોય છે; એટલે તેમને મોટા અને મોટાઇએ ચઢેલા સંસ્થાનની ધૂળધાની અને નાશ કરતાં આવડે છે, અને ખરેખર, જે અધમ યૂકિતઓ અને હિકમત યોગે ઘણા મંત્રી અને હાકેમ પોતાના ધણીની મરજી મેળવે છે, અને બજારૂ લોકોમાં ચાહ મેળવે છે તેમને 'વાજીંત્ર વજાડનાર' આ કરતાં સારૂં નામ આપી શકાતું નથી. કારણ તે તેટલા વખત સુધી મનરંજન કરે છે અને તે માત્ર તેમના પોતા માટે મનોરંગ દેખાય છે. પણ જે સંસ્થાનની તેઓ નોકરી બજાવે છે તે સંસ્થાનનો લાભ અથવા ચઢતી તેઓથી થતી નથી. તેજ મુજબ એવા પણ મંત્રી અને હાકેમ (વગર શકે) હોય છે કે, તેઓ કામમાં હોશિયાર હોય છે; કારોબાર ચલાવવામાં અને ભયમાંથી અને ખુલ્લા ગેરબંદોબસ્તમાંથી બચાવી લેવા તેઓ સમર્થ હોય છે; તોય પણ સત્તા, સાધનો, અને સંપતિ આ સંબંધમાં રાજ્યની ચઢતી અને ફેલાવો કરવાની હોશિયારી તેઓમાં હોતી નથી, પણ કારીગર ગમે તેવા હોય, આપણે કામના સંબંધમાં બોલીએ. તે કામ એ છે કે "રાજ્ય અને સંસ્થાનો-એમની ખરી મોટાઇ અને તે મોટાઇના ઉપાય." આ વિષય મોટા અને બળવાન રાજાઓએ હાથમાં લેવા લાયક છે; એ થકી કે પોતાના સૈન્યની ઠાલી મોટાઇ માની તેઓએ ફોકટ સાહાસ કર્મમાં

નહિ હોવાના અનેક દાખલાઓ છે; આ ઉપરથી એમ ઠરવી શકાશે કે, કોઇ પણ રાજ્યમાં મ્હોટાઇનો મુખ્ય મુદ્દો ગણીએ તો ત્યાંના લોકો લડાયક હોવા જોઇએ છે. (પૈસા એ લડાઇનું બળ છે એમ સાધારણ રીતે બોલાય છે) પણ જ્યાંના લોકો હિચકારા અને નબળા હોય છે તેમની બાજુમાં બળ હોતું નથી, ત્યાં પૈસો એ લડાઇનું બળ નથી, કારણ (જ્યારે ક્રિસસે* બડાઇ મારી સોનું બતલાવ્યું ત્યારે) †સોલને ક્રિસસને બરાબર ઉત્તર આપ્યો કે "નામવર, જો તમારાથી વધારે બળવાન એવો કોઇ બીજો આવશે તો આ સર્વ મૌલ્યવાન સોનાનો તે ધણી થશે." આથી કોઇ પણ રાજાએ અથવા સંસ્થાનોએ પોતાના રાજ્યમાંની પ્રજા ખરી શૂર અને લડાયક નહિ હોય તો, આપણા સૈન્ય ઉપર માફક સરનોજ ભરોસો રાખવો અને બીજા કરતાં જે રાજ્યની પ્રજા લડાયક સ્વભાવની છે તેણે પોતાનું બળ જાણીને રહેવું; નહિ તો પોતાને અયોગ્ય એવું વર્તન તેના હાથથી થશે. ભાડુતી લશકર સંબંધમાં એટલુંજ જણાવવાનું છે કે; સઘળા દાખલાઓ ઉપરથી એવુંજ જણાય છે કે, જે કોઇ સંસ્થાન અથવા જે કોઇ રાજા તેમની ઉપર ભરોસો રાખે છે, તેણે પોતાની પાંખ થોડા વખત સુધી ફેલાવ્યા છતાં જલ્દીજ ખરી પડશે.

* ક્રિસસ—લિડિયાનો એ પાંચમો ને છેલ્લો પાદશાહ હતો. એ ઈ. સ. પૂર્વે ૫૫૮ માં ગાદીનશીન થયો હતો. એણે કયખશરૂ (સાયરસ) સામે લડાઈ ઉઠાવી પણ પ્રથમ તેનું પરિણામ જોગવાજોગ નહિ આવવાથી એણે ઈજીપ્તનાં રાજાની મદદ મેળવી લઢયો પણ તેમાં હાર પામ્યો; ને સાર્ડિસમાં સાયરસને હાથે કેદ થયો હતો. એને સાયરસે જન્મ પર્યંત પોતાની દરબારમાં માન પાન આપી નજરકેદ રાખ્યો હતો.

† સોલન—એથેન્સનો એક તત્ત્વવેત્તા. ગ્રીસ દેશ માહેલા સાત ડાહ્યામાં એની ગણના હતી.

અર્થ હોતો નથી, કારણ (વ્હર્જીલ* કહે છે તે મુજબ) "બકરાં જોઇએ તેટલાં હોય તોય શિયાળને તેમનો ભય ઉપજતો નથી." આરબેલા† ના મેદાનમાં ઇરાનીઓનું લશકર એક માનવીઓનો એવો તો મહાન દરયાવ હતો કે અલેકઝાન્ડરના લશકરમાંના સરદારો અજબ થયા. આથી તેઓ તેની પાસે ગયા, અને રાતની વેળા તેમની ઉપર હુમલો કરવો એમ તેને સુચવ્યું, પણ સરદારે જવાબ આપ્યો કે "આપણે ચોરીથી જય મેળવીશું નહિ." અને તેમનો પરાજય સેહેલાઇથી થયો. આરમિનીયાનો ટિગ્રાનીસ ૪,૦૦,૦૦૦ નાં ગંજાવર લશકર સાથે એક ટેકડી ઉપર છાવણી મારી પડયો હતો, તેટલાં તેણે રોમન લોકોનું ૧૪૦૦૦ નું લશકર પોતા તરફ આવતું જોઇ, મશ્કરીમાં બોલ્યો કે, "આ સામેથી આવતું લશકર દેખાય છે તેઓ સુલ્લેહ માટે આવતા હોય તો તેઓ ઘણાજ છે, પણ લઢવા આવતા હશે તો ઘણાજ થોડા છે." પણ સૂર્ય અસ્ત પામવા આગમજ એના લશકરની ભારે કતલ કરી તેમને નહસાડવા આ નાહનું લશકર પણ પૂરતું હતું એ જણાઇ આવ્યું. સંખ્યા અને શૌર્ય એમની વચ્ચે મેળ

---

* વ્હર્જીલ—એક રોમન કવિ. તેણે લેટિન ભાષામાં "ઇનિયડ" નામનું કાવ્ય લખ્યું છે. કાવ્યનો નાયક "ઇનિયાસ" છે, તે ઉપરથી કાવ્યને 'ઇનિયડ' એ નામ આપેલું છે.

† આરબેલાની લઢાઈ.—આ લઢાઈ ઈ. સ. પૂર્વે ૩૩૧ માં ૧ લી અકટોબરે થઇ હતી. આજ લઢાઇમાં દારાયસે સેકંદરની સામે લડતાં રાજ્ય ખોયું હતું. એરિયન મુજબ આ વેળા દારાનાં લશકરમાં ૧૦૦૦૦૦૦ પેદલ, ૪૦૦૦૦ ઘોડેસ્વાર, ૨૦૦૦૦૦ હથિયારબંદ લઢાઈનાં રથ અને ૧૫ હાથીઓ હતાં. ડાયોગોરસ મુજબ ૮૦૦૦૦૦ પેદલ અને ૨૦૦૦૦૦ ઘોડેસ્વાર હતા. જસ્ટીનીયનનાં જણાવવા મુજબ ૪૦૦૦૦૦ પેદલ, ૧૦૦૦૦૦ ઘોડેસ્વારો હતા. ઓકસસ મુજબ ૨૦૦૦૦૦ પેદલ અને ૪૫૦૦૦ ઘોડા હતા. અલેકઝાન્ડરનાં લશકરમાં ૪૦૦૦૦ પેદલ અને ૭૦૦૦ ઘોડેસ્વારો હતા.

તેમજ દેશમાં જો ગ્રહસ્થ ઘણા થયા તો સામાન્ય લોકો હલકા બનશે; અને એવી હાલત થશે કે, સોમા એક વટીક લશકરમાં દાખલ થવા લાયક થશે નહિ; વીશેષ કરી પેદળમાં; અને પેદળ લશકર તો સૈન્યનો જીવપ્રાણ છે, અને એ રીતે લોક સંખ્યા ભારે પણ બળ ઓછું એમ બનશે. હું આ જે જણાવું છું તે ઇંગલંડ અને ફ્રાન્સ એમની તુલના કરવાથી બરાબર જણાશે; બીજી રીતે સમજાશે નહિ. એઓમાં ઇંગલંડ જોકે વિસ્તાર અને પ્રજા સંખ્યાના માનના પ્રમાણમાં નાહનું છે તોય ફ્રાન્સ સાથે પુરૂં પડી કાયમ છે; તેનું કારણ ઇંગલંડ માહેલા મધ્યમ વર્ગમાના લોકો સારા સિપાઇ બને છે, તેવા ફ્રાનસ મધેના ખેડુતો થતા નથી, અને આ સંબંધમાં સાતમા હેન્રિ રાજાની યુક્તિ ઉંડી અને વર્ણનિય હતી. તેણે ખેતરો અને ખેડુતોનાં મકાનો નમુનેદાર બનાવ્યાં હતાં; એટલે ખેડુતોને પ્રજા ઉત્પન્ન કરવા અને ગુલામી હાલતમાં નહિ રાખતાં સુખી હાલતમાં રાખવા માટે જેટલી જમીન જોઇએ તેટલી તેમને આપી હતી; અને માલેકોના હાથમા હળ રહે, તે ફક્ત ભાડુતી મંગાવેલા મજુરોના હાથમાં જાય નહિ એવી તજવીજ રાખી હતી. એમ કરે તોજ વરજીલે પ્રાચીન ઇટલીનું જે વર્ણન આપ્યું છે તેવી સ્થિતિ પ્રાપ્ત થશે. તે કહે છે કે તે વખતે ઇટલીની "જમીન લદાયક અને સુસ્નેહ પ્રસવવા સમર્થ હતી." બીજી એક હાલત છે તે પણ વિસરવી જોઇતી નથી; (તે મારી જાણ પ્રમાણે માત્ર ઇંગલંડમાં જણાય છે, તે બીજે ઠેકાણે કદાચજ નજરે પડે છે. કદાચ પોલાંડમાં માત્ર હશે.) [illegible]ટલે સ્વતંત્ર નોકર અને ઉમરાવ એમના ઓળખીતા. હથીવારના [illegible]સમાં આ ખેડુત સિપાઇ કરતાં કોઇ રીતે ઉતરતા નથી; અને

જુડા અને ઇસા એમની સરખામણી એક ઠેકાણે કદી પણ સરખાઇમાં ઉતરશે નહિ; એટલે એકજ રાષ્ટ્ર અથવા જન પદ, સિંહના ખચ્ચા અને બોજો ઉંચકનાર ગધેડા, એવા બન્ને સરખામણીમાં ઉતરશે નહિ, અથવા કરના બોજા તળે દટાયલા લોકો કદી શૂરવીર અને લઢાયક બનશે એમ થશે નહિ. એ ખરૂં છે કે, રાષ્ટ્રની સંમતિથી બેસાડેલા કર પ્રજાની હિમ્મત ઓછી ખુંચે છે; એ 'ખાલાટીશ'* દેશમાંની જકાત ઉપરથી જણાય છે; અને ઇંગલંડમાંના રાજ્યને પાર્લામેંટ તરફથી પૈસાની કૂમક મળે છે તે ઉપરથી કેટલેક અંશે જણાય છે. કારણ તમે એ ધ્યાનમાં રાખજો કે, અમે હવે અંતઃકરણના સંબંધમાં બોલીએ છિયે; દ્રવ્ય સંબંધમાં નહિ. એટલે એમ કે, દ્રવ્ય સંબંધમાં જોતાં ખંડણી અથવા કર સંમતિથી બેસાડયો હોય અથવા અધિકારના જોરથી બેસાડયો હોય, તોય અર્થ સરખોજ; પણ હિમ્મત ઉપર તેની અસર જૂદી જૂદી થાય છે. આ ઉપરથી તમે એવો સિદ્ધાંત ઠેરવજો કે, જે લોકો ઉપર કરના બોજા વાજબી કરતાં વિશેષ છે તે રાજ્ય કરવાને લાયક નથી. જે રાજ્યને મોટાઇનો લોભ છે તેણે પોતાના ઉમરાવ અને ગ્રહસ્થ એમની સંખ્યા એકદમ જલ્દી વધે નહિ તે માટે ચોકસ રહેવું. કારણ તેઓ વધશે તો સામાન્ય પ્રજાજન માત્ર ખેડુત અને હલકો મજૂર બનશે; તેના અંતઃકરણમાં ઉત્સાહ રહેતો નથી, અને તે ખરેખર ગ્રહસ્થનો મજૂર બને છે. જેમ બનાવટી વનમાં તમે તમારી બેઠક ઘણું નજદીક બનાવી હોય તો તમોને સ્વચ્છ છોડ કદી પણ મળશે નહિ; ઝાકર અને ઝાડી માત્ર મળશે, વડ

* ખાલાટી—બેલજ્યમ અને હોલંડ એમને ખાલાટી કહે છે.

લોકો પરદેશીઓને પોતામાં લેવાના સંબંધમાં સખ્ત હોય છે. આથી જ્યાં સુધી તેઓ પોતાની હદમાં હતા ત્યાં સુધી ઉદાર હતા; પણ જ્યારે તેઓ ફેલાયા અને તેમની ડાંખળીઓ થડ કરતાં મ્હોટી થતાં, પવનથી ઝાડ પડે તેમ, તેઓ એકાએક નીચે પડયા. આ સંબંધથી પરદેશીઓને પોતામાં લેવામાં જેવા રોમન લોકો તૈયાર હતા, તેવું બીજું કોઇ પણ રાજ્ય નહોતું. આથી તેમને ફળ પણ તેવાંજ મળ્યાં. કારણ તેમને અત્યંત મોટી શહેનશાહત પ્રાપ્ત થઇ. તેમની ચાલ એવી હતી કે, પરદેશીઓને સ્વદેશી હક આપવા, (એને તેઓ રાજકીય હક કહે છે) અને તે પણ પૂર્ણપણે આપવાં; એટલે તેમને રોમન લોકો સાથે વેપાર કરવાનો હક, લગ્ન કરવાનો હક, વારસા હિસ્સાનો હક આપતા; એટલુંજ નહિ પણ (રાજ્યકારોબારમાં) મત આપવાના હક અને મોટા મોટા ઓધ્ધા આપતા, અને તે થોડા ઓનેજ નહિ, પણ સર્વ કુટુંબોને, એટલુંજ નહિ પણ શેહેરોને અને કોઇ કોઇ વેળા રાષ્ટ્રોને વટીક આપતા, તે શિવાય તેમની વસાહત કરવાની પણ ચાલ હતી. આથી રોમન રોપા બીજા રાષ્ટ્રની ભૂમિમાં વાવવામાં આવતા, અને આ બેઉ સંસ્થાન એકત્ર કરી—તમો કહેશો કે રોમન લોકો દુનિયાંપર ફેલાયા એમ નથી, પણ દુનિયાંજ રોમન લોકો ઉપર ફેલાઇ, અને મ્હોટપણાની ખાત્રીનો માર્ગ એજ છે. મને કોઇ કોઇ વખતે સ્પેન માટે નવાઇ ઉપજે છે. આટલા થોડા દેશી સ્પેનિયર્ડોની સાધ્યતાથી આવું મોટું રાજ્ય જાળવી તે કેમ રાખી શકે છે? કારણ એ ખરૂં છે કે સ્પેનનો તમામ વિસ્તાર એટલે વૃક્ષનું એક અતયંત મોટું થડ છે. પ્રથમ રોમન અને સ્પેનિયર્ડોનું

તેથીજ ઉમરાવ અને ગ્રહસ્થ એમનો દોરદમામ, ભપકો, સંખ્યાબંધ નોકરો અને મેહેમાનદારી એ વહિવટમાં આવ્યાથી, તેમાંથી શૂરાતનને ઉત્તેજન આવે છે એમાં શક નથી; અને એથી ઉલટું જો ઉમરાવ અને ગ્રહસ્થ જો કંજુસાઇથી અને માફકસર ખર્ચથી રહેવા માંડશે તો લશકરી ટોળીની તંગી પડે છે.

'નેબુખદનેઝર'નાં રાજ્યવૃક્ષનું થડ,* ડાંખળી અને પાદડાં એમનો બોજો સહન કરવા જેટલો મોટો હોવો જોઇએ, એવી હર પ્રયત્નોથી તજવીજ રાખવી જોઇએ; એટલે રાજ્યની અથવા સંસ્થાનની દેશી પ્રજાઓ, જેમની ઉપર તેઓ રાજ્ય કરે છે, એમના યોગ્ય પ્રમાણથી હોવાં જોઇએ. આથી જે રાજ્યો પારકા લોકોને ઉદારપણે સ્વદેશી બનાવે છે તેઓ શેહેનશાહત સ્થાપવાને યોગ્ય બને છે. કારણ ગણત્રીબાજ માનસો, તેમનું શૌર્ય અને રાજ્યકારોબારની બાહોશી દુનિયાંમાં અત્યંત કુશળ હોવા છતાં, વિશાળ વિસ્તારનું રાજ્ય જાળવવા સમર્થ થશે એમ માનવું, એટલે તે કાંઇક કાળ સુધી ખરૂં થશે; પણ તે એકાએક ધસી પડશે. સ્પાર્ટન

* નેબુખદનેઝર—બાબીલોનનો રાજા. તેણે સ્વપ્નમાં એક અત્યંત વિશાળ વૃક્ષ જોયું. તે પૃથ્વીના મધ્ય ભાગમાં હતો. તેની ઉંચાઈ આકાશ વેર પુગી હતી. તેના પાંદડા અત્યંત સુંદર હતાં; અને તે ફળથી ભરપુર હતું. તેટલાં આકાશમાંથી એક માનવી આવ્યો અને બોલ્યો "આ વૃક્ષ કાપી નાખ; તેની ડાંખલી કાપ અને પાંદડા ખરી પડે તેમ કર, પણ થડને માત્ર રહેવા દે." ભવિષવાદી ડાનિયલે રાજાના આ સ્વપનાની એવી તાસિર જણાવી કે "વૃક્ષ તે તુંજ છે. તાહરૂં રાજ્ય અત્યંત મોટું છે. દેવતા તેનો નાશ કરશે, અને તારી ઉપર સંકટ આવશે. પણ તારૂં રાજ્ય તદન પડી ભાગશે નહિ. તેનું થડ રહેશે, અને તે રાજ્ય તને ફરી પ્રાપ્ત થશે."

સોંપવા, (અને એ થકી તેમને પોતાના દેશમાં વધારે સરળતાથી લેવા) અને સ્વદેશ માહેલા નીચલા દરજ્જાના લોકોના મુખ્ય ભાગમાં આ ત્રણ ધંધાદારીઓને રાખવા: જમીન ખેડનારા, સ્વતંત્ર નોકર, અને બળવાન તથા માનવી હુન્નરના કારીગર; જેમકે લોહાર, સુતાર, કડીયા વગેરે સિપાઇગીરીનો ધંધો કરનારા એમાં ગણ્યા નથી.

પણ સાર્વભૌમત્વ અને મોટાઇ કરતાં રાષ્ટ્રોએ સિપાઇગીરીનો ધંધો એજ મુખ્ય માન, અભ્યાસ અને ધંધો સમજવો, એ અત્યંત જરૂરનું છે. કારણ ઉપર જે અમે વાતો જણાવી તે હથીયાર પકડવાની જરૂરીના સંબંધમાં જણાવી. અને નેમ તથા કૃતિ આ શિવાય લાયકીનો શો ઉપયોગ? 'રોમ્યુલસે' (રોમનો પેહેલો પાદશાહ) પોતાના મોત પછી (એવું કહે છે, પછી તે ખરૂં હોય યા કાલ્પનિક હોય) રોમન લોકોને એવું ફરમાન આપ્યું કે, "તમે બીજી વાતો પર ધ્યાન આપવા કરતાં માત્ર સિપાઇગીરી તરફ વધારે ધ્યાન આપજો એટલે તમોને પૃથ્વી ઉપર અતિ મોટું રાજ્ય પ્રાપ્ત થશે." સ્પાર્ટન રાજ્યની તમામ ઇમારત (પણ ડાહપણથી નહિ) આજ ધોરણ ઉપર અને વિષય ઉપર રચેલી અને બાંધેલી હતી. ઇરાની અને મેસિડોનીયન લોકોમાં આ રીત થોડોજ વખત કાયમ રહી હતી. ગૉલ, જર્મન, ગૉથ, સેકસન, નૉર્મન—આ અને બીજા લડાયક લોકોમાં તે થોડો વખત કાયમ હતી. તુર્ક લોકોમાં તે આજે પણ છે; પણ તે ઘણી હલકી હાલતમાં છે. ખ્રીસ્તી યુરોપીયનોમાં તે માત્ર સ્પેનિયર્ડોમાં જોવામાં આવે છે. જે ધંધામાં માનવી વધારે ધ્યાન પોંહચાડે છે તેમાં તેને ફાયદો થાય છે: એ વાત એટલી તો ખુલ્લી છે કે તે સિધ્ધ કરવાની જરૂર

હતું તેથી અનેક દરજ્જે મ્હોટું અને તે સિવાય, પરદેશીઓને ઉદાર દિલે પોતામાં લેવાની ચાલ જો કે તેઓમાં નથી, તોય તેથી ઉતરતી ચાલ તેઓમાં છે. એટલે તેઓ આપણા સાધારણ લશકરમાં અવિ-ચારી સર્વ રાપટ્નાં લોકોને રાખે છે, એટલુંજ નહિ પણ કદી કદી તદ્દન મોટા દરજ્જાના સરદારની જગા ઉપર પણ રાખે છે. આ સ્વદેશીઓની તાણ તેમની તેમને આ ક્ષણે સમજવા લાગી છે એમ જણાય છે. હાલમાં પ્રેગમેટિકલ સેકશને* જાહેર કર્યું છે એ ઉપરથી જણાય છે.

એ ખરું છે કે ઘેરમાં બેઠા બેઠા કરવાની કારીગરી અને નાજુક ધંધા (જેમને બાજુ કરતાં આંગળાંની આવશ્ય-કતા વધારે હોય છે) એ સ્વભાવિક રીતે લશ્કરી બળના ફેલાવા વિરૂધ્ધ હોય છે; અને સામાન્યપણે તમામ લઢાયક લોકો કેટલીક રીતે આળશી હોય છે, અને તેમને સખત વેઠ કરતાં સંકટની ચાહ વિશેપ હોય છે. તેમનું બળ જો કાયમ રાખવું હોય તો, આ તેમની ટેવ ઝાઝી તોડવી નહિ. સ્પાર્ટન, એથે-ન્સ, રોમ અને બીજા પ્રાચિન રાજ્યોને આ એક ફાયદો હતો કે, તેઓમાં જેઓ ગુલામ હતા તેઓ ઘણું કરી આવા ઉદ્યોગ ધંધા ચલાવતા, પણ ગુલામગીરીને ખ્રીસ્તી શાસ્ત્રે મુખ્ય કરી રદ કરી છે. તેને મળતો પ્રકાર જોતાં તેવાં કામો મુખ્ય કરી પારકા લોકો તરફ

* પ્રેગમેટિકલ સેકશન—સ્પેનનો ૪ થો ફિલીપ રાજા ગાદીએ આવતાં થોડાજ દિવસમાં તેણે એવો એક હોકમ જાહેર કર્યો કે જેઓ લગ્ન કરશે તેમને હક આપવામાં આવશે; અને જેમને છ છોકરાં થશે તેમને વધારે હક આપવામાં આવશે. તે હોક-મને "પ્રેગમેટિકલ સેકશન" કહેતા.

ઘણો વખત નચીંત બેસવું નહિ. બીજું, આપણા સંપમાંનાં રાજ્યો ને મદદ અને કુમક આપવા તેણે આતુર અને તૈયાર રહેવું. રોમન લોકો એવાજ હોય છે. તે એટલા સુધી કે એકસંપીમાંનાં એકાદ સંસ્થાને બીજાં જૂદાં જૂદાં સંસ્થાનો સાથે જોકે સંરક્ષક સંપ કીધેલો હોય અને પરચક્ર આવતાં તેમની છુટક રીતે મદદ માગેલી હોય; તોય. રોમન લોકો સૌથી પેહલાં મદદમાં જતા; પેહેલાં મદદે જવાનું માન તેઓ બીજાને લેવા દેતા ન હતા. પ્રાચીનકાળમાં જે લડાઈઓ વિવક્ષિત પક્ષનાં તરફથી અથવા રાજ્ય પધ્ધતિની સમાન રૂપતા કરવા માટે કરવામાં આવતી, તે સંબંધથી જોતાં તેમનું 'સ્મર્થન' કેમ કરવું એ મને સમજાતું નથી. દાખલા તરીકે, રોમન લોકોએ 'ગ્રેસિયા'ની સ્વતંત્રતા માટે જે લડાઈ કરી; અથવા 'લાસેડેમોનિયન' અને અથેનિયન લોકોએ પ્રજાસત્તાક અને અલ્પ જનસત્તાત્મક રાજ્યો સ્થાપન કરવામાં અથવા તેમનો નાશ કરવા માટે જે લડાઈઓ કરી, અથવા ન્યાય તથા સંરક્ષણના સાણા તળે, બીજા રાજ્યોની પ્રજાને જુલ્મમાંથી અને જબરદસ્તીમાંથી છોડવવા થકી પારકાઓએ જે લડાઈઓ લડી તે વગેરે એટલું જણાવ્યું હોયતો પુરતું છે કે, હથીયાર ઉંચકવાનો વાજબી પ્રસંગ આવતાં જે રાજ્ય જાગૃત થતું નથી તેણે મોટાઈએ ચડવાની આશા કરવી નહિ..

કસરત વિના કોઇ પણ શરીર નિરોગી બની શકતું નથી. જે વાત માંસ હાડકાંના શરીર સંબંધી તેજ રાજકીય શરીરની; અને રાજ્ય અથવા સંસ્થાનને ન્યાયી અને પ્રતિષ્ટાદાયક લડાઇ એજ ખરી કસરત છે. અપસમાંની લડાઇ તાપની ગરમી પ્રમાણે છે; પણ પાર-

નથી. એટલુંજ વર્ણન કર્યું હોય તો પુરતું છે, કે જે રાષ્ટ્ર પ્રત્યક્ષ રીતે સિપાઇનો ધંધો જાળવતું નથી, તેણે મોટાઇ પોતાના કબજામાં આવી પડશે એવી આશા કદી રાખવી નહિ, અને બીજી રીતે કાળની અચુક વાણી એવી છે કે જે રાજ્યો તે ધંધામાં ઘણા દિવસ હોય છે (જેવા કે રોમન અને તુર્ક લોકો મુખ્ય કરી હતા) તેઓ અલૌકિક કામો કરે છે, અને જેઓએ હથીયાર સજવાનો ધંધો થોડા કાળ સુધી કર્યો તેમને તે કાળમાં માત્ર મોટાઇ પ્રાપ્ત થઇ છે અને તેમનો તે ધંધો અને હથીયારનો ઉપયોગ એ નષ્ટ થયા પછી પણ તેમની મોટાઇ ઘણા વર્ષો કાયમ રહી છે.

આજ દલીલનું અંગભૂત એવું છે કે, લઢાઇનાં ન્યાયી કારણો તેમને લાવી આપશે એવા કાયદા અને રીતભાત રાજ્યમાં રેહવાં જોઇએ; કારણ માનવી સ્વભાવમાં આવું ન્યાયી ખમીર સમાયલું છે. કાંઇ પણ કારણ વગર પછી તે ગમે તેવા તકલીદ હોય–અને કજ્યા વિના લઢાઇમાં ઉતરવું નહિ (જે લઢાઇથી ઘણા અનર્થ ઉત્પન્ન થાય છે), પોતાના ધર્મ અને પંથના પ્રસાર કરવા માટે લઢાઇનું કારણ તુર્ક લોકો પાસે તૈયાર હોય છે. આ કારણ તેમને જોઇએ ત્યારે આગળ ધરતાં આવડે છે; જોકે રોમન લોકો પોતાના રાજ્યની હદ વધારવામાં, તેમના સેનાપતિઓએ તેવું કર્યા પછી, ભૂષણદાયક માનતા, તોય લઢાઇ શરૂ કરવા માટે તેટલુંજ કારણ પુરતું ગણતા નહિ. આથી પ્રથમ જે રાષ્ટ્રને મોટાઇ જોઇએ તેઓએ એવું કરવું કે, પોતાની સરહદ્ ઉપરનાં લોકોને, વેપારને અથવા રાજકીય એલચીને જે ઇજા થાય તે પોતાના અંગપર ખેંચી લેવી અને લઢાઇ માટે કારણ મળતાં

કાર કીધો. દરિયાઇ લડાઇઓએ યુદ્ધનો અંત આણ્યો; એવા અનેક દાખલા છે. પણ એવે વખતે રાજાએ અથવા સંસ્થાનોએ પોતાનું સર્વસ્વ તે લડાઇમાં મેલ્યું હતું, પણ એટલું ચોક્કસ છે કે જેના તાબામાં સમુદ્ર છે તેને ભારે સ્વતંત્રતા છે, અને લડાઇમાં ભાગ ગમે તેટલો ઓછો વધારે લેવાનું તેના હાથમાં હોય છે. પણ જમીન ઉપર જેઓ બળવાન હોય છે તેઓ અનેક વખતે સકંજામાં સપડાય છે. ત્યારે એ પણ ખરૂંજ છે. આજે અમો યુરપીઅન રહીશોને સમુદ્ર ઉપરનું પ્રાબલ્ય (એ આ ગ્રેટબ્રીટનના રાજ્યની મુખ્ય બક્ષિસોમાં એક છે) અત્યંત ફાયદામંદ થઇ પડ્યું છે. કારણ, યુરપમાંનાં ઘણાંએક રાજ્યો ભૂમિની વચ્ચોવચમાં નહિ હોઇ, ઘણે ઠેકાણે સમુદ્રથી ઘેરાયલાં છે; અને બીજું કારણ જેને હાથ સમુદ્રનું સ્વામિત્વ છે તેને બેઉ ઇંદીજ (હિંદુસ્તાન તથા અમેરીકા)ની સંપત્તિ ઘણે ભાગે મળે છે.

પ્રાચીનકાળની લડાઇઓથી લોકોને જે માન અને પ્રતિષ્ટા પ્રાપ્ત થઇ હતી, તે માટે અર્વાચીન લડાઇમાં અજ્ઞાનપણું જણાય છે. હવે લશકરી ઉત્તેજન અર્થે કાંઇક પદ્વિ અને ખેતાબ છે. પણ તે સિપાઇ અને નહિ સિપાઇ તેમને પણ સાથે બક્ષવામાં આવે છે, અને કદાચજ ઢાલ ઉપર કાંઇ યાદગારી અને નિશાની, સિપાઇઓ માટે કાંઇ દવાખાના અને એવું કાંઇ પણ હોય છે. પણ પ્રાચીન કાળમાં જયને ઠેકાણે ઉભાવેલા યાદગારીનાં સ્થંભ; લડાઇમાં માર્યા ગયલા લોકોના પ્રિત્યર્થે ઉત્તરક્રિયા વખતે કરેલો સ્તુતિવાદ અને બાંધેલા ચબુત્રા, વ્યક્તિને મળનારા મુગટ અને હાર "એમ્પરર"* આ પદ્વિ, જે પાછળથી દુનિ-

* એમ્પરર—'એમ્પરર' આ શબ્દ લેટીન ભાષામાંના "ઇમ્પરાટોર" શબ્દ ઉપરથી નિકળેલો છે. ઇમ્પરાટોર એટલે સેનાપતિ. વિજયી થઇ આવેલા સરદારને "ઇમ્પરાટોર" એવો એનામ રોમન-લોકો આપતા હતા.

કાઓ સાથની લઢાઇ કસરતની ગરમી પ્રમાણે છે, અને શરિર નિરોગી રાખવા માટે તે ઉપયોગી થઇ પડે છે. કારણ એશઆરામીવાળી આળસાઇની શાંતતા દરમ્યાન હિમ્મતવાન પણ હીચકારા બને છે અને રીતી રેવાજો પણ ભ્રષ્ટ બને છે. એશઅશરતના સંબંધમાં ગમે તેમ હોય; તોય મોટપણાંના સંબંધમાં એ તદન ખરૂં છે કે હંમેશાં તૈયાર રહેવું એમાંજ લાભ છે અને જેની પાસે કેળવાયળું મજબૂત ઘટાડેલું લશકર હમેશાં તઇયાર રહે છે (જો કે એ ખર્ચનું કામ છે.) તેજ ઘણું કરી બીજાઓને ફાયદો કરી આપે છે. નિદાન પડોસનાં તમામ રાજ્યોમાં તેની નામના પણ હોય છે. એ સ્પેનમાં બરાબર દેખાઇ આવે છે. સ્પેને આજે એકસો વીસ વર્ષ થયાં ઘટાડેલું સૈન્ય એક નહિ તો બીજા ભાગમાં હંમેશાં રાખેલું છે.

સમુદ્ર પર સ્વામિત્વ ધરાવવું એ સાર્વભૌમ રાજ્યનું સંક્ષેપ છે પૉમ્પીએ સીઝરની સામે જે તૈયારી કરવા માડી હતી તે માટે 'એટિકર્સ'ને લખતાં 'સિસરો' જણાવે છે,"પૉમ્પીની સલાહ ઘણીખરી થેમિસ્ટોકિલસ જેવીજ છે, કારણ તેને એવું દિસે છે કે જેના તાબામાં સમુદ્ર છે તેના તાબામાં જય છે;" અને પૉમ્પીએ ફોકટના અભિમાનથી જો તે માર્ગ છોડયો નહિ હતે તો તે સીઝરને સખત હરાવતે, સમુદ્ર ઉપર જે જે લઢાઇઓ થઇ છે તેમનાં પરિણામ પણ આપણે મોટાં જોઇએ છિયે. ઓકટિયમની* લઢાઇએ પૃથ્વીના સાર્વભૌમત્વનો છેડો આણ્યો. લેપાન્ટોની† લઢાઇએ તુર્ક લોકોની ચઢતીનો અટ-

* ઓકટિયમની લઢાઈ—આગસ્ટસ અને માર્કસ એન્ટોની વચ્ચે થઈ હતી.

† લેપેન્ટોની લઢાઈ.— તુર્ક લોકોનું આરમાર અને સ્પેનિશ લોકોનું આરમાર એમની વચ્ચે થઈ હતી.

## ( ૩૦ )
## આરોગ્યતાનો નિયમ.

આરોગ્યતાની સંભાળ થકી વઇદકશાસ્ત્રમાં જે નિયમ જણાવેલા છે તે કરતાં આ નિયમ અત્યંત ડાહપણનો છે, કે તબીયત સ્વચ્છ રાખવા માટે આપણને શું બર આવે છે અને શું માફકસર આવતું નથી એનો જેનો તેણે વિચાર કરવો, પણ એટલું માત્ર ધ્યાનમાં રાખવું જોઇએ કે "મને એ પચતું નથી માટે એજ કરીશ" એમ ઠેરવીયા કરતાં "મને એ માફક આવતું નથી સબબ હું એ કરીશ નહિ" એમ લઇ ચલાવવું સારૂં; કારણ જુવાનીના જોશમાં ઘણા અપાય પચે છે, પણ તેનાં પરીણામ બુઢાપામાં ભોગવવાં પડે છે: આથી બુઢાપો કેમ કેમ આવે છે એ જુઓ, અને જુવાનીમાં જે વાતો કરતા હતા તેજ કરવાનું મનમાં લાવતા ના. બુઢાપાને કોણ ગણકારે છે એમ કહેવું વ્યાજબી નથી. ખાવા પીવામાં એકદમ ફેરફાર કરશો નહિં અથવા તેવો ફેરફાર કરવોજ પડે તો તેને લાયક એવો બાકીની વાતોમાં ફેરફાર કરજો, કારણકે દુનિયા અને રાજ્ય આ બેઉનો સંબંધ એ છે કે, એક વાત ફેરવી નાખવાને બદલે અનેક વાતો ફેરવવી એમાં વધારે સુરક્ષિતપણું છે. ખાણા પીણા, ઉંઘ, કસરત, પોશાક વગેરેના સંબંધમાં તમોને કેવી કેવી ટેવો પડેલી છે તે જુઓ, અને તેમાંથી જે તમોને નુકસાનકારક દિસે તે ધીમે ધીમે કાઢી નાખો. પણ તે એવી રીતે છોડો કે તમારા નવા ક્રમમાંથી જો અહીત થવા માડે તો પેહેલી હાલતમાં સેહેજ આવી શકાય. કારણ જે વાત અનેક મતે સારી અને આરોગ્ય

ચાંમાંના મહાન મહાન રાજાઓએ લીધી; સેનાપતિ પાછા ફરતાં તેમનાં સરઘસો; લશકરની રજા આપતી વખતે સિપાઇઓને મળનારી મોટી મોટી બક્ષેસો અને ઇનામો; આ સર્વ વાતો મનુષ્યના શૌર્યને વધુ તેજ અને ઉત્તેજન આપતી હતી. મુખ્ય કરી, રોમન લોકોમાના સેનાપતિનાં સરઘસો માત્ર કાંઇક તમાશા અને મોજ માટે કરતા હતા એમ નહિ પણ તે એક અત્યંત ડાહપણની અને મોટાઇની નિશાની હતી; કારણ તેમાં ત્રણ વાતો હતી. સેનાપતિને સન્માન, લુટમાંથી ભંડારમાં દ્રવ્ય, અને સૈન્યને ઇનામો. પણ તેવું માન કદાચજ, એક રાજસત્તાત્મક રાજયમાં, ખુદ રાજા અથવા તેના પુત્ર, એમના સિવાય કોઇને યોગ્ય નથી. રોમન પાદશાહના સમયમાં એવુંજ બનતું હતું. જે લઢાઇઓ તેઓ જાતે લઢતા તે સંબંધમાં કાઢવામાં આવતાં સરઘસો તેઓ પોતા માટે યા પોતાના પુત્ર માટે ફેરવતા; અને જે લઢાઇઓ તેમનાં પ્રજાજન લઢતા તે માટે સેનાપતિને કેટલાક વિજય દર્શક પોશાકો અને ચિન્હો આપતા.

હવે થોભીશું. આ નાહના મનુષ્ય દેહમાં કોઇ પણ ફીકર કરી (ધર્મ શાસ્ત્ર કહે છે તે મુજબ) પોતાની ઉંચાઇ છે તેથી એક હાથ વધારે વધી શકતો નથી. પણ રાજ્યો અને શેહેનશાહત એમના વિશાળ કાયામાં, રાજ્યોનો વિસ્તાર અને મોટાઇ વધારવી એ રાજાના અથવા સંસ્થાનોના હાથમાં હોય છે. કારણ જે કાયદા, જે નિયમ અને જે ચાલો અમે હાલમાં વર્ણન કરી છે તે પોતાના રાજયમાં શરૂ કરી તેઓએ પોતાના વંશને માટે અને વારેસો થકી મોટાઇના બીજ રોપવાં, પણ આ વાતો તરફ ઘણું કરી કોઇ ધ્યાન આપતું નથી, તેમને નસીબને હવાલે કરવામાં આવે છે.

તરફ ધ્યાન આપજો. આરોગ્ય હાલતમાં હોય ત્યારે જે લોકો પોતાના શરીરને મ્હેનત અને કષ્ટ ખમવાની ટેવ પાડે છે, તેઓ ઘણાખરા નાહના મોટા દુ:ખોમાં માત્ર પહરેજી અને દેહ સંભાળીને સારા થાય છે. "સેલસસ" કહે છે કે "આરોગ્ય રક્ષણનો અને લાંબી જીંદગી ગુજારવાનો એક નિયમ છે, તે એ કે, માનવીએ વિરૂધ્ધ વાતો ફેરફાર અને અદલીબદલીથી કરવી; પણ તેમાંની જે વાત હિતકારક હોય તેના તરફ વધારે ધ્યાન રાખવું. અપવાસ કરવો, અને પેટ ભરી જમવું; પણ પેટ ભરી જમવું એ ઉત્તમ. જાગરણ કરવું અને ઉંઘ લેવી; પણ ઉંઘ લેવી એ સારૂં. સ્વસ્થ બેસવું અને કસરત કરવી; પણ કસરત કરવી એ સારૂં,–વગેરે. આથી શરીર મજબૂત બની ગમે તેવી અડચણ આવતાં તે સહન કરી શકાય છે. સેલસસ જો ડાહ્યો મનુષ્ય હતે તો માત્ર તબીબી આ સંબંધથી તે એમ બોલ્યો નહિ હતે.

કેટલાક તબીબ એટલા તો મીઠા બોલનારા અને બેમારના મન પ્રમાણે ચાલનારા હોય છે કે, ફલાનો ઉપાય કરવોજ જોઇએ એમ તેઓથી તાકીદ આપી કહેવાતું નથી, અને કેટલાક વેદ દવા આપવાના કામમાં અહીં સુધી વૈદ્યશાસ્ત્રોક્ત વિધીને પકડી ચાલે છે કે, બેમારની તબીયતનું પ્રમાણ કેવું છે તેનો તેઓ વિચાર વટીક કરતા નથી, એ માટે તબીબ તેડવો તો જેના અંગે આ બેઉ ગુણો હોય, તેવાને તેડવો. તેવો નહિ મળે તો બે પ્રકારના બોલાવવા. તેમાં એક પોતાની વિદ્યામાં આહોશ અને બીજો તમારી તબીયત સારી રીતે જાણનારો હોય, એમ ભૂલવું નહિ.

દાયક છે તે તમારી તબીયતને પેશ પડશે. એનો નેમ નથી. માફક આવે છે યા નહિ એનો અનુભવ લેવો હોય તો હળવે હળવે લેવો, એટલે તે નહિ પેશ પડે તો છાંડી દેવું.

લાંબી જીંદગી ગુજારવાનો એક ઉત્તમ નિયમ એવો છે કે જમવાની વખતે, અને કસરતની વેળાએ, મન ફીકર રહિત અને આનંદી રાખવું. મનનો વિકાર અને અભ્યાસ એમાં અદેખાઇ, કલેજું ચીરનાર ભય, અંતરમાં ગુંગળાઇ જનાર ગુસ્સો, સૂક્ષ્મ અને ગહન વિચાર, બેહદ આનંદ અને અતિશય ઉલ્હાસ, મનમાં ને મનમાં રાખેલું દુઃખ, વગેરે વાતો હમેશાં તજવી. મનમાં આસ્થા રાખવી; હર્ષ કરતાં વાતચીત કરવી; અનેક આનંદમાં ભાગ લેવો; તેમાં અતિશયોક્તિપણું રાખવું નહિ. નવી નવી, એટલે જેનાથી આશ્ચર્ય અને આનંદ ઉપજે, એવી ચીજો જોવી. ઇતિહાસ અને કલ્પિત કથા, વિશ્વમનન, એમના જેવાં મનમાં સૌંદર્યવાળાં અને ઉમદા વિચાર ઉત્પન્ન કરનારા વિષય જોવાં. આરોગ્ય દશામાં દવા કદી નહિજ લીધી હોય તો, તે જરૂરે પડે ત્યારે લાગુ પડશે નહિ. દવા હમેશાં લીધાથી બેમારીમાં તેનો જોઇએ તેવો ગુણ આવશે નહિ. દવા લેવાની ટેવજ પડી હોય તો વાત જૂદી, નહિ તો ઉપરા ઉપર દવા લીધા કરતાં મોસમ દર મોસમનાં માન પ્રમાણે ખાવા પીવામાં ફેરફાર કરવો એ સારૂં. આવો ફેરફાર કર્યાથી જીવને સંતાપ નહિ થતાં વધારે આરામ મળશે.

તમારા શરીરમાં કોઇ નવી બેમારી ઉત્પન્ન થતાં તે માટે ઉતાવળ કરતા નાં. તેના માટે તબીબની સલ્લાહ લેજો. બેમારીમાં આરોગ્યતા વિષે ધ્યાન આપજો; અને આરોગ્ય દશામાં કસરત કરવા

તેઓના મનમાં શું આવતું નથી? એ થકી શંકા ખરી હશે એમ માનીએ; પણ વેહેમ ખોટો છે, એમ મક્કમ વિચાર કરી ચાલવું; એ શિવાય તેને આપણા તાબામાં રાખવા બીજો ઉત્તમ માર્ગ નથી. પણ આપણી શંકા જો ખરી ઠરે તોય તેનાથી આપણું નુકસાન થાય નહિ એટલી માત્ર ખબરદારી માનવીએ રાખવી. જે શંકા મનમાં આપોઆપ ઉત્પન્ન થાય છે, તે કીડી પ્રમાણે માત્ર બડબડનારી હોય છે; પણ ચુગલીખોર વગેરે લોક કાને લાગી જે વેહેમ મનમાં ભરે છે તે ડંખનારા હોય છે.

વેહેમ દૂર કરવાનો ઉત્તમ ઉપાય કહીયે તો જેના માટે શંકા ઉપજી હોય તેને તે ખુલ્લે ખુલ્લું જણાવવું એ છે. આથી ખરૂં શું તે જરૂર સમજ પડશે, અને તે મનુષ્ય પોતાને માટે ફરી વેહેમ આવે નહિ એવી ચોકાસી રાખશે. પણ જેઓ નીચ સ્વભાવના હોય છે તેમની સાથે આવી રીતે વરતવામાં ફાયદો નથી. કારણ આપણા માટે વેહેમ આવ્યો એમ તેમને સમજ પડતાંજ, તેઓ ફરી કદી પ્રમાણિક બનશે નહિ. ઇટાલિયન લોકોમાં એક એવી કહેવત છે કે, "વેહેમથી વિશ્વાસ ઉડે છે." જાણે કે વેહેમ એ વિશ્વાસને નિકળી જવા એક પરવાનોજ આપે છે. ખરૂં જોતાં તો એનાથી ઉલટું થવું જોઇએ. શંકા આવતાં તે નિરાધાર છે એમ બતલાવવા માટે, વિશ્વાસ વધારે તેજ થવો જોઇએ.

## ( ૩૧ )

## વેહેમ.

પક્ષીઓમાં જેવાં 'વાગળાં' તેવો વિચારમાં વેહેમ; તેઓ હમેશાં સંધિ પ્રકાશમાં ઉડે છે. તેમને જ્યાંને ત્યાં દાબી નાખવાં જોઇએ; નિદાન તેમની ઉપર સખત ચોકી પણ રાખવી જોઇએ, કેમકે તેમના યોગે અક્કલ મંદ બને છે, મિત્ર જૂદા પડે છે અને કામમાં વિલંબ થાય છે. કામ સરળપણે અને હમેશાં ચાલતું નથી. વેહેમને લીધે રાજાઓ જુલ્મી બને છે; ભર્તાર કાચા કાનના બને છે અને ડાહ્યા તથા ડાહપણવાળા વટિક બેચેન અને ઉદાસ બને છે. વેહેમ એ અંતઃકરણની એબ નથી; ભેજાંની એબ છે. તે હિમ્મતવાન માનવીનાં મનમાં વટિક ઉત્પન્ન થાય છે, તેનો દાખલો ઇંગલંડનો સાતમો હેન્રિ. આ રાજા જેવો નિડર બીજો કોઇ નહોતો; પણ તેના જેવો શંકાશિલ પણ કોઇ નહોતો. ઘણું કરી આવા સ્વભાવનાં માનવીને વેહેમ આવતાં તેથી ઘણું અહિત થતું નથી, કારણ આવા માનવી શંકા ખરી હોય યા નહિ તેનો વિચાર કરતા નથી, પણ બિહીકણ માનવીના મનમાં વેહેમ અતિ જલ્દી પ્રવેશ કરે છે. થોડી ખબર અથવા થોડું જ્ઞાન હોય એજ વેહેમનું મુખ્ય કારણ. આથી શંકા આવતાં તેને મનમાંને મનમાં દાબી નહિ રાખતાં, આપણે વધુ ખબર મેળવવી એજ ઉપાય છે. માનવીએ અત્યંત વેહેમી પણ શા માટે થવું? તેઓ જેમને નોકરીએ રાખે છે અથવા જેમની સાથે વેહેવાર કરે છે તેઓ શું સાધુ છે એમ તેમને ભાસે છે? તેઓ પોતાનોજ સ્વાર્થ સાધશે અને પોતાનાજ હિત તરફ વધારે ધ્યાન આપશે, એમ

જોગ વાત, એમની મશકરી કરવી નહિ. પણ કેટલાકો એવા હોયછે કે તેમને લાગે છે કે આપણ કાંઇ પણ મર્મભેદક અને જોહેનદાર બોલીયે નહિ તો આપણી અક્કલ મંદ બની છે એમ લોકોને દિસશે. આવા સ્વભાવને લગામમાં રાખવો જોઇએ, અને સામાન્ય રીતે માનવીની ઉલટપાલટ મતી સ્વભાવ વચ્ચેના ભેદને ધ્યાનમાં રાખવો.

કપટભાષી માનવીની જીભથી જેમ લોકો ડરે છે તેમ તેઓએ લોકોની યાદદાસ્ત શક્તિને જરૂર ડરવું જોઇએ. કારણ કપટ ભાષણ લોકો કદી વિસરતાં નથી અને તે વખત આવી લાગતાં તેઓ વેર લીધા વિના રહેશે નહિ.

જે માનવી સવાલ કરશે તેને ઘણું જ્ઞાન મળશે, અને તેની ઉપર ઘણાં લોકો ખુશ થશે. જે વિષયમાં જે બાહોશ છે તે વિષય સંબંધમાં તેને સવાલ કરવા એટલે ઘણો ફાયદો થશે, કારણ મનગમતા વિષય ઉપર બોલવાને તક મળતાં બોલનારાને આનંદ ઉપજે છે, અને સાંભળનારાઓને ચાલુ જ્ઞાન હાંસલ થાય છે; પણ પ્રશ્ન કરવાના તે ભારી હોવા નહિ જોઇએ; કારણ તે સવાલ કરવાનું માત્ર પરીક્ષકનેજ શોભશે.

ચાલુ આપણેજ બોલીયા કરવું ઠીક નહિ; બીજાને પણ બોલવાની તક મળે એવું કરવું, અને પોતાનું આગળ હાણિયા કરનારા લોકો હોય તો તેમને યુક્તિથી પાછા વાળવા અને તેમની જગ્યા પર બોલવાની બીજાને તક આપવી.

જે વાતો તમોને ખબર છે એમ લોકો સમજે છે, તે જો તમે કોઇક પ્રસંગપર છુપાવી રાખી હોય તો, બીજે પ્રસંગે એવું

## (૩૨)

## ભાષણ.

કેટલાકોનાં ભાષણમાં વિચાર ભાષાંતર કરતાં હાલી ક્રમ વધારે હોય છે, અને તેમને સત્ય સમજવાની શકિત નહિ હોવા છતાં "તેમને વાદવિવાદ કરતાં આવડે છે" એમ લોકો તરફથી કહેવાડવાની તેમની ઇચ્છા હોય છે. જાણે કે, વિચાર કેવો કરવો એ સમજવા કરતાં કેવી અક્કલ લડાવવી એ સમજવામાંજ વધારે ભૂષણ છે.

કેટલાકોના બોલવાનાં વિષય ઠેરવેલાં હોય છે. તેપર તેમને સારાં ભાષણ કરતાં આવડે છે, પણ તેમની પાસે સંચય હોતો નથી. આવા પ્રકારનાં વિષય કંગાળ કંટાળાભર્યાં હોય છે, અને તે એક વખત જણાઇ આવતાં હસી થાય છે.

ભાષણ વિષયનો ઉપક્રમ કાઢવું, અને વિષયથી દૂર નહિ જવું; અને એક વિષય પુરો થતાં બીજો સામે ધરી શકાય, એ અત્યંત યોગ્યતાનું કામ છે.

વાદવિવાદ અને સંભાષણ દરમ્યાન ઉદ્યોગી વાતો અને તર્ક નજર, સવાલ અને અભિપ્રાય, વિનોદ અને ગાંભીર્ય, એમનું મિશ્રણ રહે એ સારૂં; કારણ એકજ પ્રકારની અત્યંત માથાકુટ કરવી કંટાળાભરી થઇ પડે છે.

વિનોદના સંબંધમાં એટલુંજ જણાવવાનું છે કે, કેટલાક વિષયોની હસી કરવી નહિ; દાખલા તરીકે—ધર્મ, રાજકીય વાતો, મોટા લોકો, કોઇના મહત્વનું તૈયાર કાર્ય, અને કોઇપણ દયા આવવા

સ્વિકારતાં તેમનું તેજ વખત સારી રીતે ખંડન કરવાની આવડત નહિ હોય એ મંદપણાંનું લક્ષણ છે, અને બરાબર જવાબ આપતાં આવડે, પણ પોતાના પક્ષના બચાવમાં સારૂં ભાપણ કરતાં આવડતું નથી, તો તે ઘાતકી બુધ્ધિનું અને કમજોરપણાંનું લક્ષણ છે. કેટલાંક પશુઓમાં પણ એવું છે. જેઓ દોડવાના કામમાં ઘણા કમજોર હોય છે તેઓ વળવાનાં કામમાં ઘણા ચપળ હોય છે. દાખલા તરીકે—શેકારી કુત્રો અને સસલું એઓ એવાંજ છે. સસલું ઘણું દોડી શકતું નથી, તે જલદીજ થાકે છે; પણ દોડતાં દોડતાં તે ઝડપથી વળે છે; તેમ કુત્રાને આવડતું નથી. કુત્રો એક સરખો સીધો દોડશે, પણ પાછળ વળવાને તેને કાંઇક વખત લાગે છે, તેટલાં સસલું ઠીક માર્ગ કાપી જાય છે.

મુખ્ય વિષયમાં હાથ નાખવા પેહેલાં લાંબી પ્રસ્તાવના બોલવી કંટાલો આપનાર છે; પણ તદનજ નહિ બોલવી એ અસભ્યપણાનું લક્ષણ છે.

---

## (૩૩)
## દોલત અથવા દ્રવ્ય.

'સદગુણની જંજાલ'—એ કરતાં દ્રવ્યને ઉત્તમ નામ મારાથી અપાઇ શકાતું નથી. જંજાલ-એને રોમન લોકોમાં જે શબ્દ યોજેલો હતો તે વધારે અર્થસુચક હતો. તે શબ્દ "ઇમ્પેદીમેન્ટા" (યાને વિઘ્નો) એવો હતો; કારણ લશકરને જેમ સરસામાનની જંજાલ, તેવી સદગુણને દ્રવ્યની ફોજને સરસામાન વિના ચાલતું

બનશે કે, જે વાતો તમોને ખરેખરજ ખબર નથી, તે વાત તમોને ખબર છે એમ લોકો સમજશે.

ભાષણકર્તાએ પોતા માટે કદાચજ બોલવું અને તે પણ ઘણા વિચારથી બોલવું. મારી ઓળખાણનો એક ગ્રહસ્થ તો તિરસ્કારથી બોલતો કે "તે ડાહ્યો હોવોજ જોઇએ કારણ તે પોતા માટે એવું બોલે છે." અને આત્મસ્તુતિ કરવા માટે એકજ વિષય છે; તે એ કે, જે ગુણ આપણા મવે છે તેજ બીજામાં જોઇ તેમની તારીફ કરવી, એટલે પોતાની સ્તુતિ કર્યા પ્રમાણે થશે; અને તે ખરાબ દેખાશે નહિ.

બીજાને માઠું લાગનારું ભાષણ માફકસર કરવું. કારણ સંભાષણ મેદાન જેવું હોવું જોઇએ, તે કોઇને પણ લાગુ પડવું નહિ જોઇએ. ઇંગ્લંડના પશ્ચિમ ભાગમાં બે મોટા ગ્રહસ્થ મારી ઓળખાનના હતા, તેઓમાના એકને મજાખ મશકરી કરવાની ટેવ હતી અને તેના ઘરે ખાવા પીવાની ચમન હતી. તેના ઘેરે જમવા આવનારા લોકોને તે બીજો પુછતો "ખરૂં કહેજો, કાંઇક કુચાલ અથવા ચાપલુસીખોર કોઇ શું નથી મલ્યો?" તેના જવાબમાં પેલો મેહેમાન ઉત્તર આપતો "હા, એમ થયું ખરૂં." પછી તે મોટો માણસ કહેતો "મને લાગે છે કે તે સારાં ખાણામાં હરકત નાખનાર." વકતૃત્વ કરતાં સારાં વિચારી ભાષણોની યોગ્યતા વધારે છે; અને સુસંગત તથા સુભાષિત ભાષણ કરતાં જેમની સાથે આપણે બોલીયે છિયે તેમને ગમનારૂં આવું ભાષણ કરવું વધારે છે.

ભાષણ સારૂં છટાદાર કરી શકાય, પણ સામો પક્ષ કોઇએ

'રબીરિયસ પોસથુમસ' માટે સીસરો રસિક રીતે કહે છે–" સંપત્તિ વધારવામાં તેમની નેમ માત્ર ધન લોભી નહિ, પણ સારું કરવાનું સાધન મળે એવી હતી." સાલોમન શું કહે છે તે પણ સાંભળો, અને ઉતાવળે દ્રવ્ય મેળવવાની પાછળ પડશો નહિ: "જે ટુંક વખતમાં શ્રીમંત બને છે તે નિષ્પાપ હોતો નથી." પ્રાચીન કવિ એવું કહે છે કે પ્લુટસ ( કુબેર=દ્રવ્ય ) જ્યારે જ્યુપિટર તરફથી આવે છે ત્યારે ખોડંગતો ખોડંગતો અને હળવે હળવે આવે છે. પણ જ્યારે તે પ્લુટો ( =યમ ) તરફથી આવે છે ત્યારે દોડતો દોડતો આવે છે. એટલે, સારી નિષ્ટા અને સારે માર્ગે મેળવેલો પૈસો હળવે હળવે આવે છે; પણ બીજાનાં મોતથી (અર્થાત વારસાની સગાઇ અથવા હક્કદાર વીલથી) જે પુંજી મળેછે તે એકદમ આવી શરીર ઉપર પડે છે, અથવા ઉપલા દાખલામાં પ્લુટો એટલે સેહેતાન એમ પણ માની શકાય; કારણ સેહેતાનની મદદથી ( એટલે દગાથી, જુલમથી અને અન્યાયથી ) જે દ્રવ્ય મળે છે તે જલ્દી મળે છે.

શ્રીમંત બનવાના અનેક રસ્તા છે, અને તે ઘણાખરા ખરાબ છે. કરકસર કરવી એ સર્વેમાં ઉત્તમ છે. પણ તે વટિક નિર્દોષ નથી; કારણ તેના યોગે માનવીને દાનધર્મ કરવાને અથવા સખાવતનાં કામો કરવાને અટકાવ હોય છે. જમીનમાં સુધારો કરવો એ દ્રવ્ય મેળવવાનો અત્યંત સ્વાભાવિક માર્ગ છે. કારણ આપણી જન્મ માતા પૃથ્વી એની મોંદરનો તે માર્ગ છે, પણ તે ધીમો છે. તથાપિ જ્યારે પૈસાવાળા લોકો ખેતી કરવા માંડે છે ત્યારે દોલતની બેહદ વૃધ્ધિ થાય છે.

નથી, અને તેને પાછળ રાખી શકાતું નથી. પણ કૂચ કરવાને તેથી હરકત થાય છે અને તેનું રક્ષણ કરવા જતાં કોઇ વેળા ફત્તેહ પણ હાથથી જાય છે.

ખર્ચ કરવા ઉપરાંત મોટી દોલતનો ખરો ઉપયોગ બીજો નથી. બાકીનું કેવળ ' માનિવ ' છે. સાલોમન કહે છે કે " જ્યાં ઘણું છે, ત્યાં ખાવાને પણ ઘણું મળે છે. પણ ધણીને નેત્ર સુખ કરતાં વધારે શું મળે છે." પાસે દ્રવ્ય પુષ્કળ હોય તો તેને ઘણું સંભાળી રાખવું પડે છે; દાન ધર્મ કરવાનું સાધન મળે છે; અથવા શ્રિમંતાઇ માટે નામ થાય છે; પણ તેના ધણીને ખરો ઉપયોગ કશો નથી. સંપત્તીનો કાંઇક ખરો ઉપયોગ છે, એવું બતલાવવા માટે નાના નાના પથ્થરનાં ( રત્નનાં ) અને અપૂર્વ પદાર્થની મનઃકલ્પિત કિમત ઠેરવે છે, અથવા દોરદમામ અને ભપકાનાં કામો કરે છે, એ શું તમે જોતા નથી ? પણ તમો કહેશો કે, માનવીને સંકટમાંથી છોડવવા માટે દોલત ઉપયોગી થઇ પડે છે; અને એમ સાલોમન વટીક કહે છે—" દ્રવ્યવાન માનવીના મનમાં દ્રવ્ય એ કિલ્લા જેવો છે. " આ વાકય ઉત્કૃષ્ટ છે, પણ એમ તેના મનમાં માત્ર આવે છે, પણ ખરૂં જોતાં હમેશાં એવો પ્રકાર રહેતો નથી. ખરૂં જોતાં તો દ્રવ્યથી જેટલા લોકો મુકત થયા છે તેથી વધારેનો નાશ થયો છે.

મગરૂર બનાવનારૂં દ્રવ્ય મેળવતા ના. પણ જે ઇન્સાફથી મેળવી શકાય, સુખથી નિર્ભયપણે ભોગવી શકાય, આનંદથી આપી શકાય, અને સંતોષથી છોડી શકાય, એવું દ્રવ્ય મેળવજો. તથાપા સંસાર ત્યાગી સાધુ પ્રમાણે તેને તુચ્છ માનતા ના. સારાંશ જુઓ;

ફથી અને વેચાતું લેનાર તરફથી. ભાગીદારીથી પણ ઘણો પૈસો મળે છે. ભાગીયા માત્ર સારા જોઇ તપાસી મેળવવા અને વિશ્વાસુ જોઇએ.

વ્યાજબટો કરવો એ એક ખાત્રીનો માર્ગ છે; પણ તે ઘણો ખરાબ છે. તેથી માનવી બીજાના પસીનાના પૈસાથી પોતાની રોટલી ખાય છે, અને આ માર્ગ ખાત્રીનો હશે તોય તેમાં દોષ છે, કારણ વચલા દલાલ હોય છે તે આપણા ફાયદા માટે નાદાર કુલો સાહુકાર છે એવું બતલાવી તેમને પૈસા અપાવે છે.

એકાદ નવી યુક્તિ અથવા નવી કળા પ્રથમ જે શોધી કાઢે છે, તેને પુષ્કળ દ્રવ્ય મળે છે. 'કેનેરી' ટાપુમાં ખાંડ બનાવવાનો જેણે પ્રથમ ધંધો શરૂ કર્યો તે જલ્દી શ્રીમંત બન્યો, આથી માનવીને અંગે વિચાર શક્તિ અને શોધક બુધ્ધી જો હશે, તો તેને મોટાઇ જલ્દીજ પ્રાપ્ત થશે. મુખ્ય કરી સમય અનુકૂળ હશે તો.

ખાત્રીના ફાયદા ઉપર જે સંતોષ માની રહે છે તે કદાચજ શ્રીમંત થશે; અને જે એકદમ શ્રીમાન થવાની આશાથી પોતાનું સર્વસ્વ એકાદ જોખમના કામમાં નાખે છે, તે અનેક વખતે પડતીમાં આવી ભીખારી બને છે. આથી જોખમનું કામ કરવાનું હોય, તો તેમાં ખાત્રીનું ઉત્પન્ન કેટલું છે તે જોવું; એટલે સર્વસ્વ નુકસાન થશે નહિ.

મક્તા અને સટ્ટા એ પણ શ્રીમંત બનવાનો માર્ગ છે; તેમને હરકત માત્ર થવી નહિ જોઇએ. તેમાં કયા માલનો વિશેષ ખપ થશે તે જાણી તે માલનો સંચય કરી રાખવાનું જ્ઞાન હોય તો વધારે ફાયદો થશે.

ઇંગલંડમાં મારી ઓળખાણનો એક ઉમરાવ હતો, તે મારા વખતમાં સર્વ લોકોમાં મોટો કારખાનેદાર હતો. તે મોટો પશુ-પાલક, અત્યંત બકરાંઓનો માલેક, બેશુમાર લાકડાંનો માલેક બેશુમાર સીસાંનો માલેક, તેજ મુજબ લોખંડનો અને ખેતીવાડીમાં તથા બીજા અનેક ધંધામાં તે સર્વોપરી હતો. હમેશાં આયાતના સંબંધમાં તેને પૃથ્વી સમુદ્ર પ્રમાણે જણાતી. કોઇએ કહેલું છે કે, "આપણને થોડું દ્રવ્ય મેળવવા ઘણી મેહેનત પડે છે, પણ ઘણી સંપતિ સેહેજમાં મેળવાય છે." એ ખરૂં છે. કારણ સારો ભાવ મળે ત્યાં સુધી વાટ જોયા કરવી, અને મોટા મોટા સટ્ટામાં હાથ નાખવા જેવી અને જુવાન મનુષ્યના કારખાનામાં ભાગીયો થવા જેવી માન-ચીની હાલત થતાં તેનો પૈસો એકદમ વધ્યા વિના રહેતો નથી.

સાધારણ ઉદ્યોગ ધંધામાં જે પ્રાપ્તિ થાય છે તે ઘણુંકરી પ્રમાણિકપણાંની હોય છે, અને તે બે વાતે વધે છે. બાહોશીથી અને સચ્ચાઇ માટે નામના થતાં.

'સોદા કરવા' એ પણ એક માર્ગ છે, પણ તેનો પ્રમાણિક પણાં માટે શક છે. બીજાને ગરજાઉ છે એવી તક સાંધી પોતાનો લાભ કરવો, તેમના નોકર નફરોને ફોડી તેમની તરફથી સટ્ટો કરાવવો, બીજા કોઇ 'સોદો' કરતા હોય તો તેમને ભારે યુકિતથી પાછળ ખેંચવા, વગેરે વાતો દગલબાજીની અને નીચ છે.

"સોદાનો બદલો કરવો"–એટલે જ્યારે એકાદ માનવી ચીજ લીયે છે તે રાખવા માટે નહિ પણ ફરી વેચવા માટે લીયે છે, ત્યારે સાધારણપણે તેને બેઉ તરફથી નફો થાય છે. વેચાતું આપનાર તર-

ગણતા ના, પણ તે યોગ્ય પ્રમાણથી હાજતમંદોને આપજો, અને ધર્મ કરવાનું કામ અંતકાળ સુધી લંબાણ પર નાખતા ના, કારણ જો ચોકસ વિચાર કરી જોઇએ તો એવું દેખાશે કે, જે માનવી મરણ કાળે ધર્મ કરે છે તે બીજાના પૈસા ખર્ચ કરે છે (એટલે જે વારસ થનાર તેનો), પોતાનો નહિ.

---

## (૩૪)

## મહત્વેચ્છા અથવા કીર્તિલોભ.

મહત્વેચ્છા એ પિત્ત પ્રમાણે છે; પિત્ત એક દોષ છે (કફ, વાત અને પિત્ત એ શરીરમાના ત્રણ દોષ;) તેને બંધ નહિ કર્યો હોય તો માનવીને કશરી, જોશદાર, ઉલટમંદ અને ખટપટી બનાવે છે, પણ જો તે બંધ કર્યો હોય, અને મન પ્રમાણે વર્તન કરવાનું તેને મળે નહિ તો તે ઉગ્ર અને તેથી દુષ્ટ તથા ઝેરી બને છે. આજ પ્રમાણે મહત્વેચ્છાવાળા માનવીને જો ચઢતીનો માર્ગ ખુલ્લો જડયો અને હમેશાં તેનાં પગલાં આગળજ વધેલાં હોય તો તે ઉદ્યોગી બને છે, ભયંકર હોતાં નથી. પણ તેમના હવસને જો અટકાવ થાય તો તે અંદરને અંદર અસંતુષ્ટ બને છે, અને માનવી તરફ તથા ધંધા તરફ ખરાબ નજરે જુવે છે, અને વસ્તુ સ્થિતિ પાછળ જતી હોય તો તેમને ભારે આનંદ ઉપજે છે. આ ગુણ રાજાના અથવા સંસ્થા-નના નોકરોમાં વધારે ખરાબ છે. આથી જો રાજાએ કીર્તિલોભી મનુષ્યને પાસે રાખ્યા હોય તો તેની દિનપરદિન ચઢતી થાય, ઘટના થાય નહિ. એની રીતે તજવીજ કરવી એ સારૂં, પરંતુ એવું કરવું

નોકરીનું દ્રવ્ય ઇમાનીનું હોય છે, પણ તે જો હાંજી હાંજી પણાંથી અથવા ચાપલુસી કરી અથવા આવાજ નીચ કર્મથી મેળવેલો હોય, તો તેને હીનજ સમજવો જોઇએ. વીલમાંની બક્ષેસ મળવાની અથવા "વીલના ત્રસ્ટી" બનવાની કોશેસ કરવી એ તો તે કરતાં પણ નીચ; તેમાં હલકા લોકોના મીજાજ નોકરી કરતાં પણ વધારે સંભાળવા પડે છે.

જેઓ પૈસા તુચ્છ ગણે છે, તેઓ ઉપર વિશ્વાસ રાખતા ના, કારણ જેમને પૈસા મેળવવાની આશા હોતી નથી તેઓ પૈસાનો તિરસ્કાર કરી બતલાવે છે પણ પૈસા મળતાં તેઓ જેટલા ચોંકે છે તેટલા બીજા ચોંકતા નથી.

કોડી કોડીની કસર જોતા ના. દ્રવ્યને પાંખ હોય છે અને તે કબુ કબુ આપો આપ ઉડી જાય છે. કદી કદી વધારે દ્રવ્ય મેળવવા માટે તે ઉડાવવું જોઇએ.

મરણ સમયે શ્રીમંત લોક પોતાની સંપત્તિ પોતાના સગાંઓને આપે છે, અથવા સાર્વજનિક ઉપયોગ માટે આપે છે. માફકસરની રકમ બેઉને આપતાં બેઉનું પણ કામ થાય છે.

વારેસને જો પુષ્કળ દ્રવ્ય મળશે, તો તે જો પુખ્ત ઉમરનો અને વિચારી નહિ હશે તો, આસપાસનાં ગીધોને તેની પર ઝડપ મારવા ઉત્તમ ખોરાક મળે છે.

તેજ મુજબ ભપકાદાર બક્ષેસો અને ધર્માદા એ નીમક વીનાનાં બલીદાન કરવા જેવું છે; અને તે કેવળ ધર્મની રંગેલી કબર છે. તે જલ્દીજ માંહેથી કોહી સડી જશે. આથી તમે તમારી ભેટો સંખ્યાથી

લોકપ્રિય હોય તો તેમની બિહીક વધારે. તેઓ જલ્દી ચઢ્યા હોય તો તેમનો ભય ઓછો, પણ તેઓ પોતાની મોટાઇમાં પલોટાયલા અને મજબૂત બનેલા હોય તો તેમનો ભય વધારે. રાજાની પાસે માનીતા લોકો હોવાં એ કેટલાકોના મતે કમજોરપણાંનું ચિન્હ છે; પણ કીર્તિલોભી મોટા લોકો વિરૂદ્ધ તેજ ઉપાય ઉત્તમ છે. કારણ રાજાને ખુશ અથવા નાખુશ કરવાનો માર્ગ માનીતાઓને દ્વારે હોય તો, બીજો એકાદ ચઢતીએ પુગવો અશકય હોય છે. તેમને દબાણમાં રાખવાનો બીજો ઉપાય કહીએ તો, તેમના જેટલાજ ધરખમ બીજા મનુષ્યો રાખી સમતોલપણું જાળવવું. પણ એવું કરવાનું હોય તો સ્થિરતા રાખવા માટે કાંઇક વચલા વજીરો રહેવા જોઇએ; કારણ તેમની ભરતી હોયા વિના (રાજ્યરૂપી) વાહાણ ઘણું હીલવા મડશે. નિદાન રાજાઓએ કેટલાક હલકા લોકોને પણ ઉત્તેજન આપી, તેમનો એવી રીતે ઉપયોગ કરવો કે, તેઓ કીર્તિલોભીઓને માટે ગોયા ચાબક બને. તેમને (કીર્તિલોભી) વિનાશની બિહીક આપવા સંબંધમાં એટલુંજ જણાવવાનું છે કે, તેઓ બિહીકણ સ્વભાવના હોય તો તેમ કરવું ઠીક નહિ; પણ તેઓ જો ધૈર્યવાન અને સાહાસિક હોય તો તે ભયંકર બનશે. કારણ તેથી તેમના મનસુબા ઉતાવળીયા બની કાલનું આજે કરશે. તેમને નીચે ખેંચવા સંબંધમાં, તેમ કરવું જો જરૂરનું હોય અને તે નિર્ભયપણે એકદમ કરી નહિ શકાતું હોય, તો એજ એક માર્ગ છે કે, તેમની ઉપર મેહેર અને અવકૃપા એમની હમેશાં ઉલટપાલટ કર્યા જવું; એટલે કયા વખતે શાને ધિક્કારવું એ તેમને સમજાશે નહિ; અને તેમને જાણે કે વેરાનમાં અટુલ

અડચણભર્યું છે; આથી આવા સ્વભાવનાં માણસનો ઉપયોગ બીલકુલ કરવો નહિ, એ સારૂં. કારણ તેઓ જો પોતાની નોકરી સાથે ઉપર ચઢશે નહિ, તો નોકરી તેમની સાથે નીચે પડશે એવી ગોઠવણ કરશે. પણ જે અર્થે કીર્તિલોભી સ્વભાવના માનવીનો જરૂર વિના ઉપયોગ કરવો નહિ એ સારૂં, એમ અમે જણાવ્યું, આથી કયા કામમાં તેમની જરૂર છે એ કહેવાની ફરજ છે. લઢાઇમાં સારા સરદારો લેવા જોઇએ, પણ તે ગમે તેવા કીર્તિલોભી હોય, કારણ તેમની નોકરીથી જે ઉપયોગ થાય છે તેથી બાકીનું સર્વ ઢંકાય છે; અને કીર્તિલોભ નહિ ધરાવનારો સિપાઇ રાખવો એટલે તેના (બુટના) કાંટા ખેંચી કાઢવા પ્રમાણે છે. સંકટના અને અદેખાઇના કામમાં રાજાઓને કીર્તિલોભી મનુષ્ય આડા પરદા પ્રમાણે ઘણા ઉપયોગી થાય છે. કારણ કોઇ પણ મનુષ્ય, આંખો બાંધેલો કબુતર જેવો હોયા વિના, તેવું કામ સ્વિકારશે નહિ; આંખો બાંધેલું કબૂતર એક સરખું ઉપર ચઢયું જાય છે, કારણ આસપાસનું તેને કાંઇ જણાતું નથી. એકાદ પ્રજાજન ચઢવા માડે તો તેને નીચે ખેંચી કાઢવા માટે પણ મહત્વેચ્છાઇ શખસ ઉપયોગી થઇ પડે છે. જેમ ટાઇબિરિયસે "સેયાનસા" ને નીચે તોડી પાડવાના કામમાં 'માર્કો'નો ઉપયોગ કીધો. આથી જે અર્થે આવી બાબતમાં, તેમનો ઉપયોગ કરવો જરૂરનો છે, તે અર્થે તેઓ ઓછા ભયંકર બને. આવી રીતે તેમને કેમ લગામમાં રાખવાં એ જણાવવું બાકી છે. તેઓ જો હલકા કૂળમાના હોય તો તેમની બીહિક ઓછી; તેઓ મોટા કુળમાના હોય તો તેમની બિહીક વધારે. તેઓ સ્વભાવે કરડા હોય તો તેમની બિહીક ઓછી; દયાળુ અને

દસ્તીથી સ્વભાવ દબે છે; પણ જબરદસ્તી નિકળી જતાં તે વધારે આવેશથી પાછો ઉછળે છે. શિક્ષણથી અને ઉપદેશથી સ્વભાવ નરમ પડે છે; પણ તે બદલવાને અથવા છતવાને અભ્યાસ જોઇએ.

જે પોતાનો સ્વભાવ છતવાનો યત્ન કરે છે, તેણે પોતાની શક્તિ ઉપરાંત અત્યંત મહાન કામો કરવાં નહિ, અથવા અત્યંત નજીવાં પણ કરવાં નહિ; કારણ અતિ મોટાં કામો કરવા માડતાં તેને ઘણી વેળા હારવું પડશે, અને તેની ધીરજ ખચશે, અને નજીવાં કામો કરવાથી જો કે તેને જશ મળશે તોય તેમની વૃધ્ધિ જલ્દી થશે નહિ.

પ્રથમ અભ્યાસ કરવો તે કોઇની પણ સાહ્યતાથી કરવો;—જેમ તરવા શિખનારા પ્રથમ નારીયળી અથવા એવીજ કશાની મદદ લીએ છે, પણ થોડા વખત પછી પ્રતિકૂળ એવી ચીજનો અભ્યાસ કરવો. જેમ નાચનારા હોય છે તે જાડાં બુટ પગમાં પેહેરી નાચવાની ટેવ પાડે છે. એનું કારણ એ છે કે, જે કામ સાધારણ કરવાં પડે છે, તે કરતાં વધારે કઠણ કામ કરવાની ટેવ રાખી હોય તો અંગે વધારે કુશલતા આવે છે.

સ્વભાવ જાલેમ હોય અને તેથી તે છતવાનું કામ ભારી હોય તો આગળ લખેલી રીતે ચાલવું. પેહેલાં સ્વભાવને થોભાવી અને પકડી રાખવો; એક મનુષ્ય ગુસ્સો આવતાં ૨૪ અક્ષરો બોલતો, તે મુજબ. પછી (આપણને જે ટેવ પડી હોય) તે ઓછી ઓછી કર્યા જવું. જેમ, દારૂ તજનારાએ ગલાસ પર ગલાસ

પડયા પ્રમાણે થશે. કીર્તિલોભનાં મોટાં કામોમાં યશસ્વી થવાને કીર્તિલોભ ઓછો ઘાતક છે. દરેક વાતમાં પોતાનું અંગ હોય એ મહત્વેચ્છા ઘાતક છે; કારણ તેથી ગુચવણ ઉત્પન્ન થઇ કામનો બગાડો થાય છે. તથાપિ કીર્તિલોભી આદમી પાસે મોટું પરિવાર મંડળ હોય તે કરતાં કામમાં ગુંતાયલો હોય તો બિહીક ઓછી. જે બાહોશ આદમીઓમાં શ્રેષ્ટ થવાની ઉમેદ રાખે છે, તેના માથાપર મોટાં કામો હોય છે; પણ આ વાત હમેશાં સાર્વજનિક લાભની હોય છે. પણ જે સર્વેમાં પોતે એખલોજ એક મોટો બનવા માટે કારસ્તાન કરે છે તે તમામ જમાનાનું સત્યાનાશ વાળે છે.

પ્રતિષ્ટામાં ત્રણ વાતો હોય છે; સારૂં કરવામાં આગેવાની, રાજા અને આગેવાન લોકોની મુલાકાત; અને પોતાની દોલતની વૃધ્ધિ. જે મહત્વ ઉપરાંત આદમીના જીગરમાં એમાંની ઉત્તમ નેમ છે તે પ્રમાણિક મનુષ્ય, અને જે રાજા મહત્વ કરતાં પુરૂષમાં આ લાભ શોધી કાઢવા સમર્થ છે તે ડાહ્યો પાદશાહ. સામાન્યપણે, રાજાએ અને સંસ્થાનોએ એવા વજીર ચુંટી કાઢવા કે જેઓ પોતાની ચઢતી કરતાં કર્તવ્ય માટે વધારે ચંચળ છે; અને જે કામની મોહબત મનથી ધરાવે છે, માત્ર ઉપર ઉપરથી મન રાખતા નથી, અને તેઓએજ ઉદ્યોગી સ્વભાવનો કોણ, અને ઉત્સુક મનનો કોણ, એ ઓળખી કાઢવું.

---

## ( ૩૫ )

## માનવી સ્વભાવ.

સ્વભાવ અનેક વખત ઢંકાયલો હોય છે. કદી કદી તેને દબાણમાં રાખેલો હોય છે: પણ તે નિર્મૂળ કદાચજ બને છે. જબર–

પોતા પર ઉપરા ઉપર આણવો; એટલે તેનાથી તેને ઘણો વિકાર થશે નહિ.

માનવી સ્વભાવ એકાંતમાં સારી રીતે જણાઇ આવે છે; કારણ તે વખતે ખેંચી આણેલું વેષધારીપણું હોતું નથી. ગુસ્સાના સમયમાં પણ દેખાય છે; કારણ તે વખતે શિખવેલી વિદ્યા એક તરફ રહે છે, અને એકાદ નવી બાબતમાં પણ તે જણાય છે; કારણ તેવે પ્રસંગે તેની ટેવનું કશું ચાલતું નથી.

જેમના સ્વભાવ તેમના ઉદ્યોગ ધંધાને અનુરૂપ હોય છે તેઓ સુખી. નહિ ગમે ત્યારે ગમતી નથી એવી વાતો તેમને કરવી પડે છે, ત્યારે તેઓએ કહેવું "મારા જીવને ઘણો ત્રાસ પુગો છે" (બાયબલમાંનું વચન). જે વિષય જુલમથી તૈયાર કરવો હોય તેના અભ્યાસ માટે મુકરર કરેલો વખત હોવો જોઇએ. જે વિષય મનગમતા હોય તે મુકરર કરેલો વખત નહિ હોય તોય ચાલશે. કારણ ઉદ્યોગમાં અથવા અભ્યાસમાં ફુરસદ મળતાં મન તે વિષય તરફ પોતાની મેળે વળે છે.

માનવી સ્વભાવ સારાં તરફ જાય છે અથવા માઠાં તરફ વળે છે. આ માટે ખરાબ તેટલું નિર્મૂળ કરી સારૂં હોય તેટલું જતન કરી રાખવું.

---

## (૩૬)
## ટેવ અને શીક્ષણ.

માનવીના વિચાર ઘણાખરા તેમની વળણ પ્રમાણે હોય છે; તેમનું ભાષણ અને વકતૃત્વ તેમની વિદ્વતા પ્રમાણે અને તેમના

પીવાનાં છોડી જમવાને વખતે એકાદ બે પ્યાલા પીવા; અને છેલ્લે તદ્દનજ બંધ કરવું. પણ બુરી ટેવથી એકદમ છુટવા પામવાની જો કોઈની છાતી ચાલતી હોય અને તેનું મન મક્કમ થયું હોય તો તે ઘણુંજ ઉત્તમ.

લાકડી એક બાજુથી વળેલી હોય એટલે તેને સીધી કરવા જે મુજબ બીજી તરફથી વાળે છે, તે મુજબ, આપણો જે સ્વભાવ હોય તેથી તદ્દનજ ઉલટું આચરણ રાખવું, એવો જે જુના લેખકોનો એક નિયમ છે તે પણ ઉત્તમ છે; એટલુંજ કે ઉલટું આચરણ અનીતિનું માત્ર નહિ હોય.

આદમીએ કોઈ પણ ટેવ પોતાને એકસરખી હમેશ પાડવી નહિ; વચ્ચે કાંઈક વખત જવા દેવો. કારણ વિસામો લેતાં અભ્યાસનો જોર વધારે વધે છે, એ એક; અને બીજું, જે મનુષ્ય પૂર્ણ થયલો નથી તેણે જો હમેશાં અભ્યાસ રાખ્યો હોય તો જે બુરી ટેવો છે, તે પણ સારી સેવા સાથે તેમના અંગમાં પેસે છે. એનો ઉપાય એજ છે કે, એકસરખો અભ્યાસ નહિ રાખતાં પૃથક પૃથક રાખવો.

પણ સ્વભાવને આપણે તાબે કર્યો છે એમ માનવીએ ખાત્રીથી સમજવું નહિ. કારણ ઘણા વખત સુધી સ્વભાવ એ સુસ્ત પડેલો હોય છે. પણ મોહક પ્રસંગ આવતાં તે જાગૃત બને છે. જેમ ઇસપ-કલ્પિત બીલાડીની સ્ત્રી બનેલી છોકરીનું થયું; તે સામેથી એક ઉંદર જાય ત્યાં સુધી ટેબલના એક છેડા ઉપર ઘણીજ મિસ્કિનપણે બેઠી હતી. આથી માનવીએ ( મોહક ) પ્રસંગ એકદમ દૂર કરવો; અથવા તે

લીયે છે, કરાર કરે છે, મોટાં મોટાં વચનો આપે છે, પણ તે પર અમલ કરતા નથી. કોઇને લાગે છે કે, ટેવરૂપી પૈડાંની સાહ્યતાથી ચાલનારાં જીવવિનાનાં પુતળાંજ છે કે શું ?

રૂઢીનો છાપ-ચલન અથવા જુલમ કેવાં હોય છે એ આપણે જોઇએ છિયે. ઇન્ડીયન (એટલે તેઓમાં જ્ઞાની હોય છે તે) જીવતાં જીવત અગ્નિ ભક્ષ કરે છે, એટલુંજ નહિ પણ તેમની ઓરતો ભર્તારના પ્રેત સાથે અગ્નિ પ્રવેશ કરવાની કોશેસ કરે છે. પ્રાચીન કાળમાં સ્પાર્ટા દેશમાં બચ્ચાંને ડાયના દેવીનાં વધ સ્થળ ( ભોગની જગ્યા) પર કટકા મારતા, તે વખતે તેઓ ચું કે ચાં કરતાં નહિ. મને યાદ આવે છે કે, ઇલિઝાબેથ રાણીના રાજ્યની શરૂઆતમાં એક આયરિશ બળવાખોરને ફાંશીની શિક્ષા કરી, તે વખતે તેણે સરકારમાં અર્જ કરી કે મને દોરડાંથી ફાંશી નહિ આપતાં 'વિલો' નામે ઝાડની દોરીથી આપશો: કારણ કે આગલા બળવાખોરોને વિલોની દોરીથી ફાંશી આપી હતી. રશિયા દેશમાં કેટલાક સાધુઓ છે, તેઓ, દેહકષ્ટ માટે, તમામ રાત થંડા પાણીમાં બેસે છે, અને છેલ્લે બરફમાં બંધાઇ જાય છે. સારાંશ ટેવનો અમલ મન ઉપર અને શરીર ઉપર કેટલો થાય છે તે બતલવાના માટે ઘણા દાખલા આપી શકાશે. માનવીના આચરણમાં ટેવ જો એટલી બળવાન છે તો બને તેટલું કરી સારી ટેવ લગાડી લેવાનો યત્ન કરવો. ટેવ નાનપણમાં પડતાં તે પૂર્ણ બને છે. તેનેજ આપણે શિક્ષણ કહીએ છિયે. આપણે એવું જોઇએ છિયે કે, ભાષા શિખતી વેળા તમામ ઉચ્ચારમાં અને સ્વરમાં નાનપણાંમાં જીભ વાળીએ તેવી વળે છે; અને શરીરનાં

મનમાં વસેલાં મત પ્રમાણે હોય છે; પણ તેમનાં કામો તેમની ટેવ પ્રમાણે હોય છે. આ થકી 'મૅકિયાવ્હેલી' નું એવું વચન છે કે, ટેવ વગર સ્વભાવિક પ્રવૃત્તી ઉપર અથવા મ્હોડાની બડાઇ પર ભરોસો રાખી રહેવું નહિ. તેણે એવો દાખલો લીધેલો છે કે, કદાચ એકાદ જીવ ઉપરનું કારસ્તાન પાર પાડવાનું છે તો તે સ્વભાવે તામસી અથવા શર્તની બાજીમાં ઉતરનારા મનુષ્ય તરફથી એકાએક પાર પડશે નહિ; તે કામ માટે જાણીતો, એટલે જેનો હાથ પેહેલાં લોહીમાં બોળાયલો છે, એવોજ માનવી જોઇએ. પણ 'મૅકિયાવ્હેલ,'ને એક વખત 'ફ્રાયર ક્લેમેન્ટ'* અથવા કોઇ 'રાવિલાક'† અથવા એકાદ "જોરગાય"‡ અથવા 'બાલટાઝાર જેરાર્ડ§' માલમ નહોતાં. તથાપિ મેકિયાવ્હેલીનું કહેવું; સાધારણ રીતે ખરૂં છે કે, ટેવનું જેટલું જોર છે તેટલો અંગસ્વભાવનો અથવા પાપીપણાંનો હોતો નથી. પણ ધર્મ ઘેલાઇનું પ્રાબલ્ય હવે એટલું બધું વધેલું છે કે, પેહેલાંથીજ લોહી છટ કરનારા લોકો કસાઇનો ધંધો કરવા જેટલાજ પથ્થર હૈયાના બને છે, અને ઇશ્વર સામે કરેલાં પાપનું જોર, ખુન કરવામાં વટીક ટેવ જેટલોજ થાય છે. એ શિવાય બીજી વાતમાં ટેવનું જોર જ્યાં ત્યાં જણાઇ આવે છે. તે જોઇ અજાયબી ઉપજે છે, મનુષ્ય જાણી જોઇ બોલે છે. કસમો

---

*ફ્રાયર કલેમેન્ટ—એ એક પાદરી હતો. તેણે ફ્રાન્સના ત્રીજા હેન્રી રાજાનું ખુન કર્યું હતું.

†રાવિલાક—એ પ્રથમ એક ખ્રિસ્તી પંથમાં હતો. પણ તેમાંથી તેને હાંકી મેળચો હતો. તેણે ફ્રાન્સનાં ચોથા હેન્રીની છાતીમાં છરી ભોંકી તેને મારી નાખ્યો હતો.

‡જોરગાય—એણે 'ઓરેંજ' ના 'પ્રિન્સ વીલ્યમ સાયલન્ટ' નો પ્રાણ લેવાનો યત્ન કર્યો હતો.

§બાલટાઝાર જેરાર્ડ—એક ધર્મ ઘેલો. એણે 'મશારનિલ્હ' પ્રિન્સનું ખુન કર્યું હતું.

ભાગ્યનો શિલ્પકાર છે." અને બાહ્ય કારણમાં વારંવાર આવનાર કારણ એટલે એ છે કે, એકની મુર્ખાઇ તે બીજાનું ભાગ્ય. કારણ કોઇ પણ માનવી બીજાની ભૂલોથી જેવી ઝડપથી મોટાઇએ ચઢે છે, તેવો બીજા કોઇ પણ કારણથી ફાવી શકતો નથી. "સાંપે સાંપને ખાધા વિના તે ડ્રૅગન (અજગર) થતો નથી." ખુલ્લી અને નજરે પડનાર સદગુણ સ્તુતિ સંપાદન કરી આપે છે; પણ છુપી અને પ્રચ્છન્ન એવાં કેટલાંક સદગુણ હોય છે, તે નસીબ લાવી આપે છે. તેઓ માનવીના આચરણમાં દેખાય છે; તેમને નામ નથી. તેમને સ્પેનિશ ભાષામાં જે નામ છે તે ઉપરથી તેમાંથી કાંઇ શિખામણ મળે છે; જ્યારે માનવી સ્વભાવમાં સ્થિરતા હોતી નથી અથવા ચંચળતા હોતી નથી તો, તેના મનનાં પૈડાં તેના ભાગ્યનાં પૈડાં બરાબર ચાલે છે; (ત્યારે તે પોતાના ગુણનો માનવી હોય છે) કારણ લિવ્હી (તેણે વડા કેટોનું વર્ણન એવું કરેલું છે; "તે પુરૂષમાં શરીરનું અને મનનું બળ એટલું હતું કે તે કોઇ પણ ઠેકાણે જો કે જનમ્યો હતે તોય તેણે પોતાના ભાગ્યને ચઢાવ્યું હતે." એમ કહી તેપછી) છેલ્લે એમ કહે છે કે, તે અષ્ટપૈલુ બુધ્ધિનો હતો. આથીજ માનવી જો તીવ્ર નજરે અને ધ્યાન આપી જોશે તો તેને નસીબ દેખાશે. કારણ તે જો કે અંધ છે (ભાગ્ય દેવીને રોમનો આંધળી કહે છે) તોય ગુપ્ત નથી. ભાગ્યનો માર્ગ આકાશગંગા પ્રમાણે છે. આકાશગંગા એ અનેક નાહના નાહનાં તારા એકત્ર મળી બનેલી છે. તે તારા જૂદા જૂદા દેખાતા નથી; પણ એક સમૂહમાં રહી પ્રકાશ આપે છે; એજ પ્રમાણે એવાજ અનેક નાના સદગુણ—(અથવા તેમને બુધ્ધિ

અવ્યવ અને સાંધા વાળાએ તેમ વળે છે; તેમ તે મોટપણે વળતાં નથી, કારણ એ ખરૂં છે કે, પાછળથી શિખનારાઓને એટલું જલ્દી વળતાં આવડતું નથી. કેટલાક માનસો એવાં હોય છે કે તેમનાં મન મક્કમ થયલાં નહિ હોઇ તેઓ સુધારો ગ્રહણ કરવા હમેશાં ખુલ્લાં અને તૈયાર હોય છે; એને ઉપલી વાત લાગુ પડતી નથી. પણ આવાં માનસો અત્યંત જવલેજ મળે છે; પણ જો વેગળી અને પૃથક ટેવનું જોર વધારે હોય, તો સંબધ્ધ, સંયુક્ત અને એકત્ર ટેવનું જોર બેહદ વધારે છે. ત્યાં બીજાના નમુના ઉપરથી શિક્ષણ મળે છે; સોહબતથી સમાધાન થાય છેઃ ઇર્ષાથી ચંચળાઇ આવે છે; અને વાહવા થતાં પ્રતિષ્ઠા વધે છે, એટલે એવે ઠેકાને ટેવનું જોર તેની ઉન્નતીને કારણ થાય છે. ખરૂંજ છે કે, માનવી સ્વભાવમાં સદગુણની મોટી વૃદ્ધિ થવી એ શ્રેષ્ટ અને ઉત્તમ સમાજ ઉપર આધાર રાખે છે, કારણ શેહેનશાહત અને સારાં રાજ્યો વધેલા સદગુણોથી પોષણ કરે છે પણ સદગુણનાં બીજ ઘણા ખરાં સુધારતા નથી. પણ આ દુઃખની વાત છે કે, અત્યંત ગુણકારી ઉપાયોની યોજના હાલમાં અતિહીન ફલ પ્રાપ્ત્યર્થ થાય છે.

---

## ( ૩૭ )

## નસીબ.

ભાગ્યની ચઢતી થવા બાહ્યયોગ ઘણે અંશે કારણભૂત થઇ પડે છે, એ નાકબુલ કરી શકાતું નથી; ( તે બાહ્યયોગ એટલે ) કૃપા, સંધિ, બીજાનું મોત, સદગુણ ભોગતા કાળ. પણ મુખ્ય કરી જેના ભાગ્યની મૂસ તેનાજ હાથમાં છે. કવિ કહે છે, “ જે તે પોતાના

ણથી 'સિલા'એ પોતાને "ભાગ્યશાલી" એ ઉપનામ જોડેલુ હતું; "મહાન" એવું પદ સ્વિકાર્યું નહિ, અને એમ જોવામાં આવ્યું છે કે જે લોકો ખુલ્લેપણે આપણા ડાહપણનો અથવા કુશળતાનો વાજબી કરતાં વધારે દમામ બતલાવે છે તેઓ સેવટે દુર્ભાગી થાય છે. એમ લખેલું છે કે, એથેન્સવાસી "ટિમોથીયસે" પોતાના કારોબારનો હિસાબ રાજ્યને આપ્યો તે વખતે તે પોતાના ભાષણમાં વચ્ચે વચ્ચે એમ બોલ્યો કે, "અને એ કામમાં દૈવનું કાંઇ અંગ નથી" પણ તે પછી તેણે જે કામો હાથ ધર્યાં તેમાં તેને કદીપણ જશ મલ્યો નહિ. ખરેખર કેટલાક લોક એવાં હોય છે કે, તેમનાં ભાગ્ય હોમરના કાવ્ય પ્રમાણે હોય છે. તે કાવ્યમાં બીજા કવિઓની કવિતા કરતાં રસિકતા અને સુલભતા એ વધારે હોય છે. પ્લૂટાર્કે 'ટિમોલિયન'*અને 'એજેસિલૌસ'† અથવા એપામિનોન્ડાસ‡ એમના ભાગ્યની તુલના કરતી વખતે એજ ઉપમાં આપવી જોઇએ. અને એવું રહેવું એ નિઃસંશય ઘણે અંશે માનવીના પોતા તરફ છે.

---

## (૩૮)
## વ્યાજ વટાવ.

વ્યાજ વટાવ વિરૂધ્ધ ઘણાકોએ તકરારી નિંદા કરેલી છે. તેઓ કહે છે કે, કમાઇનો દસમો હિસ્સો ઇશ્વરને મળવાનો તે શેહેતાનને મળે એ દુઃખી વાત છે; કેમકે વ્યાજ વટાવ લેનારો એ મ્હોટો શાબાથ

---

*ટિમોલિયન—ગ્રીસ દેશમાંનો એક સેનાધિપતી.

†એજેસિલઉસ—(જુઓ આગેસિલઉસ)

‡એપામિનોન્ડાસ—થીબસમાંનો એક સરદાર.

અને ટેવ કહીએ તોય ચાલશે.) હોય છે કે તે દેખાવમાં કદાચજ આવે છે પણ માનવીને ભાગ્યશાલી બનાવે છે. ઇટાલીયન લોકો તેમાંથી કાંઇક જાહેર કરે છે. તે કોઇનાં ધ્યાનમાં વટીક આવશે નહિ. જે કદી ભૂલો કરતો નથી તે માટે બોલતાં અને તેની તરફથી ભૂલો નહિ થવાનાં કારણો કેહેતા તેઓ એમ કહે છે કે, તેઓમાં "થોડી મુર્ખાઇ" છે. અને ખરેખર થોડી મુર્ખાઇ રહેવી, અને વધારે પ્રમાણિકપણું નહિ હોવું, એના જેવા બે સુલભ ગુણ નથી. આથી આપણા દેશ ઉપર અથવા ધણી ઉપર અત્યંત પ્રીતિ કરનારા કબૂ ભાગ્યશાલી થયાં નથી, અને કદી થશે નહિ. કારણ જ્યારે એકાદ માનવી પોતાનાં વિચાર પોતાથી જૂદે ઠેકાણે રાખે છે, ત્યારે તે સ્વહીતનો માર્ગ પકડતા નથી. ઉતાવળથી સંપાદન કરેલું ભાગ્ય માનવીને સાહસી અને ચંચલ વૃત્તિ બનાવે છે; પણ કેળવાયલું નસીબ હોશિયાર બનાવે છે. ભાગ્યને માન આપવાનું અને તેને પૂજ્ય માનવાનું તે માત્ર તેની છોકરી થકી; શ્રધ્ધા અને સુકીર્તિ એ તેની બેટીઓ છે; કારણ એઓ બન્ને સુભાગ્યથી ઉત્પન્ન થાય છે. પેહેલી ખુદ માનવીને ઠેકાણે ઉત્પન્ન થાય છે; બીજી તેના માટે બીજા માનવીમાં ઉત્પન્ન થાય છે. સર્વ ડાહ્યા માનસો, પોતાનાં સદગુણની અદેખાઇ નહિ થાય તેથી તે ઇશ્વર તરફથી અથવા સુદૈવથી મળેલાં છે એમ કહ્યા કરે છે; કારણ એમ કરવાથી તે પોતાને અંગે લગાડવામાં તેમને વધારે ભૂષણ મળે છે; અને શિવાય શ્રેષ્ટતર દેવતાનું ચીંતન રહેવું એ માનવીને મોટપણ છે. આથી તુફાનમાં સીઝર સુકાણીને બોલ્યો, "તૂં સીઝરને અને તેના નસીબને હંકારી લઇ જાય છે." આજ કાર-

વેપારી ગરીબ થાય છે. કારણ જે મુજબ ખેડુત મ્હોટી દોલત લઈ બેસસે તો તેનાથી બરાબર ખેતીની માવજત થશે નહિ, તે મુજબ વેપારી ભારે વ્યાજ વટાવ પકડી બેઠાથી તેનો વેપાર બરાબર ચાલશે નહિ. ત્રીજું, આ પેહેલા બેઉનું અંગભુત છે; એટલે તેનાથી રાજ્યની અથવા રાજ્યની જકાત ઓછી થાય છે; આ જકાતને વેપારની હાલત મુજબ ભરતી ઓટ થાય છે. ચોથું, તેનાથી રાજયમાંની અથવા સંસ્થાનમાંની સંપત્તિ થોડાઓનાંજ હાથમાં આવે છે. કારણ વ્યાજ વટાવનો ધંધો કરનારને નિશ્ચિતપણું હોય છે, અને બીજાઓને અનિશ્ચિતપણું હોય છે; તેથી ઘણોખરો પૈસો પેટીમાંજ રહે છે; અને દ્રવ્ય સમાનરીતથી પસરેલો હોય છે ત્યારેજ રાજ્યની ચઢતી થાય છે. પાંચમું, તેનાથી જમીનની કિંમત ઓછી થાય છે; કારણ પૈસાની નેમણુંક વેપારમાં અથવા જમીન વેચાતી લેવામાં થાય છે, અને વ્યાજ વટાવ બેઉના માર્ગ કાપે છે. છઠું, તેનાથી સર્વ ઉદ્યોગ, ધંધા, સુધારા વધારા અને નવી શોધો એ મંદ પડે છે અને થોડા થાય છે. આ હરકત નહોતે તો, દ્રવ્ય તેમાં ફરતું રહ્યું હતે. છેલ્લું, તેનાથી પુષ્કળ માનવીની મિલકતોને હાની પોંહચી તેમની દુર્દશા થાય છે; આથી કાલાંતરથી સાર્વજનિક દારિદ્ર ઉત્પન્ન થાય છે.

બીજી રીતે વ્યાજવટાવનાં ફાયદા છે તેઃ—પેહેલો, વ્યાજવટાવથી કેટલેક અંશે વેપારને હરકત થયલી છે તોય બીજી કેટલીક બાબતમાં વેપારનો ફેલાવોજ થાય છે. કારણ એ ખરૂં છે કે વેપારનો મોટો ભાગ જુવાન વેપારી, વ્યાજથી પૈસા કાઢી કરે છે, અને વ્યાજ વટાવવાલા સાહુકારો પોતાના પૈસા જો પાછા માગશે અથવા આપવાના બંધ

સોડનારો છે; કારણ તેમનો હળ દર રવિવારે પણ ચાલુ હોય છે. કેમકે વ્યાજ વટાવનો ધંધો કરનાર વ્હર્જીલે જણાવેલો મધમાખી નર છે; કેમકે વ્યાજ વટાવ કરનારો મરણ પછી મનુષ્ય જાતી માટે નિર્માણ કરેલ પેહેલા નિયમનો ભંગ કરે છે; તે નિયમ એવોઃ—"તું તારી રોટલી પોતાના મેહેનતનાં પસીનાથી ખા," બીજાની મેહેનતના પસીનાથી નહિ. કેમકે વ્યાજ વટાવનો ધંધો કરનારે મેલી નારંગીના રંગની ટોપી પેહેરવી, કારણ તેઓ યાહુદીઓનો ધંધો કરે છે; કેમકે પૈસાથી પૈસા વધારવા એ સૃષ્ટિ વિરૂધ્ધ છે; વગેરે. હું એટલુંજ જણાઉં છું કે, વ્યાજ વટાવ એ અંતઃકરણની સખતાઇને લીધે એક સગવડ છે. કારણ કર્જ કાઢવું અને દેણ ભરવું એ વેહેવાર ચાલવાનોજ; અને જે અર્થે માનવી એટલા સખત હૃદયનાં છે કે તેઓ મુફત કર્જ આપશે નહિ તેથી વ્યાજ વટાવ કરવાની છુટ આપવી જોઇએ. બીજા કેટલાએકોએ બેંકો, લોકોની મિલકતોની શોધ અને બીજી યુક્તિઓ, એ વિષે શકભરી અને ચતુર સુચના કરી છે. પણ વ્યાજ વટાવની જરૂર માટે ભાપણુ થોડાઓએજ કર્યાં છે. વ્યાજ વટાવની ખોટ અને ફાયદા અત્રે અમારી સામે લખીએ એ ઠીક. એટલે એમાં જે સારૂં હશે તે તોલી અથવા ચુંટી લઇ શકાશે; અને સારાં તરફ જતા ખરાબનો મેલાપ થાય નહિ આથી ચોકસાઇથી બંદોબસ્ત કરી શકાશે.

વ્યાજ વટાવની ખોટ એવી છે;—પેહેલી; તેનાથી વેપારી થોડા થાય છે. કારણ વ્યાજ વટાવ એ આળશી ધંધો નહોતે, તો દ્રવ્ય સ્થિર રહ્યો નહોતે; તે ઘણે અંશે વેપારમાં વગે લાગતે; અને વેપાર એ રાજ્યમાં સંપત્તિ લાવવાનો રાજ માર્ગ છે. બીજું, તેનાથી

વટાવનો દાંત જરા બુઠ્ઠો બનાવવો જોઇએ; એ માટે કે તેણે આઝું ડંખવું નહિ. બીજું એ કે, વેપાર ચલાવવા માટે અને તેને ઉત્તેજન મળવા માટે પૈસાદાર લોકોએ વેપારીઓને દ્રવ્ય કર્જે આપવું એવી કોઇ પણ તજવીજ કરી રાખવી જોઇએ. બે જૂદી જૂદી તર્હાના વ્યાજ વટાવ પ્રચારમાં લાવ્યા વિના એવું કરી શકાશે નહિ; એક નાહનો એક મ્હોટો. કારણ જો તમે વ્યાજનો દર એકદમ ઓછો કીધો હોય, તો તે સામાન્ય કર્જ કાઢનારાઓને ફાયદો કરશે; પણ વેપારને પૈસાની તંગી પડશે, અને એ પણ ધ્યાનમાં લેવું જોઇએ કે, વેપારીઓનો ધંધો અત્યંત ફાયદામંદ હોવાને લીધે વધારે દરનું વ્યાજ આપવું વેપારીને સેહેલ છે. બીજા કરારની તેવી વાત નથી.

બેઉ લાભ સાચવવા માટે, થોડામાં, આ માર્ગ હોવો જોઇએ; કેમકે વ્યાજનાં બે દર હોવાં જોઇએ. એ એક અપ્રતિબંધ અને સર્વેને લાગુ પડે એવો; બીજો માત્ર (સરકારી) પરવાનાથી મંજુર કરેલો, અને તે વિવક્ષિત માનવીને અને વેપારને વિવક્ષિતસ્થાને લાગુ પડે એવો. આથી પ્રથમ વ્યાજનો દર સાધારણ રીતે સેંકડે પાંચ ટકા કરવો; અને તે દર અપ્રતિબંધ અને ચાલુ છે એમ જાહેર કરવું; અને તે દર માટે રાજાએ કશો દંડ લેવો નહિ.* એમ કરવાથી કર્જ કાઢવું એ સાધારણ રીતે બંધ થશે નહિ; આથી દેશ માંહેલા અસંખ્ય કર્જ કાઢનારાઓનો બોજો ઓછો થશે; આથી પુશકળ અંશે જમીનની કિંમત વધશે. કારણ સોળ વર્ષનાં ઉત્પન્ન જેટલી

*અગાઉ ઇંગલંડમાં વ્યાજવટાવ વિરૂધ્ધ કાયદા બાંધેલા હતા, અને તેને તોડનારાને દંડની સજા કરવામાં આવતી હતી.

કરશે તો તરતજ વેપાર સ્થિર બની જશે. બીજું, આ મુજબ વ્યાજથી સેહેજમાં કર્જ મળતે નહિ તો, માનવીને ગર્જ લાગતાં તેમનો નાશ થતે; કારણ તેમની મિલકત (જમીન હોય અથવા માલ હોય) અત્યંત ઓછી કિમતે તેને વેચવાની ફરજ પડતે, અને એમ થતાં વ્યાજ વટાવ તેમને માત્ર કોતરે છે એટલુંજ, પણ મંદુ બજાર તેમને તમામ રીતે ગળી જશે. ગીરવી અથવા બદલો કરવા જતાં તેમાંથી ઘણો ફાયદો થતો નથી. કારણ વ્યાજ શિવાય કોઇ ગીરવી લેશે નહિ; અથવા લેશે તો તે પોતાને પચશે એવો માર્ગ જોશે. એક નિષ્ટુર પૈસાદાર મ્હને યાદ છે; તે કહેતો "બળીયો આ વ્યાજ વટાવનો ધંધો—આથી અમારા ગીરવી અને ખતનો ધંધો સંકોચાય છે." ત્રીજો અને છેલ્લો, સાધારણપણે નફા શિવાય કોઇ કર્જ આપશે એવી કલ્પના કરવી ભ્રાંતિમૂલક છે; અને આ કર્જ કાઢવાને જો હરકત ઉત્પન્ન કરી હોય તો કેટલી અડચણો ઉત્પન્ન થશે એની કલ્પનાં કરવી અશક્ય છે. આથી વ્યાજ વટાવ નિર્મૂળ કરવાની વાત નિરર્થક છે. સર્વ રાજ્યમાં તે એક નહિ ને બીજી રીતે હમેશાં ચાલુ છે. આથી (તેને બંધ કરવાની) તે મત યુટોપિયામાં* મોકલવું જોઇએ.

વ્યાજ વટાવમાં સુધારો ને તેનાં નિયમ; તેની ખામી કેમ ટાળી શકાશે અને ફાયદા કેમ રાખી શકાશે; એ વિષે હવે બોલીશું. વ્યાજ વટાવનાં નફા અને ખોટ એમની તુલના કરતાં એવું દેખાય છે કે બેઉ વાતોનો મેળ કરવો જોઇએ. પેહેલી વાત આ છે કે, વ્યાજ

* યુટોપિયા.—આ એક કાલ્પનિક રાજ્યનું નાંમ છે. આ રાજ્યમાં કશા પ્રકારનું દુઃખ નહિ હોઈ, સર્વત્ર આબાદી અને સુખ ભરપુર છે.

નહિ, અને નવનો પરવાનો પાંચનો દર સોપી લેશે નહિ. કારણ કોઇ પણ માનવી પોતાનો પૈસો દૂરને ઠેકાણે આપશે નહિ; અથવા વગર ઓળખાણને ધીરશે નહિ.

જો કોઇ એવો શક બતલાવશે કે વ્યાજ વટાવનો વેપાર અગાઉ કેટલેક ઠેકાણે માત્ર સરકારની મનાઇ નહિ હોવાથી ચાલતો હતો, તે એમ કરવાથી કાંઇક રીતે કાયદાથી સ્થાપિત કરવા પ્રમાણે થશે; તો તેનો ઉત્તર એ છે કે, તે વેપાર તરફ આંખ વિચામણી કરી તેનું તેજ વધારે વધવા દેવા કરતાં, તેને જાહેર રીતે નરમ કરવું ઉત્તમ.

---

(૩૯)

## જુવાની અને બુઢાપો.

જેણે વખત ફોકટમાં ગુમાવ્યો નથી તે ઉમ્મરમાં નાહનો હોવા છતાં તે કલાકોથી બુઢો હશે, પણ એમ કદાચજ બને છે. ઘણું કરી જુવાની એ પેહેલા વિચાર જેવું હોય છે. પેહેલા વિચાર કરતાં પાછળથી થયલા વિચાર વધારે ડાહપણનાં હોય છે. જેમ ઉમ્મરના સંબંધમાં જુવાની હોય છે, તેમ વિચાર સંબંધમાં પણ જુવાની હોય છે. એમ હોય તોય બુઢા માનવી કરતાં જુવાન માનવીની શોધક બુદ્ધિ તેજ હોય છે, અને તેમના મનમાં કલ્પનાનાં પ્રવાહ વધારે અને તિક્ષણ બન્યા પ્રમાણે વહે છે. જેમની તબીયત ગરમ હોય છે, અને જેમની ઇચ્છા બળવાન રહે છે, તેઓ જુવાનાનો બાહાર ઉતરી ગયા. શિવાય કામને ઉપયોગી નથી. જુલિયસ સીઝર અને 'સેપ્ટીમિયસ સેવેરસ' એમની વાતો એવી હતી. 'સેપટીમિયસ' માટે એક

કિંમત આપી જમીન લીધી હોય તો સેંકડે છ અને કાંઇક વધારે વ્યાજ છુટશે; પણ આ દરથી ફક્ત પાંચજ છુટેછે. આથી, તેજ કારણ માટે, ઉદ્યોગ ધંધાને અને ફાયદાસર સુધારાઓને ઉત્તેજન મળી તે તીવ્ર બનશે; કારણ ઘણા લોકો સેંકડે પાંચ લીધા કરતાં, પોતાનું દ્રવ્ય તેવા ધંધામાં રોકશે ; મુખ્ય કરી તે વધારે નફા માટે લલચાયા હોય તો. બીજું, પ્રસિધ્ધ વેપારીઓને વધારે દરનાં વ્યાજથી કર્જ આપ્યા કરતાં વિવક્ષિત શખસોને પરવાનાં આપવા. આ દર પણ આગલા વેપારી આપતા હતા, તે કરતાં પણ કાંઇક હલકું રહેવું જોઇએ. કારણ એવી રીતે આ સુધારો કર્યાથી સઘળાજ કર્જદારોને કાંઇક સુખ થશે, પછી તે વેપારી હોય અગર બીજો કોઇ હોય. 'બેંક' અથવા સંયુક્ત ભંડોલ નહિ હોવું જોઇએ, અને દરેક મનુષ્ય પોતાના પૈસાનો માલેક હોવો જોઇએ. બેંકો મને તદનજ પસંદ નથી એમ નથી; પણ તેમનાં વિષે જે કાંઇ શક છે તે તેનાં લીધે તે કદાચ ચાલશે. પરવાના થકી રાજ્યને નાહની રકમ મળવી અને બાકીનું સાહુકારનાં હાથમાં રાખવું. કારણ વ્યાજનો દર જો થોડો ઓછો કીધો હોય તો સાહુકાર કોઇ પણ રીતે નિરૂત્સાહ બનશે નહિ. દાખલા તરીકે:-જે અગાઉ સેંકડે દસ અથવા નવ લેતો હતો તે વ્યાજ વટાવનો ધંધો તદનજ છોડી આપવા કરતાં અને હાથનું છોડી અનિશ્ચિતની પાછળ લાગવા કરતાં, સેંકડે આંઠ ટકા લેવા તૈયાર થશે. આ પરવાનાવાલા સાહુકાર સંખ્યામાં પુશકળ હોવા જોઇએ; પણ તેઓ વેપારીઓનાં મુખ્ય મુખ્ય ગામમાં અને શેહેરમાં માત્ર હોવા જોઇએ; એટલે ગામડામાંના પૈસા ઉપર તેમની કાંઇ અસર થશે

વિચાર નહિ કરતાં એકદમ છેડાપર હાથ મેળે છે; જે કોઇ પણ થોડા નિયમ શિખેલા હોય છે તેઓને પકડી ચાલે છે: નવા નવા પ્રકાર શરૂ કરવાની પરવા રાખતા નથી; આથી તેઓ નવી નવી અડચણમાં પડે છે; પેહેલાંજ અંતનો ઉપાય કરે છે; અને એટલું છતાં તેઓ પોતાની ભૂલ કબૂલ કરશે નહિ, અથવા પાછળ હઠશે નહિ. આથી ભૂલને ઠેકાણે તેઓ બીજી ભૂલ કરે છે.

બુઢા માણસો શક ઘણો રાખે છે; વિચાર અત્યંત કરે છે; જોખમ ઘણું થોડું રાખે છે; જલ્દી પસતાય છે અને કામનો એકદમ છેડા લાવતા નથી અને થોડા જશ મળતા તૃપ્ત થાય છે.

બેઉ પ્રકારના માણસોને એકજ કામમાં રોકવાં એ ઘણું સારૂં. તે ચાલુ વખતને સારૂં તેમ ભવિષ્ય માટે પણ ઉત્તમ; કારણ તેમ થતાં જુવાનીયાઓમાં જે ઓછું હોય તે બુઢાઓ પુરી બરાબર કરી આપે છે. તેમજ બુઢાઓને કામ કરતાં જોઇ જુવાનો શિખશે, અને ભવિષમાં ડાહ્યા થશે. આ મુજબ જુવાનોનો અને બુઢાઓનો મેલાપ કરવાથી બાહ્ય અડચણો નડશે નહિ; કારણ બુઢા તરફ વજનદારી હોય છે, અને જુવાનોની બાજુમાં લોકપ્રિયતા રહે છે. પણ બુઢા મનુષ્યોનું જેમ રાજકીય વાતોમાં શ્રેષ્ટત્વ હોય છે તેમ નૈતિક વાતોમાં કદાચજ જુવાનોનું હોય છે. "તમારા જુવાન મનુષ્યો દૃષ્ટાંતો જોશે અને તમારા બુઢાઓ સ્વપના જોશે." *આ વાત ઉપરથી એક રાબીએ† એવું અનુમાન કાઢેલું છે કે બુઢાઓ કરતાં જુવાન શખસો ઇશ્વરની નજદીક હોય છે; કારણ સ્વપનાં કરતાં દૃષ્ટાંતો સ્પષ્ટ હોય છે, અને એ પણ

* આ વાક્ય બાઇબલમાં છે.

† 'રાબી' પદવી યાહુદીઓનાં પંડીતોને આપી છે; ઉર્દુમાં એને 'રાવી' કહે છે.

ઠેકાણે એમ જણાવેલું છે કે, "તેણે પોતાની તમામ જુવાની ભૂલો કરવામાં અને પાછળથી સંતાપ કરવામાં ગુમાવી." પણ એમ હોવા છતાં, રોમના જેટલા પાદશાહ થયા તેઓમાં તેજ બાહોશ હતો, એમ કહીએ તોય ચાલશે.

શાંત તબીયતનાં માણસ બુઢાપામાં ઠીક ઉપયોગી થઇ પડે છે. "આગસ્ટસ સીઝર," ફ્લોરેન્સનો ડયુક કૉસ્મસ,* ગાસતોન ડી ફ્વા એઓમાં એ જણાઇ આવે છે. પણ બુઢાઓમાં ઝળકાટમંદ જેહેન હોય તો કામ સોળઆના બને. જુવાન મનુષ્ય વિચાર કરવા કરતાં નવી શોધ કરવા માટે વધારે લાયક હોય છે. તેમજ સલાહ આપવા કરતાં તેઓ કહેલું કામ બજાવવામાં વધારે લાયક, અને ધીરે કામ કર્યા કરતાં નવી ખટપટ કરવા માટે વધારે લાયક હોય છે. જે વાતોનો અનુભવ બુઢા માણસોને મળેલો હોય છે, તે વાતના સંબંધમાં તેમને તે અનુભવ જુવાનીયાઓને રસ્તો બતલાવવા ઉપયોગી પડે છે. પણ નવી બાબતમાં તેમનો કશો ઉપયોગ નહિ થતાં તે ભલતેજ માર્ગે દોરે છે.

જુવાન માણસોની ભૂલોને લીધે તેમનું નુકસાન થાય છે, પણ બુઢાઓની ભૂલોથી એટલુંજ બને છે કે, તે ભૂલો નહિ થઇ હતે તો કામ વધારે થયું હતે, અથવાં ઝટ થયું હતે, એટલુંજ.

જુવાન માણસોને હાથ એકાદ કામ સોંપ્યું હોય તો, તેઓ ધીરજથી શાંત વિચાર કર્યા પેહેલાં વધારે કંટાળે છે; હાથમાં નહિ આવવા જેવી હીલચાલ કરે છે; પોતાની સામગ્રીનો અને માર્ગનો

* ગાસટોન ડી ફ્વા, એક ફ્રેન્ચ યોધો.

## (૪૦)
## ખુબસૂરતી.

સદ્‌ગુણ એ કિમતી રત્ન પ્રમાણે છે; તેને સાદા ઘરેણામાં બેસાડવું ઉત્તમ, અને ખરેખર સદ્‌ગુણ આ સાદા શરીરમાં વધારે શોભે છે. તે શરીર નાજૂક માત્ર નહિ હોય અને તેમાં ચેહેરાની ખુબસૂરતી કરતાં સાદાઇ વધારે હોવી જોઇએ. ઘણા સુંદર માનવી ઘણા સદ્‌ગુણ સંપન્ન હોય છે એમ હમેશાં જોવામાં આવતું નથી. જાણે કે ખુદ્રતી ઉત્તમપણું નિર્માણ કરવાની ખટપટમાં પડવા કરતાં ભૂલો નહિ કરવામાં વધારે ગુંતાયલો છે ! આથી સુંદર પુરૂષ ગુણસંપન્ન નિપજે છે, પણ તેઓમાં ઝાઝું તેજ હોતું નથી, અને તેઓ સદ્‌ગુણ સંપાદન કરવા કરતાં ઢપ સાધવા માટે વધારે ધ્યાન આપે છે, પણ એ હમેશાંજ ખરૂં હોતું નથી. કારણ 'આગસ્ટસ સીઝર, 'ટૈટસ વ્હેસ્પેશિયાનસ' ફ્રાન્સનો ફિલિપ લબેલ્લ, ઇંગલંડનો ચોથો હેન્રિ, અથેન્સનો આલસિબાઇડિસ,* ઇરાનનો સોફી ઇસમાઇલ, એઓ સઘળા મહાન

* આલસીબાઈડિસ—અનેક પ્રપંચમાં પ્રસિધ્ધ થએલો આ એકકો ગ્રીશિયન ઈ. સ. પૂર્વે ૪૪૮ માં જનમ્યો હતો. એ ખાનદાની, ખુબસૂરત અને ચંચળ તથા તવંગર હતો. એ હમેશાં "ઓલિમ્પીયડગેમ" માં એકી વેળા પોતાના ૭ રથ શરતમાં ઉતાર શક્યો હતો. એના જેવો દમામ તે વખત વેર કોઈ પણ રાજાએ બતાવ્યો નહોતો. એના મુસાફરીના ખર્ચ માટે ૪ શેહેરોની આમદાની એલાહેદી રાખવામાં આવતી. તંબુઓ માટે 'ઈફીસસ' શેહેર, ચંદી સારૂં ચીયોન, તેના ખાણા માટે 'સાઈઝીક' અને શરાબ તથા પરચુટણ ખર્ચ માટે 'લેસબોસ' શેહેરની મેહેસુલ જુદી રાખવામાં આવતી. એણે એજીસની બાઈડી સાથે જનાકારી કરવાથી તેણે ઈ. સ. પૂર્વે ૪૨૦ માં એનું ખુન કરી એની મીલકતો બાળી નાખી હતી.

અરૂં કહેલું છે કે ઇનસાન જેમ જેમ પ્રપંચનું અધિક પાન કરે છે, તેટલો તેટલો તે વધારે ગુંગળાતો જાય છે, અને બુઢાપામાં, સંકલ્પ શકિત અને અંતઃકરણ વિકાર એઓ કરતાં, વિચાર શકિતના સંબંધમાં વધારે ફાયદા થાય છે.

કેટલાક નાહની ઉમ્મરમાં વધારે પરિપકવ બુદ્ધિનાં હોય છે, પણ તેમની બુદ્ધિ જલ્દીજ કરમાઇ જાય છે. તેઓ પેહેલાં તિવ્ર બુદ્ધિવાન હોય છે; પણ તે ઝડપ જલ્દીજ બુઠ્ઠી થાય છે. અલંકાર શાસ્ત્રવેત્તા 'હરમોજેનિસ'*એ આ પ્રકારનો મનુષ્ય હતો. એના ગ્રંથો અત્યંત ગૂઢ છે; પણ પાછળથી તે મૂર્ખ બન્યો હતો. કેટલાકોને અંગે કેટલાક સ્વાભાવિક ગુણો હોય છે, જે જુવાનીમાંજ શોભે છે, બુઢાપામાં શોભતાં નથી. દાખલા તરીકે, ઝડપુ અને અલંકકારિક ભાષણ માત્ર જુવાનીમાં શોભે છે, બુઢાપામાં શોભતું નથી.† 'હૉર્ટેન્સિયસ' માટે 'ટલી' ‡ એમ કહે છે "તે હતો તેવોજ હતો, પણ અગાઉ પ્રમાણે શોભતો નહોતો." કેટલાક પેહેલાંજ ભારે 'રોફ' મારે છે, અને ઉમરને શોભે તે કરતાં વધારે દોડ મારે છે. 'સિપિયો§ આફ્રિકાનસ' એ પ્રકારનો મનુષ્ય હતો.

* હરમોજેનીસ.—એ પોતાની ૧૫ વર્ષની ઉમરથી રોમમાં ગ્રીક ભાષામાં ભાષણો આપતો હતો; પણ ૨૦ મે વર્ષે એ દેવાનો થઇ ગયો હતો.

† હાર્ટેનસિયસ.—એક રોમન ભાષણ-કર્તા.

‡ ટલી.—(જુઓ સીસરો-૧૯ મો નિબંધ).

§ સિપિયો.—રોમનો એક પ્રસિદ્ધ સેનાધિપતિ. તેણે પેહેલી ચઢાઇ ૧૮ મે વર્ષે કરી હતી; અને ૨૫ વર્ષની ઉમરમાંજ મ્હોટી મ્હોટી પદવિઓ અને ઓદ્ધાઓ મેળવ્યા હતા. તેણે આફ્રિકામાં સ્વારી કરી, તે ઉપરથી તેને "આફ્રિકાનસ" એ ઉપનામ મળ્યું હતું.

નીથી જોતાં તે સણગારેલું કહેવાય અને સણગારમાં ખામી છે તે જુવાનીયાઓએ પુરી નાખવી. પણ ખરૂં જોતાં કોઇ પણ જુવાની શોભાયમાન નથી. સૌંદર્ય એ ગરમીની મોસમના ફળ પ્રમાણે છે, તે સેહેજમાં કોહી જાય છે અને ટકતાં નથી, તેમજ તેનું, અને ઘણુ કરીને તેઓ (ખુબસૂરતી) ને પગલે જુવાની બદફેલીમાં ગુજરે છે અને બુઢાપો સેહેજ શરમીંદો બને છે. પણ ફરી તે જો સારે ઠેકાને રહે છે તો સદગુણને તેજસ્વી બનાવે છે અને દુર્ગુણોને નીચું જોવડાવે છે.

---

## (૪૧)

## બદસુરતી.

બદસુરત માનવી ઘણું કરી ખુદરતથી જેવાને તેવા વર્તે છે; કારણ જેમ ખુદરતે તેમનું બૂરૂં કરેલું છે, તેમ તેઓ ખુદ્રતનું કરે છે; તે ઘણું કરી (શાસ્ત્ર કહે છે તેમ) અખુદ્રતી પ્રીતિ રહિત હોય છે; અને આ મુજબ ખુદ્રતનું વેર લીયે છે. શરીર અને મન એઓમાં સંબંધ છે, એ ખરૂંજ. અને જે ઠેકાણે ખુદ્રત એક ચીજમાં ભૂલ કરે છે, તે ઠેકાણે તે બીજામાં કોઇ પણ વધારો રાખે છે, પણ માનવીમાં, મનનાં યંત્રનાં સંબંધમાં સ્વતંત્રતા છે, અને શરીરના સાંચાનાં સંબંધમાં પરાધિનતા છે; આથીજ ખુદ્રતી પ્રવૃતિરૂપ તારા શિક્ષણરૂપ અને સદગુણરૂપી સૂર્યને લીધે પ્રકાશિત બને છે. આથી બદસુરતી એ (કશાનું પણ) કારણ છે એમ માનવું એ સારૂં, તે કારણ પોતાનું કામ કર્યા વિના રહેશે નહિ. તે (કશાનું પણ) લક્ષણ છે એમ માનવું નહિ; તેમ માનીએ તોય અમે ફસીશું.

પાણીદાર પુરૂષો હતા. એમ હોઇ તેઓ પોતાના સમયમાં ઘણાજ સુંદર પુરૂષ કહેવાતા હતા. સુંદરતામાં–વર્ણસૌંદર્ય કરતાં મુખ સૌંદર્ય વધારે; અને ચેહેરાની ખુબસૂરતી કરતાં શોભા લાયક અને ચિત્રયુક્ત એવું ગતિસૌંદર્ય વધારે. સૌંદર્યનો જે ભાગ ચિત્રમાં બતલાવી શકાતો નથી, અથવા ખુદ માનવીના જોયા છતાં જે જોતાંક્ષણેજ નેત્રમાં દેખાતો નથી, તે ભાગ ઉત્તમ. પ્રમાણમાં ઓછું વધારેપણું નથી એટલુંજ ઉત્તમો ઉત્તમ સૌંદર્ય નથીજ. આપેલેસ* એ નકામો કારભારી વધારે; કે, 'આલબર્ટ ડયુરર'† વધારે એ કોઇથી કહેવાશે નહિ. પેહેલો ભૂમિતીનાં પ્રમાણમાં ચિત્ર દોરતો; બીજો જૂદા જૂદા ચેહેરાનો ઉત્તમઉત્તમ ભાગો લઇ તેમાંથી એક શ્રેષ્ટ ચિત્ર દોરતો. આવાં ચિત્રો, ચિત્ર ચિતારનારાઓ ચિતારા શિવાય કોઇને ગમશે નહિ. ચિતારાને સુંદર ચેહેરો બનાવતાં આવડશે નહિ, એવું માહરૂં કહેવું નથી, પણ તે એક પ્રકારનાં સુભાગ્યે થવું જોઇએ (જેમ ગાયનમાં ગવૈયો એકાદ ઉત્તમ રાગ બનાવે છે તેમ); નિયમથી બનશે નહિ. માનવીની નજરે જે ચેહેરો પડે છે, તેમાંનો એક ભાગ તપાસી જોતાં તેમાંથી એક પણ ઉત્તમ જડશે નહિ; તથાપિ એકંદરીમાં જોતા તે ઉત્તમ દેખાશે. ખુબસૂરતીનો મુખ્ય ભાગ શોભાદાયક ગતિમાં છે એ જો ખરૂં છે, તો, ઉમરે વૃદ્ધ માનવી અનેક વખતે ઉલ્લાસી દેખાય છે, એમાં કાંઇ નવાઇ નથી. "સુંદરમાં શરદ રૂતુ સુંદર." જુવા.

* આપેલસ—અલેકઝાન્ડર ધી ગ્રેટના સમયનો એક ગ્રીક ચિતરો.. એને 'ચિતારાનો રાજા' એવું કહે છે.

† આલબર્ટ ડયુરર—એક જર્મન ચિતારો, અને કોતરકામ કરનાર હુન્નરમંદ.

તિરસ્કારમાંથી છોડવવાનો યત્ન કરશે; અને એઓ તે સદ્દગુણથી અથવા કીનાથી કરશે; અને તેથી તેઓ કદી કદી ઉત્તમ પુરૂષ નિવડે તો તેથી અજાયબ થવું નહિ. 'આજેસિલૌસ'* સુલેમાનનો પુત્ર 'ઝાંગર', ઇસપ, પીરૂનો પ્રમુખ 'ગાસ્કા' એઓ એજ પ્રકારના હતા, અને સૉક્રેટીસ અને બીજાઓ એમને પણ તેઓમાંજ ગણ્યા હોય તો ચાલશે.

---

## (૪૨)

### કામકાજ.

બીજાઓ સાથે વહેવાર કરવાનો તે કાગળપત્રથી કર્યા કરતાં ઘણું કરી મ્હોડે કરવું વધારે સારૂં; અને જાતે કર્યા કરતાં પરાયા મારફતે કરવું ઉત્તમ. આપણને લેખીત જવાબ જોઇએ તો, અથવા સ્વદોષ નિવારણ અર્થે આપણું પત્ર જાહેર કરવાનું હોય, અથવા કામમાં વચ્ચેજ હરકત થવાનો ભય હોય, અથવા આપણને બોલવાનું તો સઘળું એકદમ બોલવાની જોગવાઇ નહિ હોય, તો કાગળપત્રથી કામ કરવું ઉત્તમ. જો આપણે સામે હોઇએ ત્યારે આપણું વજન પડવા જેવું હોય, દાખલા તરીકે આપણાથી ઓછા દરજ્જાનાં લોકો સાથે તો આપણે પોતે વાત કરવી. તેમજ નાજુક કામમાં પણ આપણે પોતેજ વાત કરવી. એટલે જેમની સાથે આપણી વાત કરીએ છિયે તેમના ચહેરા ઉપર નજર રાખી શકાય છે, અને આપણને કયાં સુધી

* આજેસિલઉસ—એ લંગડો હતો ( જુઓ ૭ મો નિબંધ. )

જે કોઇનાં શરીરમાં એવી કશી કાયમની ખામી છે તે તિરસ્કાર ઉત્પન્ન કરે છે, તેનાજ અંતરમાં આપણને તિરસ્કારમાંથી છોડવવો અને મુકત કરવું એવી હમેશાં આશા હોય છે, આથી તમામ બદસુરત માનવીઓ અત્યંત મક્કમ હોય છે. પેહલાં પેહલાં તિરસ્કારથી બંચાવ કરવા માટે તેઓ મક્કમ બને છે; અને ચાલુ માહવેરાથી તેઓ હમેશના હિમ્મતવાન બને છે. આથીજ તેઓમાં ઉદ્યોગીપણું ઉત્પન્ન થાય છે; મુખ્ય કરી આ પ્રકારનું ઉદ્યોગીપણું ધરાવી મજબૂત નેમથી બીજાની ખામી ઉપર ટપતાં રેહવું,–એ થકી કે ઉશ્કીનું અદા કરવાને કાંઇ પણ મળે. વળી, તેમની બદસુરતીને લીધે તેમના ઉપરીઓના જીગરમાં તેમના વિષે અદેખાઇ નિર્મૂળ બને છે; કારણ તેઓને (ઉપરીને) ભાસે છે કે ગમશે ત્યારે આપણે તેમને તુચ્છ માનીશું; અને તેઓ સાથે રસાકસી કરનારા અને હરીફાઇ કરનારા આથી સુસ્ત બને છે. આ બદસુરતોને ઉપર ચઢવાનું સેહેલ થઇ પડશે એમ તેમને કદી લાગતું નથી; અને તેઓ ચઢી રહેતાં તેમની આંખ ખુલે છે. સારાંશ, મોટું ડાહપણ ધરાવનાર માનવીને બદસુરતી એ ઉપર ચઢાવનાર એક સાધનજ થઇ પડે છે. પ્રાચીનકાળમાં (અને હાલમાં વટીક કેટલાક દેશોમાં) રાજાઓ 'ખોજા'ઓ પર ભારે વિશ્વાસ રાખતા, કારણ જેઓ સઘળાંની અદેખાઇ કરે છે, તેઓ એકની નોકરી ઇમાન અને ઇતબારથી કરે છે. પણ તેમનાપર વિશ્વાસ ઘણું કરી તેઓ સારા જાસુસ અને છુપા માણસ બનવા માટે રાખતા, સારા અમલદાર અને કામદાર બને તે માટે નહિ. કરૂપ માનવીની પણ ઘણી ખરી તેવીજ વાત. તથાપિ તેઓ જો પાણીદાર હોય તો પોતાને

વાનો હોય તો માત્ર વાત જૂદી. પોતાનું કામ કાઢી લેનાર કરતાં કીર્તિલોભી માનવી સાથે વ્યવ્હાર રાખવો ઉત્તમ. જો એક માનવી બીજા સાથે કાંઇક સરતપર વ્હેવાર કરતો હોય તો શરૂઆત કરવી અથવા પહેલાં કામ કરવું મહત્વનું છે, પણ આપણેજ પેહેલાં કામ કરવું જોઇએ. એવું કામનું સ્વરૂપ હોયા વિના, અથવા બીજા કોઈ કામમાં તેની ગરજ પડશે એવી બીજા પક્ષની ખાત્રી કીધા વિના અથવા આપણા કરતાં એ પ્રમાણીક છે એવી બીજા પક્ષની સમજ હોયા વિના, તેવું કરવું યોગ્ય નથી.

તમામ હિકમતો લડાવવાની તે માનવીની કિંમત સમજવા માટે. અથવા તેની પાસથી કામ કરી લેવા માટે. માનવીની કિંમત વિશ્વાસના કામમાં, ગુસ્સાના આવેશમાં અને ગાફેલપણામાં સમજાય છે, અને તેમને કાંઇ કરવું હોય, પણ તે કરવા કાંઇ બહાનું મળતું નહિ હોય એટલે મનુષ્યની પરખ થયા વીના રહેતી નથી. એકાદ આદમી તરફથી કામ કરાવી લેવું હોય તો તેનો સ્વભાવ અને તેની ચાલચલનની ખબર જોઇએ, એટલે તેને ગમે તેવી રીતે તપાસી શકાશે, અથવા તેની નેમ જાણવી જોઇએ, એટલે તે પ્રમાણે તેને સમજાવી શકાશે; અથવા તેની ખામી અને ભરમ જાણવાં જોઇએ, એટલે તેને બિહીવાડી શકાશે; અથવા તેની કોણ સાથે મિત્રાચારી છે એ જાણવું જોઇએ; એટલે તેની ઉપર શિફારસ ચલાવી શકાશે.

લુચ્ચા માણસ સાથે વ્હેવાર રાખતાં તેના બોલવાનો અર્થ સમજવા માટે તેના ઉદ્દેશ ધ્યાનમાં રાખવા જોઇએ. તેમની સાથે થોડું બોલવું એ સારૂં અને તે પણ તેમનાં ધોરણ બાહેર હોવું જોઇએ.

જતાં આવડશે એ સમજાશે, અને સાધારણપણે જે કામમાં નકાર કરવાનો અથવા ખોલાસો કરવાની છુટ આપણા હાથમાં રાખવાની હોય છે, તે કામો આપણે પોતે કરવાં.

પરાયાની મારફતે વાતચીત કરવી હોય, તો સાદા માનસને વચમાં રાખવો, લુચ્ચાને રાખવો નહિ; કારણ સાદા માણસને જેટલું કહીએ તેટલું તે જઇ કહેશે, અને શું બને છે તે પાછો આવી ઇમાનદારીથી જેવું ને તેવુંજ કહેશે. પણ લુચ્ચા લોકો બીજાના કામમાં પોતાનો લાભ કરી લેવાની કોશીસ કરે છે; અને ઉલટા જવાબ કેહતી વેળા તે રસિક લાગે તે થકી મીઠું લગાડી કહે છે. તેમજ આપણે કહીએ છિયે તે કામ જેમને ગમે છે તેમનીજ તેવા કામમાં યોજના કરવી, એટલે કામ જલ્દીજ થાય છે. અને જે જે કામને લાયક હોય, તેનેજ તે કામ જણાવવું. દાખલા તરીકે-તકરાર કરવાનું કામ મક્કમ મનુષ્યને કહેવું; સુલ્લેહ કરાવવાનું કામ મીઠા બોલનારાઓને કહેવું; તપાસ અથવા પરપુછ કરવાનું કામ કળાબાજ લોકોને કહેવું; એકાદ નિર્દોશ નહિ હોય એવું કામ કરવું હોય તો તે ઉલ્લૂ અને મૂર્ખ શખસને સોંપવું. તેમજ જેમને આપણે અગાઉ કામો કહેલાં હોય, અને જેઓએ તેમાં જશ મેળવ્યો હોય, એવાઓની પણ યોજના કરવી; એટલે અમે એ પણ કામ કરીશું એવી તેમને ઉમેદ આવશે અને આપણું નામ રાખવાની તેઓ કોશિસ કરશે.

જેમની સાથે આપણું કામ હોય તેમની પાસે કામનો પ્રસ્તાવ એકદમ કાઢયા કરતાં યુક્તિ યુક્તિથી તેનો અંત કાઢી લેવો એ ઠીક, પણ તે જો બેફામ હોય ત્યારે નાના સવાલથી જો તેને એકાએક પકડ-

જાહે જણાવે છે. પણ આવાં માણસો, અનેક વખતે ઘણા માનીતા હોય છે. કારણ તેઓ હાંજી હાંજી કરનારા હોય છે, અને જેવી યજમાનની વાતો બીજાને જણાવે છે, તેવી બીજાની યજમાનને પણ જણાવે છે. એકાદ મ્હોટા માણસનો જે ધંધો હોય તેજ ધંધાદારી લોકોએ તેનો આશ્રય લેવો, (દાખલા તરીકે—લડાઇઓ મારી છે તેની શીપાઇઓએ) એ યોગય છે, અને એક સત્તાત્મક રાજ્યમાં પણ એ સારી રીતે ગણેલું છે. માત્ર તે એકદમ દોરદમામ અથવા લોકપ્રીયતાથી નહિ, પણ અત્યંત સન્માનકારક અનુયાયી કહીએ તો, યજમાન તમામ પ્રકારના માનવીમાં સદગુણ અને બાહોશીની ચાહા અને બુજ કરે છે; આથી તેમનો આશ્રય કરવો યોગ્ય. તથાપિ જયાં અપ્રીયાં બાહોશીના માણસો મલતાં નથી ત્યાં સાધારણ હુશીયાર નોકર રાખવા કરતાં સાધારણ ચલાઉ રાખવા અને શિવાય, ખરૂં કેહતાં, વિપત્તિ કાળે ગુણી માણસો કરતાં ઉધોગી માણસો વધારે ઉપયોગી હોય છે. રાજ્ય કારોબારમાં એક દરજ્જાનાં માણસોને સરખી જગ્યાપર રાખવા એ સારૂં. કારણ, કેટલાએક ઉપર બેશુમાર મેહેરબાની કીધી હોય તો શિરજોર બને છે અને બાકીનાં અસંતોષિ બને છે, કારણ, તેમને દિસે છે કે અમારો હક્ક છે, પણ બાજે પક્ષે મેહેરબાની બતલાવતાં માનવી વચ્ચેનો ફરક જોઇ ચુંટણી કરવી એ સારૂં; કારણ તે યોગે, જેની ચઢતી થાય છે તે વધારે આભારી બને છે, અને બાકીના ઉદયોગ તત્પર બને છે; કારણ સઘળું કાંઇ મહેરબાની ઉપર છે. કોઇ પણ મનુષ્યની પેહેલાંથીજ અત્યંત વખાણ કરવી નહિ, એ ડાહપણનું કામ છે; કારણ તે પછી તે તેવીજ ટકતી નથી. એકનાંજ તંત્રથી

કઠણ કામમાં, આ હાથે વાવી આ હાથે ખાવા મળશે એવી આશા રાખવી નહિ. આપણે શરૂઆત કરી રાખવી, અને હળવે હળવે તેને પૂર્ણત્વને પોંહચવા દેવું.

---

(૪૩)

## અનુયાયી અને મિત્ર.

ઘણા કિમતી અનુયાયી ઉપયોગનાં નથી, કારણ માનવી જેટલો પોતાનો પરિવાર વધારે, તેટલી તે પોતાની પાંખો ટુંકી કરે છે. ઘણાં કિમતી એટલે જે ખર્ચનાં કાળ છે તેજ નહિ; પણ, જે માનવી માગવામાં કંટાળાભર્યા અને ચિમ્મડ હોય છે તેઓ, એ હું સમજું છું. સામાન્ય અનુચરોએ આશ્રય, શિફારસ અને ગુન્હાથી રક્ષણ, એ શિવાય વધારેની ઉમેદ કરવી નહિ. ફેસાદખોર અનુચર ઘણા ખરાબ; તેઓ જેનો આશ્રય સ્વિકારે છે તે પ્રેમને લીધે નહિ, પણ બીજા કોઇ ઉપર પણ તેઓ નારાજ થએલા હોય છે તેથી. અને મોટા લોકોમાં જે વેરભાવ આપણે ઘણી વેળા જોઇએ છિયે તે ઘણું કરી તેનાજ લીધે હોય છે. તેજ મુજબ બડાઇખોર અનુચર પણ કંટાળાભર્યો હોય છે; તે પોતાના યજમાનનાં ગુણાનુવાદ પોકારવાની સરણાઇઓ બને છે; અને તેઓમાં ભેદ જાળવવાની ખાશીયત નહિ હોવાથી તેઓ કામ બગાડે છે. તેઓ યજમાનની મ્હોટાઇ બાહેર ફેલાવે છે, પણ તેના બદલામાં તેમને અદેખાઇ પાછી આણી આપે છે. તેજ મુજબ બીજા એક પ્રકારનાં અનુયાયી ભયંકર હોય છે. તેઓ ખરેખર તો જાસુસ હોય છે, તેઓ ઘેરમાંની છુપી બીનાની તપાસ કરી તે બીજાને

જૂદા ભાગ જ્યાંનાં ત્યાં રાખવા, એ જેમ વિદ્વાન માનવી તરફથી; બરાબર થશે, તેમ બીજા તરફથી થશે નહિ.

વિદ્યાભ્યાસમાં અતિશય વખત ગુમાવવો એ ક્રિયાહીનપણું છે, ભાષણમાં અત્યંત અલંકારનો ઉપયોગ કરવો એ બઢાઇ છે; અને સર્વ કામનો વિચાર માત્ર શાસ્ત્ર નિયમ પ્રમાણે કરવો એ ભણેલા મુર્ખ-પણા જેવું છે.

વિદ્યાધ્યયનથી સ્વાભાવિક ગુણ પુખ્ત બને છે, અને અનુભવથી વિદ્યાભ્યાસ મક્કમ થાય છે. કારણ બાતેન બુદ્ધિ એ આપોઆપ ઉગેલાં ઝાડ પ્રમાણે છે. તે ઝાડને છાંટવાથી તે જેમ જોરદાર બને છે, તેમ અંગની બુદ્ધિપર વિદ્યાની કલમ કરવાથી તેપણ મજબૂત થશે, અને વિદ્યાભ્યાસથી જે નિયમ આપણે શિખીએ છિયે તે સામાન્ય હોય છે; તેમની કેવી યોજના કરવી એ અનુભવથીજ સમજ પડે છે.

ઉંડી બુદ્ધિવાળા લોકો વિદ્યાને ધિક્કારે છે; સાદા ભોળા લોકો તે માટે અજાયબી બતલાવે છે, અને ડાહ્યા લોક તેનો ઉપયોગ કરે છે. વિદ્યાનો ઉપયોગ કેમ કરવો એ માત્ર વિદ્યાધ્યયનથી સમજાતો નથી. તે સમજવા માટે વિદ્યાની બાહેરનું ડહાપણ જોઇએ. તે વિદ્યા શિખવાથી આવડતું નથી; તે અનુભવથીજ પ્રાપ્ત થાય છે.

કોઇ બોલતો હોય ત્યારે તેથી ઉલટી રીતે આપણને બોલતાં આવડે અને તેને ચુપ કરી નાખીએ, આવી નેમથી પુસ્તકો વાંચતા ના; અથવા આપણે જે વાંચીયે છિયે તે તદ્દન ખરૂં છે એવો વિશ્વાસ રાખવા માટે અને મનમાં રાખવા માટે વાંચતા ના; અથવા બોલવાને માટે કાંઇ પણ વિષય મળે આ નેમથી તે વાંચતા ના.

રેહવું સલામતીભર્યું નથી; કારણ તે ઉપરથી મનની નરમાઇ જણાય છે અને અપવાદ અને બદનામીને છુટ મળે છે. કારણ જે કોઇ મનુષ્યને પ્રત્યક્ષ દોષ આપશે નહિ અથવા તેમની નિંદા કરશે નહિ, તે તેમનાં મ્હોટા આશ્રિતો માટે વધારે મક્કમપણે બોલશે અને એવી રીતે તેમની નામના ઉપર જખમ કરશે. તથાપિ અનેકની સોહબતથી ચુંથાયલાં ચિતનું થવું એ તે કરતાં પણ બુરૂં. કારણ તેથી માનવી ખિન્ન અને ચંચળ વૃતિનાં બને છે. કોઇક થોડા મિત્રોની સલાહ લેવી એ હંમેશાં સારી છે; "કારણ રમનાર કરતાં જોનારાને અનેક વખતે, વધારે દેખાય છે: અને લાંબેથી ડુંગર સોહામણો દેખાય છે." પેહેલાં મિત્રાચારીની મ્હોટાઇ ગાવામાં આવતી હતી; પણ દુનિયામાં મિત્રાચારી થોડીજ છે, અને સરોબરીવાલામાં અત્યંત ઓછી. જે કાંઇ છે તે મ્હોટાં અને હલકાં એઓ વચ્ચે છે.

---

## (૪૪)

## વિદ્યાભ્યાસ.

વિદ્યાભ્યાસથી આનંદ પ્રાપ્ત થાય છે, શોભા મળે છે અને હોશીયારી ઉત્પન થાય છે. તેનો મુખ્ય ઉપયોગ આનંદ આપવાના સંબંધથી એકાંતવાસમાં અને શાંત સ્થળે થાય છે; શોભા સંબંધમાં ભાષણમાં હોય છે; અને હોશીયારીનાં સંબંધથી કામનો વિચાર કરી તેની વ્યવસ્થા કરવામાં આવે છે. અનુભવથી હોશીયાર થએલાં લોક કામ કરે છે ખરાં, અને કદાચ તેઓ છુટું છુટું કરવાનો વિચાર કરે છે; પણ એકંદર કામ સમેટી લેવું, તેમાં યુક્તિ લડાવવી, તેનાં જૂદા

દૂર કરી શકાતું નથી, એવી માનવી બુધ્ધિમાં એક પણ ખામી નથી. શારીરિક બેમારીને માફક આવવા લાયક જેમ કસરત છે તેમજ માનસિક વ્યાધીને પણ છે. દડાની સરતમાં "પાણી આપવું" એવું હોય છે, તે તો કસરતની પથરી અથવા મૂત્રપિંડના રોગને સારી; શેકાર કરવો ફેફસાં અને છાતીનાં રોગને સારૂં, હળવે હળવે ચાલવું કોઠાને ફાયદાકારક; ઘોડાપર બેસવું માથાને ફાયદાકારક; વગેરે. આથી જેનું મન ચંચલ હોય તેણે ગણિતનો અભ્યાસ કરવો, કારણ ગણિતથી જવાબ છોડવતી વેળા ચિત્ત બહાર જતાં, ફરી પેહેલેથી આરંભ કરવો પડે છે. તેનાથી ઘણો ભેદ થતો નથી, તેણે 'સ્કૂલમેન'*નાં ગ્રંથનો અભ્યાસ કરવો, કારણ તે લોક કેશભેદક હોય છે. જેને ફરીફરી તેનું તેજ બોલતાં આવડતું નથી અને એક વાત બીજી વાતની મદદ અર્થે લાવતાં આવડતી નથી, તેણે વકીલોના મુકદમાઓની 'ફાઇલો' વાંચવી એમ કરવાથી માનસિક ખામીને હિતકારક ઉપાય મળશે.

---

(૪૫)

## આદર સત્કાર અને ઇજજત.

જે માનવી લોકોની રીતિ રેવાજ તરફ ધ્યાન નહિ આપતાં પોતાના મનમાં આવે તેમ વર્તે છે, તેના અંગે મોટા સદ્દગુણ હોવાં જોઇએ: જેમ જે હીરાને કુંદણની ગરજ પડતી નથી તે અત્યંત કિંમતી હોવો જોઇએ. પણ સાધારણ માનવીને જનરીત પ્રમાણેજ વર્તવું જોઇએ. સ્તુતિ અને ફાયદો એમની વાતો એક સરખીજ છે. એટલે થોડો થોડો ફાયદો જો કે મળ્યા કરે તોય સેવટે

* સ્કુલમેન—તત્વવેત્તાઓનો એક પંથ.

પણ આપણને વિચાર કરવાની આવડત આવડે અને ખરા ખોટાનું ત્રાજવું પકડી શકાય, આથી ગ્રંથો વાંચો. કેટલાક પુસ્તકો માત્ર ચાખી છોડી દેવાના હોય છે: કેટલાક ગળી જવા લાયકના હોય છે અને કેટલાંક થોડાં ચાવી ખાવા લાયકના અને જેરવવા લાયકનાં હોય છે. એટલે, કેટલાંક પુસ્તકો માત્ર સેહેજ વાંચવાના હોય છે. બીજા તમામ વાંચવાના હોય છે, પણ ધ્યાન આપી વાંચવા જેવાં હોતાં નથી; અને કેટલાક થોડાંજ ધ્યાન આપી અને એકચિત્તે તમામ વાંચવાનાં હોય છે. કેટલાંક પુસ્તકો બીજા તરફથી વંચાવી તેમની નોંધ કરાવવી; પણ એમ માત્ર હલકા પ્રકારનાં પુસ્તકોની,—એટલે જેમાં મહત્વનાં વિષય નથી તેનું કરવું. નહિતો સારગ્રંથ કાઢેલાં પાણી પ્રમાણે બેસ્વાદ હોય છે.

વાંચનથી મનુષ્ય પ્રવિણ બને છે, ભાષણમાં હાજર જવાબી બને છે, અને લખાણમાં અચૂક બને છે. આથીજ, જે થોડું લખે છે તેની યાદદાસ્ત શક્તિ મ્હોટી હોવી જોઇએ; જે થોડું બોલે છે તેને સમયસૂચકતા હોવી જોઇએ; અને જે થોડું વાંચે છે તેના અંગે ભારે કુશલતા જોઇએ,—એટલે જે ખબર નથી, તે ખબર છે એમ તેને દર્શાવતાં આવડશે.

ઇતિહાસથી માનવી ડાહ્યો બને છે; કાવ્યથી સુભાષિત પ્રવિણ બને છે; ગણિતથી તિવ્રબુદ્ધિ બને છે; પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રથી ઉંડી બુદ્ધિનો બને છે; નીતિશાસ્ત્રથી ગંભીર બને છે; અને તર્કશાસ્ત્ર તથા સાહિત્ય શાસ્ત્રથી વાદવિવાદ કરવાને સમર્થ બને છે. જેવી સંગત તેવી ટેવ પડશે. એટલુંજ નહિ પણ યોગ્ય અભ્યાસથી

સત્કારપૂર્વક વર્તશે; ત્યારે તેમની સાથે સેહેજ ઘેરવટથી વર્તવું એ સારૂં. જે એકાદ કામમાં અતિશયોક્તિપણું બતાવે છે, ગમે તેને ગમે તેમ કરવાની છુટ આપે છે, તે પોતાની કિંમત ઓછી કરી લીયે છે. બીજાઓનું મત લેવું એ સારૂં, પણ તે પૂજ્યબુધ્ધિથી પુછે છે, ઠાલી પુછતો નથી, એમ બતલાવવું. બીજાના બોલવાને ટેકો આપવો હોય તો આપણું પોતાનું પણ થોડું તેમાં ઉમેરવું. એટલે એમકે તેમનું મત કબુલ કરવાનું હોય તો તેમાં થોડો ભેદ રાખી કબુલવું; તેમના કહ્યા મુજબ કરવું હોય તો શરત રાખી કરવું, તેની સલ્લા માનવી હોય તો તેમાં આપણું કારણ જણાવવું.

બીજાઓ ખુશ થાય એવું ભાષણ અથવા વર્તન જેતે પ્રસંગે અને અત્યંત નહિ કરવાની સંભાળ રાખવી, નહિ તો તમારે અંગે જોકે વધારે સારાં ગુણો હોવા છતાં લોકો કહેશે કે, એ પૂજ્યતાથી વર્તે છે અને મીઠું મીઠું બોલે છે, આથી એટલો ચડેલો છે; બાકી તો એનામાં ઝાઝો દમ નથી. તે મુજબ અત્યંત આદરમાન યુક્ત થવાથી અથવા વધારે બારીકાઇથી જોવા બેસતાં કામ બગડે છે. "જે મનુષ્ય પવન કેમ ફુંકે છે એના વિચારમાં પડે છે, તેના હાથથી રોપણી થશે નહિ; અને જે વાદળાં તરફ જોયા કરે છે, તેનાથી અનાજની કાપણી થશે નહિ." ડાહ્યા મનુષ્ય જેટલી તકો મળે છે તેથી જ્યાદા ઉત્પન્ન કરે છે. માનવીનું વર્તન તેમનાં પોષાક પ્રમાણે હોવું જોઇએ. જે મુજબ પોષાક અત્યંત તંગ રહે છે; વગર અડચણે હાથપગ હીલવી શકાય એટલો ઢીલો હોય છે, તેજ મુજબ માનવીનું વર્તન સખત હોવું નહિ જોઇએ; તે ખુલ્લું જોઇએ.

તેનો સરવાળો મોટો થશે. કારણ નાના નાના નફા વારંવાર થાય છે; મોટા નફા કોઇ કદાચ થાય છે. તેજ બીના સ્તુતિની પણ છે. નાના નાના કામોમાં સ્તુતિ થવા માંડતા સેવટે ઘણી મોટી સ્તુતિ થાય છે. કારણ નાના કામો હમેશનાં ચાલુ હોય છે, અને તે હમેશાં લોકોની નજરે પડનાર હોય છે. પરાક્રમ બતલાવવાનો પ્રસંગ કદાચજ આવે છે. આથી સભ્યતા એ માનવીની નામનાંને કારણભૂત બને છે, સભ્યપણાની રીતિ એટલે શિફારસ પત્રોજ છે. તે શિફારસને ભારે ખટપટ જોઇતી નથી, તેમને તુચ્છ માન્યા નહિ હોય એટલે ઠીક, અને, બીજાઓ કેમ વર્તે છે એ જોયું એટલે પુરતું છે. બાકીનું આપોઆપ સમજાશે. સભ્યતા સ્વાભાવિક હોવી જોઇએ; તે ખેંચી તાણીને લાવેલી જણાવી નહિ જોઇએ. ખેંચી તાણીને લાવેલી દેખાય એટલે તેની સારી ખુબી દબાશે. કેટલાક માનવીની રીતિ પદ્ય પ્રમાણે હોય છે; એટલે તેમનું દરેક પગલું અચૂક ને ચોકસ હોય છે. નાની વાતો તરફ ઝાઝું ધ્યાન આપ્યું હોય તો મહત્વની વાતો કેમ ધ્યાનમાં આવશે ?.

આપણે બીજાનો આદરસત્કાર કરીશું નહિ, તો બીજા આપણો કરશે નહિ; એટલે પછી આપણું માન ઓછું થશે. મુખ્યકરી પરાયા લોકોનો અને આદરમાની પુરૂષોનો સત્કાર કર્યા વિના રહેવું નહિ; પણ વધારે સત્કાર કરવો એ કંટાળાભર્યું છે, એટલુંજ નહિ, પણ સત્કાર કરનારો અકૃત્રિમ નહિ હોય એમ તે ઉપરથી લાગે છે.

આપણી સાથનાં લોક આપણી સાથે મિત્રાચારીથીજ વરતશે; કારણ આપણે તેમનાથી સેહેજ ખેંચી પકડી ચાલીએ એ ઉત્તમ. આપણા કરતાં ઓછા દરજ્જાનાં લોકો આપણી સાથે

કેટલીક વેળા સ્તુતિનું કારણ હોય છે. તારીફ કરનારો જો સાધારણ પ્રતિનો હાંજી હાંજી કરનાર હશે તો તેનાં વખાણનાં વિષય મક્કમ હશે; તે બીજાને પણ તેજ લગાડે છે. તે જો જુઠો હશે તો તે તમારૂં ધોરણ જોઇ ચાલશે. તમે તો વખાણ કરનારના પ્રમુખ. કારણ માનવી પોતાને જેટલો સ્તુતિપાત્ર દિસે છે તેટલો તે બીજાને દિસતો નથી. તમે એકાદ વિષયમાં પોતાને શાબાસી આપશો તો તે તમોને ચણાના ઝાડ ઉપર ચઢાવશે, પણ જો તે બેશરમ હશે, તો જે ગુણ તમારામાં નથી એમ તમે ખાત્રીથી જાણો છો અને જે માટે તમોને શરમ ઉત્પન્ન થાય છે, તે ગુણ તમારે અંગે લગાડી તે તમારી તારીફ કરશે. કેટલાક સારા વિચારથી તારીફ કરે છે. આવા પ્રકારની વખાણ ઘણું કરી રાજાની અને મોટાં માણસોની કરે છે. અર્થાત તેઓએ કેમ રેહેવું અને કેમ વર્તવું એ વખાણને રૂપે તેમને જણાય છે. કેટલાક લોક બીજાનું નુકસાન થાય આથી દ્વેષબુધ્ધિથી તેમની કપટસ્તુતિ કરે છે, એટલે તેમની તારીફ સાંભળી લોકોએ તેમની અદેખાઇ અને ઇર્ષા કરવી એટલીજ તેમની નેમ હોય છે. ઉત્તમ તક જોઇ તારીફ કરી હોય અને તે સાધારણ લોકોની સ્તુતિ જેવી નહિ હોય તો તેનાથી લાભ થાય છે. સાલોમન જણાવે છે કે, "જે બામદાદમાં ઉઠી પોતાના મિત્રની સ્તુતિ મોટા અવાજથી કરે છે, તે પોતાના મિત્રનું ભલું ઇચ્છનાર નથી. મિત્રને તે સ્તુતિ શ્રાપ સમ થાય છે." કારણ કોઇની એકદમ તારીફ થવા માંડી એટલે લોકોને તે સહન થતી નથી; પછી તેઓ તેના માટે ઉલટું બોલે છે. અને તેની અદેખાઇ કરી છેહલે તેનો ઉપહાસ કરે છે.

(૪૬)
## તારીફ અથવા સ્તુતિ.

સ્તુતિ એ સદ્દગુણની પડછાયા છે; પણ જે પદાર્થમાંથી તે છાયા આવે છે તે મુજબ તેની યોગ્યતા હોય છે. તે સામાન્ય પ્રજા તરફથી આવી હોય તો ખોટી અને નિરર્થક હોવાની, અને તે ઘણું કરી ખરા સદ્દગુણી પુરૂષો કરતાં પોકળ અભિમાની લોકોની થવાની; કારણ સામાન્ય લોકોને ઘણા ઉત્તમ સદ્દગુણ સમજાતાં નથી. નીચલી પ્રતિનાં સદ્દગુણની તેઓ તરફથી પ્રસંશા થાય છે; મધ્યમ પ્રતિનાં સદ્દગુણનો તેમને અચંબો લાગે છે; પણ ઉંચ પ્રતિનાં સદ્દગુણ તેમને બીલકુલ સમજ પડતાં નથી. તે તેમનાં ધ્યાનમાંજ ઉતરતાં નથી. વેપધારી અથવા સદ્દગુણની નકલ એજ તેમને ઠીક લાગે છે.

ખરૂં જોતાં તો કીર્તિ એ નદીના પ્રવાહ જેવી છે. નદીમાં હલકી અને ફુલેલી ચીજો ઉપર તરે છે અને ભારી અને સંગીન ચીજો નીચે ડુબે છે; તેમજ ઘણુંકરી જે કીર્તિ આપણા સાંભળવામાં આવે છે તે નાના ગુણોની હોય છે; ઉત્તમ ગુણનું નામ વટીક સાંભળવામાં આવતું નથી.

પણ જો આબરૂદાર અને વિચારી લોકો તરફથી તારીફ થઇ હોય તો તે સુગંધિત તેલ પ્રમાણે સુકીર્તિ સમજવી. તેનો પ્રસાર ચારે તરફ થશે, અને તે સેહેજમાં નિર્મૂળ બનશે નહિ. તેને ફુલની ઉપમા નહિ આપતાં સુગંધી તેલની ઉપમા આપવાનું કારણ એટલુંજ છે કે, ફુલના સુગંધ કરતાં તેલનો સુગંધ વધારે વખત સુધી ટકે છે.

સ્તુતિનાં એટલાં બધાં કારણો જુઠાં અને મતલબનાં હોય છે કે, વખાણ માટે અત્યંત સાવધ રહેવું જોઇએ; હાંજી હાંજીપણું એજ

છે. ફરી; ટૅટસ લિવિહયસ* એન્ટીઓકસ† અને ઇટાલિયન લોકો સંબંધમાં કહે છે તે આ મુજબ:–ઉલટું લુચ્ચાઇનું સારૂં પરિણામ નિપજે છે; દાખલો, એકાદ મનુષ્ય બે રાજયની મધ્યસ્તી કરી તે ત્રીજા વિરૂધ્ધ એકસંપ થાય એવી તજવીજ કરે છે ત્યારે તે બેઉના લશકરની બેહદ તારીફ કરે છે, એની તેને અને તેની એને, અને કોઇ કોઇ વેળા જે મનુષ્ય બીજા બેમાં મધ્યસ્તી કરે છે તે વાજબી કરતાં વધારે ભલું કરવાનું ડોળ ઘાલી બેઉ સામે પોતાની નામના વધારે છે, અને એમાં અને એના જેવા પ્રકારમાં ઘડી ઘડી એમ બને છે કે, અભાવથી કાંઇ પણ ઉત્પન્ન થાય છે‡ કારણ લુચ્ચાઇથી પ્રતિષ્ટા ઉત્પન્ન થાય છે, અને પ્રતિષ્ટાથી લાભ થાય છે. ફોજના 'કેપટન' અને સિપાઇ એઓ વચ્ચે બઢાઇ જરૂર રેહવી જોઇએ. કારણ જેમ લોઢાંથી લોઢું તિક્ષણ બને છે, તેમ બઢાઇથી એકાદ ધર્મ જોઇ બીજાંની હિમ્મત બળવાન બને છે. એકાદ જોખમનું કામ કરવાનું હોય તો તેમાં કાંઇ બઢાઇખોર લોકો હોવા જોઇએ, અને કેટલાક ગંભીર, ભારબોજવાલા લોકો રહેવાં જોઇએ. બઢાઇખોરા લોકોથી તેઝ આવે છે અને ગંભીર લોકોથી વજનદારી આવે છે. વહાણમાં સ્થિરતા રહેતાં જેમ વહાણ સ્થબ્ધ રહે છે, તેમ ગંભીર લોકો રહેતાં કામને ભારબોજ આવે છે. તેમજ થોડી બઢાઇ વિના

* ટેટસ લિવ્હીયસ—(લિવ્હી) એક રોમન તવારીખનવેશ.

† અન્ટિઓકસ—અન્ટિઓકનો રાજા, અને સેલ્યુકનો બેટો. એણે હિંદુસ્તાન ઉપર સ્વારી કરી હતી.

‡ અભાવરૂપી કારણમાંથી ભાવરૂપી કાર્ય કદી પણ ઉત્પન્ન થશે નહિ એવું સિધ્ધાંત છે.

તેમજ કાંઇ પણ પ્રસંગ હોયા વિના માનવીએ પોતાની તારીફ પોતે કરવી એ શોભતું નથી પણ પોતાના ઓધા અથવા ધંધાની સ્તુતિ કરવામાં કાંઇ હરકત નથી.

---

## ( ૪૭ )

## બઢાઈ.

*ઇસપની વાતો ઘણી મનોરંજક છે. "એક માખ ગાડીનાં પૈડા ઉપર બેઠી અને બોલી હું કેટલી બધી ધુળ ઉડાડું છું ?" એવાજ પ્રકારના કાંઇક બઢાઇખોર લોકો હોય છે. કોઇક કામમાં તેમનું થોડું અંગ રહેતાં તેમને એવું લાગે છે કે, તે સઘળું કામ પોતેજ કરે છે. જેઓ બઢાઇખોરા હોય છે તેઓ કજ્યાખોર હોવાં જોઇએ. કારણ આપણી તુલના બીજા સાથે કરી બીજો પોતાથી ઉતરતો છે એમ બતલાવવું એજ બઢાઇનો મૂળ પાયો છે. પોતાની બઢાઇ ખરી કરી બતલાવવા માટે તેઓ બડબડીયા હોય છે. તેમને એકાદ વાત બોલી બતલાવ્યા વિના ચુપ બેસાતું નથી, આથી તેઓ ઘણાખરા ફસે છે. "ખાવું થોડું અને બટાકો ભારે" એવી જે કહેવત છે, તે તેમને બંધબેસ્તી થઇ પડે છે. પણ જે કામમાં એકાદનાં સદગુણની અથવા મોટાઇની બઢાઇયો કરાવવી હોય તેવા કામમાં આવા લોકોનો ઘણો ઉપયોગ થાય છે. કારણ બાંકા ફુંકવાનું કામ તેઓ તરફથી ઠીક થાય

---

* ઇસપ—આ જાણીતો વિદવાન નાહની વાર્તાઓ લખનાર તરીકે લગભગ અઢી હજાર વર્ષ ઉપર થઇ ગયલો જણાવવામાં આવે છે. પ્રથમ એ એક વેપારીને ત્યાં ગુલામ તરીકે હતો, પણ તેના ધણીએ તેને ગુલામગિરીમાંથી છુટો કરતાં તે ક્રિસસની દરબારમાં જઈ રહી, ત્યાં પોતાની ચંચળાઈથી નામના પામી "ઇસપ નીતિ" નામે ગ્રંથ ગ્રિક ભાષામાં રચ્યો હતો.

જોઇએ, અથવા ઓછો હશે. જો ઓછો હશે તો, તેની સ્તુતિ કરતાં તેથી અધિક તમારી કરવી જોઇએ. તે તમારાથી વધારે હશે અને તેની સ્તુતિ થઇ નહિ, તો તમારી તે કેમ થશે?"

બઢાઇખોર લોકો ડાહ્યાઓના મનથી ધિક્કારવા લાયક છે; મુર્ખોને તેઓ એક અજાયબીભર્યા હોય છે, મ્હોપર તારીફ કરનારને દૈવત છે અને તેઓ ખુદની બઢાઇના ગુલામ છે.

---

## (૪૮)

## ન્યાય દર્શન.

ન્યાયાધિસે આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે, તેમનું કામ કાયદાનો અર્થ કરવાનું છે, નવા કાયદા બનાવવાનું નથી. નહિ તો રોમન કેથોલિક ધર્મના અધિકારી આપણા ધર્મ પુસ્તકોનું વર્ણન કરવાના બહાનાથી જે પ્રમાણે તેમના તરફનું ઉમેરવાનું, અને મૂળમાં રહેલામાં ફેરફાર કરવાને, તેમાં નહિ હોય તે કહેવાનું, અને પ્રાચીન છે એમ બતલાવી કાંઇપણ નવું ઉમેરી દેવા, આગળ પાછળ જોતાં નથી, તે પ્રમાણે બનવાનું. ન્યાયાધિશોને અંગે ચતુરાઇ કરતાં વિદ્વતા વધારે હોવી જોઇએ; વાહવા બોલાવવાની ઇચ્છા કરતાં પુજ્યતા વધારે હોવી જોઇએ; મક્કમ વિચાર કરતાં વિચારશિલતા વધારે જોઇએ. પણ એનાં કરતાં વધારે કહીએ એટલે પ્રમાણિકપણું એ તેમનો વિશેપ સદગુણ છે. સરહદની નીશાનો કાઢી નાખનારને શ્રાપ આપેલા છે, પણ જે ન્યાયાધિશ જમીનની અને મિલકતની સીમા અન્યાયથી ખોટી નોંધી આપે છે, તેના જેવો શ્રાપિત માનવી બીજો

વિધ્વત્તાની પણ કદર થશે નહિ. કીર્તિ કોઇને ગમતી નહિ હોય એમ નથી. કીર્તિ તુચ્છ છે એમ સિધ્ધ કરવા માટે જેઓ ગ્રંથો લખે છે તેઓ વટીક પોતાનાં નામો તે ગ્રંથો ઉપર લખે છે. કીર્તિ જો તુચ્છ છે અને તે તેમને નહિ જોઇતી તો તેણે પોતાનું નામ જાહેરમાં કાં છપાવવું ? સૉક્રેટીસ, એરિસટોટલ, ગેલન એઓ મોટા બઢાઇખોરા હતા. એ ખરૂં છે કે, બઢાઇને લીધે કીર્તિ અમર બને છે, અને સદગુણી માનવીનું નામ થવાને તે ખુદ જેટલો કારણ હોય છે તેટલા બીજા હોતા નથી. સિસરો, સેનેકા, બીજા પ્લિની, એઓમાં જો કાંઇ સ્વાભિમાન નહોતે તો તેમની કીર્તિ આજ સુધી રહેતે નહિ. અભિમાન એ રોગાન પ્રમાણે છે. રોગન ચઢાવેલી ચીજ ચળકાટદાર દેખાય છે એટલુંજ નહિ પણ તે ઘણાં દિવસ ટકે છે.

પણ આપણું કૃત્ય અને ભાષણ એ બઢાઇથી કહેવાની એક ખુબી છે તે બઢાઇથી ભિન્ન છે. કારણ તે પોકળ સ્વાભિમાનમાંથી ઉત્પન્ન નહિ થતાં મનનાં સ્વભાવિક મોટપણામાંથી અને ડહાપણમાંથી ઉત્પન્ન થાય છે. અને કેટલાકોને તે શોભે છે. આપણી ભૂલ કબુલ કરવા પ્રમાણે બતાવવું, બીજાનું કહેવું માન્ય કરવા જેવું બતલાવવું, શરમાળપણું બતલાવવું, આ પ્રકાર ઉપર જણાવેલી ખુબીના છે, અને તેમાં બીજો પણ એક પ્રકાર છે; તે એ કે, જે ગુણ આપણામાં પૂર્ણ છે, તે બીજામાં હોય એટલે તેમની ગમે તેવી તારીફ કરવી. કારણ પ્લિની કહે છે તેમ "બીજાની તારીફ કરવાથી તમે પોતાનો ઇન્સાફ કરો છો એમ બને છે. કારણ જેની તમે તારીફ કરો છો તે સ્તુતિ ગુણમાં તમારાથી પણ અધિક હોવો

ન્યાયાધિશે કાયદાનો ખેંચી તાણી અર્થ કરવો નહિ, કારણ કાયદાની ખેંચતાણ જેવું બીજું દુઃખ નથી. મુખ્ય કરી ફોજદારી કાયદામાં તેણે સંભાળવું જોઇએ અને દેહેશત માટે જે વાત જણાવેલી છે, તે પૂર્ણપણે અમલમાં લાવવી નહિ, અને લોકોપર કાયદાના સકંજાનો વર્ષાવ કરવો નહિ. કારણ દંડના કાયદા સખતાઇથી અમલમાં લાવતાં તે પ્રજાને ફાંસો થઇ પડે છે. એ થકી દંડ સંબંધી કાયદા જો ઘણા દિવસ સુધી અમલમાં હોય અથવા ચાલૂ કાળને લાગુ નહિ પડવા જેવાં હોય, તો ડાહ્યા ન્યાયાધિશે તે આજ્ઞાં બજાવવાં નહિ. જે કામમાં જીવપર પ્રસંગ હોય તેમાં ન્યાયાધિશે ઇન્સાફ કરતી વેળા (કાયદાને નહિ છોડતાં) બને ત્યાં સુધી દયા બતલાવવો. ગુન્હા માટે કરડી નજર બતલાવવી, પણ ગુન્હેગાર ઉપર દયા કરવી.

**બીજું, વકીલ સંબંધમાં**—શાંતપણે અને ગંભીરતાથી સાંભળા લેવું, એ ન્યાયાધિશનું મુખ્ય કામ છે. જે ન્યાયાધિશ ન્યાયાસન ઉપર ઘણું બોલે છે, તે સારો નહિ. પછી વકીલ તરફથી જે સાંભળીયું હોય તે ન્યાયાધિશે પેહેલાં પોતે થઇ શોધી કાઢવું, એમાં કાંઇ ભુશણ નથી. તેમજ પુરાવો અથવા વકિલોની તકરારો વચ્ચેજ બંધ કરી એકદમ તુરત સમજી જવાનું ડોલ ઘાલવામાં અથવા પોતેજ સવાલ કરી આગલી ખબર પેહેલાંજ મેળવવામાં વટીક ભુષણનથી. કજ્યો સાંભળતાં નયાયાધિશનાં કામો ચાર છે, તે એવાં:–પુરાવો કાયદાસર લેવો: લાંબુ પીંજણ, પુનરાવૃતિ, અથવા અપ્રસંગિકપણું એ ઓછું કરવું; જે બનયું હોય તેનાં મુખ્ય મુખ્ય મુદ્દા ચુંટી કાઢી તે સંક્ષેપથી ફરી જણાવવું; અને નીવેડો કરવો. જે જે એ

કોઇ નથી. કારણ હદ્દની નિશાનો સર્વે કરતાં તે વધારે કાઢી નાખે છે. અન્યાયનાં એકજ ઠરાવથી જેટલું નુકસાન થાય છે તેટલું અનેક ખરાબ દાખલાથી પણ થતું નથી; કારણ ખરાબ દાખલાથી માત્ર ન્યાયનો પ્રવાહ ખરાબ થશે, પણ અન્યાયનાં ઠરાવથી ઇન્સાફનો ઝરોજ ભ્રષ્ટ બને છે. ન્યાયાધીશનો અરજના સાથે સંબંધ હોય છે. એટલે પક્ષકારો સાથે, વકીલ સાથે, હાથ નીચેનાં નોકરો સાથે અને સરકાર સાથે.

પ્રથમ પક્ષકારોનાં સંબંધમાં વિચાર કરીશું. કેટલાક ન્યાયાધીશ ઇન્સાફને કડવાસ લાવે છે; અને કેટલાક ખટાશ પણ લાવનારાં હોય છે. અર્થાંત ઇન્સાફમાં અન્યાય થયો એટલે તે ઇન્સાફ કડવો લાગે છે; અને ઇન્સાફ મેળવવા વધારે દિવસ લાગતાં પક્ષકારોને ખાટું મ્હો કરવું પડે છે. બળજબરી અને લુચ્ચાઇ એ નિર્મૂળ કરી નાખવાં એ ન્યાયાધીશની મુખ્ય ફરજ છે. બળજોરી ખુલ્લી હોય એટલે તે ઘણી અપાયકારક થઇ પડે છે, અને લુચ્ચાઇ ઢંકાયલી હોય એટલે તે ઘણી નુકસાનકારક થાય છે. મુલકી ફરિયાદો હોય તેટલી કાઢી નાખવી. કારણ તેના ભોગે ન્યાયાધીશનું કામ વગર સબબે વધે છે. જે મુજબ ઇશ્વર ઇન્સાફ કરતી વેળા ખાહી ઉંચી બનાવી ડુંગર નીચાં બનાવે છે તેજ મુજબ ન્યાયાધિશે યોગ્ય વિચાર આપવા પેહેલાં કરવું જોઇએ. જ્યારે એક પક્ષ તરફ જોર, લુચ્ચાઇ, એકતા, સલ્હા, ઉત્તમ વકિલાત એ હોય છે, અને બીજા તરફ તેમાનું એક પણ હોતું નથી ત્યારે ન્યાયાધિશનો ગુણ દેખાઇ આવે છે. કારણ તેણે બેઉ પક્ષકારોને સમસામાન કરી તેમનો ઇન્સાફ કરવો જોઇએ.

અથવા "અમારા વકિલની તકરાર સાંભળી નહિ" એમ કહેવાને પક્ષકારોને જગ્યા રાખવી નહિ.

**ત્રીજું; મેહેતા વગેરે હાથ નીચેનાં માણસોનાં સંબંધમાં.**—ન્યાયની જગ્યા એ પવિત્ર છે. સબબ ન્યાયાધિશનીજ ગાદી, નહિ તો સર્વ કચેરી, અને તેનું આંગણું એ શુદ્ધ રહેવું જોઇએ. કાંટાના ઝાડપર કદી દ્રાક્ષ ઉગતી નથી, તેમજ જે ન્યાયાધિશની આસપાસ લાંચીયા અને કંટાળાભર્યા મેહેતારૂપી કાંટા હોય તો ત્યાં ન્યાયનાં મીઠા ફળ પક્ષકારોને હાથ આવશે નહિ. ન્યાય કચેરીમાં ચાર પ્રકારનાં ખરાબ લોકો હોય છે. કેટલાકો લગાડી આપનાર હોય છે; એઓ ઇન્સાફ કચેરીઓની ભરતી કરી દેશને ભિખારી બનાવે છે. કેટલાક અધિકાર માટે ન્યાયાધશો વચ્ચે અપસમાં મતફેર પડાવે છે, અને જે અધિકાર ન્યાયાધશને નહિ તે, પોતાના લાભ માટે છે એમ બતલાવે છે. આવાં લોકો ન્યાયાધિશના હિતચિંતક હોતાં નથી. કેટલાક લુચ્ચાઇની બાજી અને તરેહવાર ફરેબ રમવામાં બાહોશ હોય છે. આવા લોકો ન્યાયનો સિધો માર્ગ બગાડી, આડે માર્ગે જાય છે; અને કેટલાક લાંચીયા હોય છે. એમનાજ લીધે ન્યાય અદાલતને ઝાડીની ઉપમા પ્રાપ્ત થાય છે. થંડી પવનથી બચાવ થવા માટે બકરાં બીચારાં ઝાડીનો આશરો શોધે છે, પણ ત્યાં તેમને પોતાનું ઉન (બાલ) ગુમાવ્યા વિના ઇલાજ રહેતો નથી. પણ એકાદ ઉમરે પોંહચેલો કારકૂન વેહેવારનો પુરતો જાણીતો, દૂરદર્શી અને 'કોર્ટ'નાં કામમાં વાકેફગાર હોય તો, તે અદાલતનો નાક બનશે એમ સમજવું. તે અનેક વખતે ન્યાયાધિશને પણ માર્ગ બતલાવશે.

કરતાં વધારે હશે, તે તે અતિશયોક્તિ કહેવાય, અને તેનું કારણ બોલવાની ચેંટ અને ઇચ્છા, અથવા સાંભળવાની અધીરતા, અથવા સ્મરણ શક્તિની કમતાઇ અથવા નચીંત ચિત્તનો અભાવ એજ છે.

કદી કદી વકિલની હિમ્મતથી ન્યાયાધિશનું મન ફેરવી શકાય છે, એ અજાયબી ભરી બીના છે. ન્યાયાધિશ ઇશ્વરની ગાદી ઉપર બેસે છે, સબબ તેઓએ ઇશ્વરનું અનુકરણ કરવું જોઇએ. તે અહંકારી માનવીઓપર દાવ રાખે છે અને નિરભીમાની ઉપર મેહેરબાની કરે છે. પણ એ કરતાં અજાયબ વાત એ છે કે ન્યાયાધિશનાં જાહેર રીતે માનીતા મનુષ્યો હોય છે; તેથી ન્યાયાધિશ તરફ દાદ મેળવવાનાં જે આડા માર્ગ છે એવી લોકોને શંકા આવે છે, અને તેમને ખરચ પણ વીશેષ પડે છે.

જે વખતે વકીલ પોતાનો મુકદમો હોશિયારીથી ચલાવે છે અને તકરાર પણ સારી રીતે કરે છે, ત્યારે ન્યાયાધિશે તેની થોડી તારીફ કરવી એ યોગ્ય છે. મુખ્ય કરી જે પક્ષ હારે છે તે પક્ષનાં વકિલની પીઠ જરા ઠોકવી; એટલે તેના કુળને એમ લાગશે કે, આપણો વકીલ કાંઇ ઓછો નથી. આપણો પક્ષજ જુઠો ઠરે છે. તેમજ વકિલમાં જ્યારે લુચ્ચાઇ, અત્યંત ઉતાવળ, અપૂર્ણ ખબર અને જુઠી તકરાર એ અનુભવે છે, ત્યારે સાર્વજનિક કલ્યાણ માટે તેમને સભ્યતાથી ઠપકો આપવો. વકિલોએ ન્યાયાધિશની સામે ધિટ્ટાઇથી તકરાર કરવી નહિ, અથવા તેણે એક વખત ચુકાદો આપતાં ફરી તકરાર ચલાવવી નહિ; તેમજ ન્યાયાધિશે પણ કજ્યો અધો સાંભળી વચમાંજ નિવેડો કરવો નહિ, અને "અમારો પુરાવો લીધો નહિ"

ગાદીની બરાબરીનાં હોવા નહિ જોઇએ, અને તેઓએ રાજકીય સંબંધની બાબતમાં હરકત કરવી નહિ.

કાયદાનો અમલ સારા સારા વિચારથી કરવાનો અધિકાર ન્યાયાધિશોને છે. તે પોતાને નથી એમ ન્યાયાધિશે સમજવું નહિ, કાયદો કેવો પણ હોય તોય તે બજાવનારા ઉપર અવલંબે છે. અર્થાત અમલદાર આદમી જેવા હોય છે, તેવીજ કાયદાની બજાવણી હોય છે.

---

## (૪૯)
## ગુસ્સો.

ગુસ્સાને તદન દાબી દેવાની કોશેષ કરવી એ માત્ર 'સ્ટોઇક' લોકોની બહાદુરી છે; અમારામાં તે કરતાં ઉત્તમ વચનો છે; "ક્રોધાયમાન થાવો, પણ પાપ કરશો નહિ." "તમારા ગુસ્સા ઉપર સૂર્યને અસ્ત થવા દેતા ના."*ગુસ્સાને પ્રસંગના અને વખતનાં સંબંધમાં, મર્યાદામાં તથા બંધનમાં રાખવો જોઇએ. પ્રથમ ગુસ્સો ઉપજવાની કુદ્રતી પ્રવૃતિ અને ટેવ નરમ અને વખત પડવે કેમ રાખી શકાય તે વિષે જણાવીશું. બીજાએ ગુસ્સાની વિશેષ વૃત્તિ કેમ દાબી નાખવી, અથવા તેમાંથી ખરાબ પરિણામ નહિ આવે એવી રીતે તેમને કેમ તાબે રાખવાં, એ જણાવીશું. ત્રીજી વેળા, બીજામાં ક્રોધ કેમ ઉત્પન્ન કરવો અથવા શમન કરવો એ જણાવીશું.

પેહેલી દલીલ સંબંધમાં;—ક્રોધનાં પરિણામ શું છે અને તે માનવીનાં જીવિત્વને કેવો ઉપદ્રવ આપે છે એ થકી મનન કરવું

*ક્રોધ આવતાં તેને સૂર્ય અસ્ત પામવા પહેલાં શમન કરવો; અર્થાત તરતજ.

**ચોથું, સરકાર સંબંધમાં:**—ઉપર જણાવેલી સર્વ બીના ઉપરાંત ન્યાયાધિશે રોમના બાર કલમી કાયદાનો સિદ્ધાંત ધ્યાનમાં રાખવો. તે એ કે, "રૈયતનું રક્ષણ એજ કાયદાના મુખ્ય તત્વ છે." અને જે કાયદા રૈયતના સુખ માટે નહિ હોય, તે કેવળ જુલ્મી હોઇ જુઠા ઇશ્વરનાં વચન પ્રમાણે ફોકટનાં છે, એમ તેઓએ સમજવું. એ થકી સરકારે ન્યાયાધિશની સલાહ ઘડી ઘડી લેવી અને ન્યાયાધિશે સરકારની સલાહ વારંવાર લેવી, એટલે રાજ્યમાં સુખ મહાલશે. એટલે એકાદ રાજકીય કામમાં કાયદાનું પ્રકરણ હોય તો સરકારે ન્યાયાધિશનું મત લેવું અને કાયદાના કામમાં રાજકીય વાતોનો સંબંધ આવતો હોય તો ન્યાયાધિશે સરકારનો વિચાર લેવો. કારણ અનેક વખતે એમ બને છે કે, કજ્યો ફકત વાદી પ્રતિવાદી એઓ વચ્ચે હોય છે, અને તેમનો ફડચો તેઓમાંના એકની તરફેણમાં થાય છે; પણ રાજકીય નજરે તે નિવેડો મહત્વનો હોવાનો સંભવ છે, તે નિવેડાથી કદાચ મ્હોટો ફેરફાર થતો હોય, કદાચ એક પ્રકારનો ભયંકર દાખલો મળતો હોય, અથવા તે મ્હોટી પ્રજા સંખ્યાને લાગુ પડતો હોય; તો એવે પ્રસંગે સરકારનો વિચાર લેવો. ન્યાયના કાયદા અને ખરી રાજ્યનીતિ એમનો પરસપરથી વિરોધ છે, એમ કોઇએ માનવું નહિ. મન અને સ્નાયુ એમનો જેવો સંબંધ છે, તેવોજ એમનો પણ છે; એકનું ચલન ચાલતાં બીજાનું પણ ચાલે છે.

ન્યાયાધિશે એ પણ ધ્યાનમાં રાખવું કે, સાલોમનની ગાદીનાં રક્ષણ માટે બેઉ બાજુએ સિંહ હતા. તેણે પણ સરકારની ગાદીનાં રક્ષક સિંહ બનવું; પણ તે ગાદી નીચેના સિંહ હોવા જોઇએ.

છે એમ માનવું અને લઇ ચલાવવું. કારણ પ્રત્યક્ષ અપકાર કરતાં તિરસ્કારથી ગુસ્સાને વધારે આવેશ આવે છે. આથી જ્યારે માનવી તિરસ્કારદર્શક વાતો શોધી કાઢવામાં ચંચળ હોય છે ત્યારે તેઓ ગુસ્સાને એકદમ સળગાવે છે. છેલ્લું,–માનવીની આબરૂને આંચકો બેસે છે એમ જણાતાં ગુસ્સો વધારે અને તીવ્ર બને છે; એનો ઉપાય એજ કે, આબરૂનું બખતર જાડું રાખવું, પણ ગુસ્સો દાબવાના કામમાં ઉત્તમ ઉપાય જોતાં–વખત લગાડવો–એ છે. અને એમ માનવું કે વેર લેવાનો વખત હજી આવ્યો નથી ; તે ભવિષ્યમાં છે અને એવી રીતથી દરમ્યાન આપણને શાંત બનાવવું અને વેર લેવાનું કામ આગળ લંબાવવું.

ગુસ્સાથી જો કે માનવી તત્પર થયો હોય તોય તેના હાથે ખરાબ પરિણામ નિપજે નહિ આથી બે વાતો ધ્યાનમાં રાખવી; તેમની તમે વધારે ખબરદારી લેવી જોઇએ. એક અત્યંત કડવાં સુખન નહિ બોલવાં, મુખ્ય કરી તે તાના મારનારા અને ચટકો લગાડનારાં હોય તો; કારણ સામાન્ય અપશબ્દ એટલા લાગતા નથી. અને ફરી; ગુસ્સામાં માનવીની ગુપ્ત વાતો જાહેર કરવી નહિ; કારણ તેમ કર્યાથી તે માનવી સમાજને લાયકનો ગણાતો નથી. બીજું, ગુસ્સાના આંચકાથી તમે જાણી જોઇ એકાદ કામ ભાંજી પાડતા ના; પણ તમે ગમે તેવી કડવાસ બતલાવી હોય તોય ફરી; રદ કરી શકાય નહિ એવું એકાદ કામ કરતા ના.

બીજામાં ગુસ્સો ઉત્પન્ન અને શમન કરવા સંબંધમાં:— તક જોઇ માનવી જ્યારે ઘણો જીદ્દી અને હેરાઉન હોય ત્યારે તેમને

અને ઘડી ઘડી વિચાર કરવો, એ શિવાય બીજો ઉપાય નથી. અને એમ કરવાનો ઉત્તમ સમય જોઇએ તો ગુસ્સાનો જુસ્સો તદ્દન નિકળી ગયા પછી ગુસ્સા તરફ સિંહાવલોકનથી જોવું. 'સેનેકા' રસિક રીતે જણાવે છે કે "ક્રોધ એ નાશ પ્રમાણે છે; તે જે વસ્તુ ઉપર પડે છે તેનીપર ભાગી જાય છે." "આત્માને જગે દમ રાખી રહેવું" એવો ઉપદેશ અમોને ધર્મશાસ્ત્ર કરે છે. જે કોઇ દમ તજે છે, તે પોતાનો આત્મા ગુમાવે છે. માનવીએ મધમાખી પ્રમાણે થવું નહિ; તેઓ "ડંખ મારવામાંજ સાર્થક માને છે."

ક્રોધ એ ખરેખર એક પ્રકારનું નીચપણું છે, એ જેમનામાં તે રાજ્ય કરે છે તેમની નબળાઇ ઉપરથી જણાય છે; તે કોણ; તો બચ્ચાં, સ્ત્રીઓ, બુઢા અને બેમાર. માત્ર માનવીએ એવી ખબરદારી રાખવી જોઇએ કે, ગુસ્સાથી નહિ ડરતાં તેઓએ તેને તરછોડયાજ કરવો; એટલે એમ દેખાશે કે તેઓ ગુસ્સાને તાબે નહિ હોઇ તેના ઉપરી છે; માનવી જો ખુદને તે કામમાં નિયમ બાંધી આપશે તો એમ કરવું સેહેલ છે.

બીજી દલીલ સંબંધમાં;—ક્રોધના કારણો અને પ્રવર્તકો મુખ્ય કરી ત્રણ છે:–પેહેલું, અપકાર થકી અત્યંત કોમળ રહેવું; કારણ જે પોતાને અપકાર થયો એમ મનમાં લાવતો નથી તે ગુસ્સે થશે નહિ, અને તેથી કોમળ અને નાજુક મનુષ્ય ઘડી ઘડી ક્રોધાયમાન થવાંજ જોઇએ. તેમને કંટાળો આપનારી ઘણીક વાતો હોય છે; વધારે તેજ તબીયતનાં માનસો આ વાતો મનમાં લાવશે નહિ. બીજું, જે ઉપકાર થયો હોય તે પ્રસંગાનુસાર તિરસ્કારયુક્ત

હમેશાં એકમેકથી તેમનાં અંતર ઉપર હોય છે. કશુ નજદીક આવતા નથી, અથવા વધારે દૂર જતા નથી; બીજું એ કે, દૈનિક ગતિ હમેશાં તેટલાજ કાળમાં થાય છે.) તો કોઇ પણ વ્યકિત એક ક્ષણ પણ હઠતે નહિ.''

એ ખરૂં છે કે, પૃથ્વીનાં ભારે પરિમાણુંનો એક સરખો ચાલુ પ્રવાહ વહે છે, તેઓ કદી પણ સ્થિર હોતાં નથી. સર્વ વસ્તુ વિસ્મૃતીમાં દાટી નાખનારાં આવરણ વસ્ત્ર બે છે. જળ પ્રલય અને ધર્તિકંપ. અગ્નિ પ્રલય (જવાળામુખીનું ફાટવું) અને ભારે દુષ્કાળ એઓ તમામ જનસંહાર અને નાશ કરે છે એમ નથી. 'ફાએતન'નો રથ* માત્ર એક દિવસ ચાલ્યો, અને એલયાસનાં સમયમાં ત્રણ વર્ષ દુષ્કાળ પડયો હતો તે કેવળ એકજ દેશમાં હતો, અને તેમાંથી લોકો જીવ્યા. વિજળિક પ્રબ્હાની મ્હોટી આગો જે પશ્ચિમ ઇંદીજમાં વારંવાર લાગે છે, તે માત્ર થોડાજ ભાગોપર લાગે છે; પણ જે બે નાશ જળપ્રલયથી અને ધર્તિકંપથી થાય છે તેમાં વળી એવું દેખાય છે કે, જે થોડાં લોકો તેમાંથી બચે છે, તેઓ ઘણું કરી અજ્ઞાની અને પહાડી લોકો હોય છે; તેઓને ગતકાલની કશી હકીકત જણાવતાં આવડતી નથી. એટલે જો કોઇજ બચ્યું નહોતે તો જેટલી વિસ્મૃતિ થઇ હતે તેટલીજ થાય છે. પશ્ચિમ ઇંદીજનાં લોકો માટે તમે સારો વિચાર લાવશો, (તો તમોને એવું દેખાશે કે) જુની દુનિયામાંના લોકો કરતાં તેઓ ઘણું

* ફાએતન—એ સૂર્યનો પુત્ર. તેણે પોતાના પિતા પાસથી તેનો રથ એક દિવસ હંકારવા માંગી લીધો. પણ તે હંકારી શકયો નહિ; તેના ઘોડા ભડકી ગયા, તેઓ હેઠે ઊપર જવા લાગયા. તેથી આકાશ અને પાતાળ એ સળગી ઊઠેછ કે કેમ એવો તેને ભય લાગો, છેટલે જયુપીટરે તેનું સંકટ જોઈ ફાયેતનને પોતાના વજ્રથી નીચે પાડયો.

ચીડવવાં; ફરી ( પાછળ જણાવ્યા મુજબ ) તિરસ્કાર દુઃસહ કરવા માટે તમોને જેટલી વાતો જડશે તેટલી એકઠી કરવી, અને ગુસ્સો શાંત કરવાનાં બે ઉપાય તેથી ઉલટા છે. પેહેલો, સારી તક જોઇ આદમીને ગુસ્સાનું કામ પ્રથમ જણાવવું. કારણ પેહેલો છાપ ઘણું કામ બજાવે છે. બીજો અપકાર અને તિરસ્કાર એમનો સંબંધ જેટલો તોડી શકાય તેટલો ભાંજવો; એટલે અપકાર થયો તેની ગેરસમજ, બિહીક, વિકારવશ્યતા અથવા તમારા મનમાં આવે તે કારણ બતાવી દેજો. ( તે તિરસ્કારને લીધે ઉત્પન્ન થયો એમ મનમાં ભેરવી આપતા ના. )

---

## ( ૫૦ )

## ચીજોની ઉથલપાથલ.

સાલોમન કહે છે "પૃથ્વીપર નવું એવું કાંઇ નથી." એટલે પ્લેટોની* એવી કલ્પના હતી કે "સર્વ પ્રકારનું જ્ઞાન એ માત્ર સ્મૃતિ છે," તેવું સાલોમનનું વાકય છે કે "સર્વ પ્રકારની નવી શરૂઆત માત્ર ભુલકણી છે." આ ઉપરથી તમારા ધ્યાનમાં આવશે કે 'લૅથે' † નદી જેવી પાતાળમાં તેવી પૃથ્વીપર પણ છે. એક ગહના જ્યોતીષિ કહે છે "સ્થિર વાતો નહિ હતે (એક એ કે, નવ ગ્રહો

---

* પલેટો પુનર્જનમ માનનારો હતો. તેનુ કેહવું એવું હતું કે, અમોને આ જનમે જે જ્ઞાન પ્રાપત થયું છે તે અમોને પુર્વ જનમે હતું. પણ બીજા જનમને લીધે અમે તે ભુલી જઇએ છિયે, પણ તેની હાલમાં યાદદાસ્ત તાજી થાય છે.

† લેથે નદી–ગ્રીક અને રોમન દંતકથા મુજબ આ નદી દોજખમાં વહે છે. તેનું પાણી પિનારો ગઈ ગુજરી સર્વ યાદદાસ્ત વિસરી જાય છે. "લેથે" શબ્દનો અર્થ ભુલી જવું થાય છે.

વ્યક્તીની સ્થિતિ વિસરાવા સંબંધમાં નહિ ( કારણ, આકાશ માંહેલા-ઓનો અમલ પૃથ્વી ઉપરની આ વાતો સાથે મળતો છે તે કરતાં તે વધારે છે એમ જે લોકો માને છે, તેમના મત મુજબ માત્ર તેમ થશે ) પણ સામટી રીતે, ધુમકેતુ એ વસ્તુ સમુહ ઉપર સત્તા ચલાવે છે અને અમલ કરે છે એ માટે શક નથી; પણ લોકો માત્ર તેની તરફ જુવે છે, અને તે ક્યાં જાય છે એ ઠેરવે છે; તેનું શું પરિણામ થાય છે તેપર કોઇ ધ્યાન આપતું નથી.

એક નાદની વાત માહરા સાંભળવામાં છે; તેની જરા વધારે શોધ થવી જોઇતી હતી. એમ કહે છે કે ખાલાટી દેશમાં કયા ભાગમાં છે એ ખબર નથી. એવું જોવામાં આવેલું છે કે દર પાંત્રીસ વરસે તેજ તેજ વર્ષફળો અને હવામાન ફરી ફરી આવે છે. જેમકે ભારે ઠાર, મ્હોટી વૃષ્ટિ, ભારે દુષ્કાળ, ગરમ થંડીની રૂતુ, ગર્મી રહીત ઉન્હાળા વગેરે. એ જણાવવાનું કારણ એટલુંજ છે કે પાછળ ગણી જોતાં મને આ વાતનો થોડોક અનુભવ મળેલો છે.

પણ આ કુદ્રતી વાતો છોડી આપણે માનવી તરફ વળીએ. માનવીમાં અત્યંત ફેરફારને કારણ જોતાં પંથ અને ધર્મ એ છે. કારણ આ વાતો માનવી મન ઉપર અત્યંત ભારે કાબુ ધરાવે છે; સાચ્ચો ધર્મ ખડક ઉપર સ્થાપન થએલો છે. બાકીનાં બીજા ધર્મ વખતના મોજા ઉપર અફળાયા કરે છે. આથી નવા પંથની સ્થાપનાનાં કારણો જણાવીશું; અને આવા મહાન ફેરફાર બંદ કરવા માટે માનવી વિચાર શકિતની નબળાઇને સલાહ આપવી જેટલી યોગ્ય છે તેટલી તે સંબંધમાં આપીશું.

કરી નવા અને હલકા છે, અને એ વધારે સંભવિત છે કે, ત્યાં
આજ સુધી જે મહા કોપ ગુજર્યાં છે તે (ઇજીપશિયન ધર્મગુરૂઓએ
સોલનને એટલાન્ટિક ટાપુ વિષે જે ખબર આપી છે, કે તે ધર્તિકં-
પથી ગરક ગયો છે તે મુજબ) ધર્તિકંપથી નહિ; પણ સ્થાનિક જલપ્રલયથી
થયાં હશે. કારણ તે ભાગમાં ધર્તિકંપ કદાચજ થાય છે. પણ ત્યાં એવી
ગંજાવર નદીઓ છે કે તેમના માનથી એશિયા,* આફ્રિકા અને યુરપ
માંહેલી મ્હોટી નદીઓ માત્ર ઝરા જેવી છે. તેમનાં 'એન્ડીજ,' પર્વતો
અમારા પર્વતો કરતાં પણ અત્યંત ઉંચાછે અને તેથી આવા સ્થા-
નિક જલપ્રલયમાંથી થોડાં લોકો બચી ગયા હોય એમ જણાય છે.
'મેકિયાવ્હેલી' નું એવું કહેવું છે કે, ધર્મપંથમાં પરસ્પર જે
ઇર્ષા હોય છે તે ચીજોની યાદદાસ્ત નાશ કરવાને ઘણે ભાગે કારણ
ભૂત બને છે. તેણે 'ગ્રેગરી ધી ગ્રેટ' નો દાખલો લીધો છે,
કે તેણે મુર્તિપૂજકોની પ્રાચીન ચીજોનો તેનાથી થયો તેટલો નાશ
કર્યો. આ સંબંધમાં (મારૂં કહેવું એવું છે કે) તે ધર્મ વીષે
ઘણી હાની કરે છે અથવા ઘણાં દિવસ ટકે છે એમ જણાઇ આવતું
નથી. એ પાછળથી 'સેબિનિયન' ગાદીપર આવ્યો ત્યારે જણાઇ
આવ્યું હતું. તેણે પ્રાચીન ચીજોનું પુનઃરૂજીવન કર્યું.

ઉપરના ગોલાર્ધોમાં જે ઉથલ પાથલ અથવા ફેરફારો થાય છે તે
હાલના નિબંધ માટે યોગ્ય વિષય નથી. 'પ્લેટો'ના 'મહાન વર્ષ'*
જેટલા દિવસ દુનિયા ટકી તો કદાચ કાંઇ પરિણામ લાવશે. સમાન

° એશિયા, આફ્રિકાનો ઊતર ભાગ અને યુરપ, એમને એકત્રતાથી પુરાતન
દુનિયા કહે છે.

ખીજવીયા કરતાં તેમને પોતાનાં કરવાં અને વધારવા; એ કરતાં નવા સ્થાપન થનારા પંથ અને કિલ્લો બંદ કરવાનો બીજો સારો ઉપાય નથી, એ નક્કી જાણવું.

લઢાઇઓમાં ફેરફાર અને ઉથલપાથલ અનેક છે; પણ મુખ્ય કરી ત્રણ વાતમાં : લઢાઇઓનાં સ્થળમાં; શસ્ત્રમાં; અને લઢાઇ કરવાનાં પ્રકારમાં. પ્રાચીન કાળની લઢાઇઓ પૂર્વ તરફથી પશ્ચિમ ભણી વધારે જતી હતી એમ જણાય છે. કારણ, ઇરાની ઍસિરીયન, આરબ અને તારતર લોકો (જેઓ ચઢાઇ કરનારા હતા) એઓ સર્વે પશ્ચિમ તરફના હતા. ગૉલ લોકો પશ્ચિમ તરફના હતા એ ખરૂં, પણ તેઓએ માત્ર બે ચઢાઇઓ કરી એમ અમારા વાંચવામાં છે; એક ગૉલો–ગ્રેશીયાપર અને બીજી રોમ ઉપર. પણ પૂર્વ અને પશ્ચિમ આ દિશા નક્કી નથી, પણ ઉત્તર અને દક્ષિણ આ દિશા નક્કી છે; અને દક્ષિણ તરફનાં લોકોએ ઉત્તર તરફનાં લોકોપર ચઢાઇ કરી એમ કદાચજ બન્યું હશે; તદનજ નહિ એમ કહેવામાં હરકત નથી. પણ તેથી ઉલટું બનેલું છે. એ ઉપરથી એમ થાય છે કે, ઉત્તર તરફનો પ્રદેશ સ્વભાવિક વધારે રણશૂર છે, એ ત્યાંના ગોલાર્ધ માંહેલા તારાઓને લીધે હશે; અથવા ઉત્તર તરફ મોટાં મોટાં ખંડો છે તેથી હશે; કારણ દક્ષિણ તરફનો પ્રદેશ જેટલો અંજાણ છે તેટલો સાગર મધે છે. અથવા (એ વધારે ખુલ્લું જણાય છે) ઉત્તર તરફની થંડીને લીધે. આ થંડી, શિક્ષણની મદદ વિના, શરીર અત્યંત કઠણ અને શૂરાતમ અત્યંત ગરમ બનાવે છે.

જ્યારે આગલો ધર્મ વાદવિવાદ અને કજ્યાથી જમીનદોસ્ત બને છે; અને જ્યારે ધર્મગુરૂઓની પવિત્રાઇ પડી ભાગે છે અને અપવાદ ભરિત બને છે; વળી તેમાં જ્યારે જમાનો મૂર્ખ, અજ્ઞાન અને જંગલી હોય છે; ત્યારે નવો એકાદ પંથ ઉત્પન્ન થશે એમ સમજવું. જો એવે વખતે એકાદ અલૌકિક અને બાહોશ પુરૂષ તે પંથનો સ્થાપક તરીકે નિર્માણ થયો તો નવો પંથ ફેલાશે એ જરૂર જાણવું. આ તમામ વાતો મહમદે પોતાનો ધર્મ જાહેર કર્યો ત્યારે બની હતી. નવા પંથમાં જો બે ગુણ નહિ હશે તો તેનાથી ડરવાનું કારણ નથી; સબબ તે ફેલાશે નહિ. પેહેલો ગુણ એ કે, ચાલુ અધિકારને દૂર કરી પોતે તેની જગ્યા લેવી અથવા તેમનાથી વિરોધી બનવું; સબબ તેના જેવું બીજું કાંઇ લોકપ્રિય નથી. બીજું, એશઆરામ અને મોજ શોખને છુટાપણું બક્ષવું.

નવો ધર્મ સ્થાપન કરવાનાં ત્રણ માર્ગ છે; મોજેજા કરવાની શકિત; બીજાઓનાં ચિત્ત અને મન ફેરવી નાખવાના કામમાં છટાદાર વક્તૃત્વ અને ડાહપણ; અને તલવાર. સ્વધર્મ માટે જીવ આપવો એ હું ચમત્કારમાંજ (મોજેજામાં) ગણું છું; સબબ તે માનવી સ્વભાવની શકિતથી ઘણું બીકટ છે એમ દેખાય છે. તેજ પ્રમાણે સચેત અને પ્રશંસનીય પવિત્રાઇ પણ તેમાંજ ગણી શકાશે. નિંદ્ય પ્રકાર સુધારવાં; નાહના નજીવા ભેદ દાબી દેવા; નમનતાઇથી ચાલવું અને રકતપાતથી છળ નહિ કરવાં; અને મુખ્ય સ્થાપકને જબરદસ્તીથી અને સખતાઇથી

---

* પલોટેનું મહાન વર્ષ એટલે એક કાલ પ્રમાણે છે. એટલા કાલમાં ૯ ગ્રહ તેમનાં ઉપગ્રહ એ સર્વ પોત પોતાના ફેરા પુરા કરી ફરી આગલે સ્થાને એટલે દુનિયાની આરંભમાં તે જે સ્થાને હતા તયાં પાછા આવે છે.

જવું, એ તેઓ ચીઠીઓ નાખી ઠેરવે છે. જ્યારે એખાદ રણશુર રાજ્ય નબળું અને વીર્યહિન બને છે, ત્યારે લઢાઇ જરૂર થશે એમ સમજવું; કારણ એવાં રાજ્યો તેમની પડતીનાં વખતમાં શ્રીમંત બનેલાં હોય છે, અને તેથી લુટની આશા લઢાઇને તેડું કરે છે, અને તેની શૌર્યહિનતા ઉત્તેજન આપે છે.

હથીયારોનાં સંબંધમાં એકજ નિયમ લાગુ નથી અને તે તરફ ઓછું ધ્યાન આપવામાં આવ્યું નથી. તથાપિ તેમાં વટીક ઉથલપાથલ અને અદલાબદલી હોય છે. કારણ એ ખરૂંજ છે કે, હિંદુસ્તાનમાં ઑકસીડ્રેકસ (?) ના શેહેરમાં તોપ વિશે ખબર હતી; અને તેમનેજ મેસિડોનીયન લોકો મેઘ ગર્જના, વિજળી અને જાદુ કહેતા; અને ચીનમાં તોપનો ઉપયોગ ૨૦૦૦ વર્ષ ઉપર થતો હતો એ સુપ્રસિદ્ધ બીના છે. હથીયારોની સ્થિતિ અને તેમનો સુધારો ત્રણ વાતોમાં છે; પેહેલી, નિશાન દૂર વેર પોંહચવી; કારણ તેથી બિહીક ઓછી થાય છે; એ તોપ અને બંદુકમાં જણાય છે. બીજું, પ્રહારનું જોર; એમાં વટીક, 'મેષાઘાત' * અને બીજી યુક્તિ એમાં તોપનીજ સરસાઇ છે. ત્રીજું, તેમનો સગવડભર્યો ઉપયોગ; એટલે સર્વ પ્રકારની હવામાં તેમનો ઉપયોગ કરી શકાય; અને તે લઇ જવામાં હલકાં અને વાપરવાને સેહેલ હોવાં જોઇએ; વગેરે.

લઢાઇ ચલાવવાના સંબંધમાં–પેહેલા લશકર સંખ્યાપર આધાર રાખતાં; તેજ મુજબ શરીરબળ અને શૌર્ય એમનીપર લઢાઇઓ

* પ્રાચીન લોકોમાં કિલ્લાની દેવાલ તોડી પાડવા માટે એક યંત્ર બનાવતા. તેના છેડાપર બકરાના માથા જેવો આકાર પાડતા; આથી તેને મોરચાપર લગાડનાર મેંઢા કહેતા.

મ્હોટા સંસ્થાનોનો અથવા રાજ્યોનો ભંગ અને ફેરફાર થયા પછી લડાઇઓ થશે એ ખાસ જાણવાજોગ છે. કારણ મ્હોટાં રાજ્યો કાયમ હોય તો તે મૂળની પરજાતિ પ્રજાની શકિત નબળી અને નષ્ટ કરે છે; અને પોતાની સંરક્ષક શકિત ઉપર આધાર રાખે છે: અને તેઓ થાકતાં સર્વ સત્યાનાશ થાય છે અને મૂળના લોકો (કોઇ પણ હોય) ભક્ષ્યસ્થાને પડે છે. રોમન રાજ્યનો નાશ થયો ત્યારે એમજ બન્યું; અને ચાર્લસ ધી ગ્રેટ પછી આલમેનના રાજ્યનું પણ તેમજ થયું; દરેક પક્ષીએ એક એક પીંછ લીધું; અને સ્પેનનું રાજ્ય ચઢતીએ આવ્યું તોય તેનું તેમજ થશે. આજ મુજબ રાજ્યો ઘણા ફેલાય, અથવા સંયુકત થાય તોજ લડાઇઓ ઉત્પન્ન થાય છે. કારણ રાજ્ય અત્યંત જોરાવર થતાં તે મહાપૂર પ્રમાણે બને છે; તે જલમય કરવાનું તે કરશેજ; એ રોમ, તુર્કસ્તાન, સ્પેન અને બીજાં રાજ્યો ઉપરથી જણાય છે. દુનિયામાં જો થોડા જંગલી લોકો હશે અને ઉપજીવિકાનું સાધન હોયા વિના તેઓ લગ્ન અથવા પ્રજોત્પત્તિ કરતાં નહિ હોય (આજે પણ તારતરી શિવાય ઘણાખરા સ્થળોમાં તેમજ છે) તો તે લોકોની રેલ આવશે એનો ભય નથી; પણ જ્યારે લોકોનાં જથ્થાનાં જથ્થા ઉત્પન્ન થઇ અમલ કરે છે, અને નિર્વાહનાં અને ઉપજીવીકાના સાધનો શું છે એ નહિ જોતાં પ્રજોત્પતિ કર્યાં જાય છે ત્યારે તેઓ એક યા બીજા જમાનામાં પોતાની પ્રજામાંનો કાંઇક ભાગ બીજા રાષ્ટ્ર ઉપર છોડશેજ; તેમ કર્યા વિના તેમને છુટક નથી. પ્રાચીન ઉતર તરફનાં લોકોમાં એ ચીઠીથી ચુંટે છે; યાને ઘેરે કોણે રહેવું અને બાહેર કોણે

## આ ગ્રંથ રચનારના નીચલા ગ્રંથો તૈયાર છે.



(જાણીતાં પુસ્તક પ્રગટ કરનાર તથા વેચનાર પાસથી
યા રચનાર પાસથી મળશે.)

(રતનજી ફેરામજી શેઠના.—ઠેકાણું મુંબઇ બહારકોટ અબદુલ
રહિમાન સ્ત્રીટ નંબર ૩૪૫)

| | રૂ. આ. |
|---|---|
| લાર્ડ બેકનનાં નિબંધો... ... ... ... ... કિં. | ૧—૮ |
| પોશાકની ફેશીન અને તેનું શાસ્ત્ર ... ... ... | ૧—૦ |
| સામાન્ય હુન્નર જ્ઞાન અને હિંદના પ્રાચીન સિક્કા. | ૧—૦ |
| ચાઈનીઝ ટેલ્સ—રસીલી વાર્તાનું પુસ્તક. એમાં ૩૩ વાર્તાઓ અરેબિયન નાઇટસની ઢબ ઉપર છે. | ૧—૪ |
| જામાસ્પી ... ... ... ... ... ... ... | ૧—૮ |
| હકદારનો હક—ચિત્રયુક્ત વાર્તા ... ... ... | ૧—૦ |
| એશિયાની સદગુણી બાનુઓ ... ... ... | ૧—૮ |
| સંજ્ઞાદર્શક કોશ... ... ... ... ... ... | ૧—૦ |
| સુંદર હેલન-મહાન કવિ હોમરની ઇલીયડ આધારે... | ૦—૬ |
| ગુલ ખુશરો નાટક ... ... ... ... ... | ૦—૪ |
| મેસમેરીઝમ... ... ... ... ... ... ... | ૦—૬ |
| ફોટોગ્રાફી ... ... ... ... ... ... ... | ૦—૧૨ |
| કાચ બનાવવાનો હુન્નર ઉદ્યોગ ... ... ... | ૦—૧૨ |
| જ્ઞાનચક્રના ૭ દફતરો ... ... ... ... ... | ૧૮—૦ |
| જુમલે રૂ | ૩૦—૪ |

(દરેક ગ્રંથનું પોસ્ટેજ જુદું.)

થાય છે; આણીબાણીની લઢાઇ માટે દિવસ ઠેરવતા અને તે પ્રમાણે સરોબરીની લઢાઇ કરી છેડો લાવવાનો યત્ન કરતા; આપણા લશકર લીટીમાં અને વ્યવસ્થાથી ઉભાં કરવાની તેમને ખબર નહોતી. તે પછી બેહદ સંખ્યા કરતાં મજબૂત સંખ્યા ઉપર આધાર રાખવા લાગ્યા; તે પછી સ્થળ, ચતુર કવાયત, વગેરેનાં ફાયદા તેમને સમજવા લાગ્યાં; તે પછી યુધ્ધની રચના કરવામાં તેઓ અત્યંત કુશળ થયા.

રાષ્ટ્રની જુવાનીમાં હથીયારોની ચઢતી હોય છે; મધ્ય ઉમરે વિદ્યાની; પછી કેટલોક વખત બેઉની; અને રાષ્ટ્રની પડતીના કાળમાં, કલાકોશલ્યા અને વેપારની ચઢતી હોય છે. વિદ્યાની શરૂઆત હોય છે અને તે ઘણુ કરી છોકરવાદી હોય છે. ત્યારે તેનું બાલપણ હોય છે; જ્યારે તે તેજપર અને જુવાનીમાં હોય છે ત્યારે તેની ભર જુવાની કહેવાય છે; જ્યારે તે ભારખમ અને મર્યાદિત હોય છે ત્યારે તેની પૂરી જુવાની અને છેલ્લે જ્યારે તે શુષ્ક અને નિર્જીવ થાય છે ત્યારે તેનો બુઢાપો કહેવાય છે. પણ ઉથલપાથલનાં આ ફરતા ચક્ર તરફ ઘણો વખત જોતાં રેહવું ઠીક નહિ; નહિ તો આપણુને ચક્કર આવશે.

